પુસ્તક ૫૬ મું.] [ અંક ૨ જો.

# Gujarat School Paper.

# ગુજરાત શાળાપત્ર.

ફેબ્રુઆરિ સને ૧૯૨૭.

અનુક્રમણિકા.



કેળવણી ખાતાના હુકમથી.

તંત્રી અને પ્રકાશક (ઓક્ટોબર ૧૯૨૪ થી)

મિ. કૈખુશરૂ અરદેસર બાલા, બી. એ.,

પ્રિન્સિપલ, પ્રે૦ રા૦ ટ્રેનિંગ કોલેજ—અમદાવાદ.



ધી ગુજરાત પ્રિં. પ્રેસમાં—શાહ સોમાભાઈ મંગળદાસે છાપ્યું.
પાંચકુવા, રીચીરોડ—અમદાવાદ.

# સૂચના.

૧. પત્ર સંબંધી લખાણ—એડિટર તરફ મોકલવું. છાપવા મોકલવાનું લખાણ કાગળની એક બાજુએ ચોકખે અક્ષરે લખવું. છાપવા યોગ્ય લાગશે તો છપાશે, નહિ પસંદ કરેલો લેખ ટિકિટ મોકલી હશે તો પાછો મોકલવામાં આવશે.

૨. લેખકને ઉત્તેજન—વિષયો લખી મોકલનારની પૈસા લેવાની ખુશી હશે તો પ્રથમથી જ ખબર આપેથી દરે છાપેલ પાને યોગ્યતા પ્રમાણે રૂા ૧) સુધી આપવામાં આવશે. અર્પણપત્ર માટે કંઇ આપવામાં નહિ આવે.

૩. લવાજમ—વરસ એકનો રૂ. ૧-૩-૦ ટપાલ ખર્ચ સાથે અગાઉથી, વિદ્યાર્થીઓ માટે ૦-૧૦-૦. છુટક અંકના રૂા. ૦-૨-૦. પોસ્ટેજ રૂા ૦-૦-૬ જુદું.

૪. મનિઓર્ડર—કુપન પર ગામ કે શહેરનું ઠેકાણું સ્પષ્ટ લખવું. તેમજ ત્યાં એકથી વધારે નિશાળો હોય તો નિશાળનો નંબર તથા શાળાપત્રની ફિસ તરફથી અપાએલા સરનામાના લેબલ ઉપરનો નંબર લખવો.

## જાહેર ખબરના ભાવ.

| સદર. | પેજ. | | |
|---|---|---|---|
| | આખું | અર્ધું | પા. |
| આખું વર્ષ. | રૂ. ૬૫ | રૂ. ૩૫ | રૂ. ૨૦ |
| છ માસ | રૂ. ૩૫ | રૂ. ૧૮ | રૂ. ૧૨ |
| ત્રણ માસ. | રૂ. ૨૦ | રૂ. ૧૦ | ૭ |

છુટક છપાવવાનો દર.

દર ત્રણ લીટીએ રૂ. ૧-૨-૦ રાખ્યો છે.

આ પત્ર સાથે કોઇ પણ હેંડબીલ વહેંચવામાં આવશે નહિ.

૫. શાળાપત્રમાં આપેલી ખાનગી જાહેરખબરોમાં જણાવેલી ચોપડીઓ ખાતાએ મંજુર કરેલીજ હોય, એમ હમેશ હોતું નથી. માટે દરેકને મંજુર કરેલી તરીકે ગણવી નહિ.

૬. દરેક માસના શાળાપત્રનો અંક તે માસની તા. ૨૫ મી સુધીમાં ન મળે તો તે માસની આખર તારીખ સુધીમાં અમને ખબર આપવી કે જેથી તે અંક મોકલવા ગોઠવણ થાય. માસ આખર પછી અંક નહિ મળ્યાની ખબર આપનારને જો એક સિલકમાં હશે તો છુટક અંક પ્રમાણે કિંમત લઇ મોકલવામાં આવશે.

૭. શાળાપત્રનું વરસ જાન્યુઆરિથી ડિસેમ્બર સુધી ગણવામાં આવે છે; માટે વરસની વચમાં જે ગ્રાહક બંધ થવા માગતા હશે તેમને પાછલી જેટલા અંકો તેમને મળ્યા હશે, તેટલાની છુટક અંક લેખે કિંમત લેવામાં આવશે.

તંત્રી.

# ગુજરાત શાળાપત્ર.

પુસ્તક ૫૯મું. ફેબ્રુઆરિ સને ૧૯૨૦. અંક ૨

## માસ.

### (૧) શહેનશાહી ઢંઢેરો.

સને ૧૯૧૯ નો ડિસેમ્બર માસ હિંદુસ્તાનના ભવિષ્યના ઇતિહાસ-ગ્રન્થોમાં સુવર્ણાક્ષરે વિભૂષિત થશે એમ કહીએ તો અત્યુક્તિ નહિ મનાય. મહાન યુરોપીય વિગ્રહના અંતનો આનન્દ દર્શાવવા સુલેહનો ઉત્સવ પણ હિંદમાં એજ માસમાં ઉજવાયો હતો. હિંદવાસીને નવા રાજકીય સુધારા એટલે-મોન્ટેગુ ચેમ્સફર્ડ સ્કીમ-(યોજના) થી સુવિહિત, રાજ્યવ્યવસ્થાનું બીલ, ઇંગ્લાંડમાં પાર્લામેન્ટના બન્ને પક્ષે પસાર કર્યું છે. મહારાજા જોર્જે પણ પોતાની મંજુરી આપ્યાથી તે હવે કાયદો ગણાશે. ઉપરાંત હિંદવાસીઓને ઇંગ્લાંડના રાજવંશની પરંપરાથી ચાલી આવેલી શ્રેણી મુજબ હવેથી રાજ્યવ્યવસ્થામાં વધુ સત્તા આપનારૂ શહેનશાહી ફરમાન એજ માસમાં જાહેર થયું છે. તે ઢંઢેરો પ્રત્યેક પુરુષે વાંચ્યો છે તેથી માત્ર તેના મુખ્ય મુદ્દા દર્શાવીશું. શરૂઆતમાં નવો કાયદો પસાર કરવાનો ઉદ્દેશ વર્ણવ્યો છે. મહારાણી વિક્ટોરીઆના ૧૮૫૮ ના ઢંઢેરા જેવો, મર્હુમ શહેનશાહ સાતમા એડવર્ડનો ૧૯૦૮ નો હતો તેવાજ પ્રકારના સંદેશાવાળો, પણ વિશેષ આગળ વધતો આ કાયદો હિંદની રાજ્યવ્યવસ્થામાં હિંદવાસીને વધુ હક્કો આપનારો નીવડશે આને લગતી કેટલાક સવિસ્તર હકીકતો, સૂચનાઓ તેમજ હેતુઓ દર્શાવી મહારાજા ઇચ્છે છે કે પોતાના નીમેલા અધિકારીઓ અને પ્રજા વચ્ચેની કડવાશ તથા ઉંચા મન જલદી દૂર થાય. કાયદાનો પાચ જેમણે અગાઉ કર્યો હોય તે હવે તેને માન આપતા રહેશે. નવો યુગ શરૂ થાય છે અધિકારી વર્ગ અને પ્રજાપક્ષ એક સંપથી કામ કરશે

એવી આશા છે રાજકીય કારણોને અગે સજા ભોગવતા કેદીઓને છુટકારો આપવાની દયા તે ઢંઢેરામાં સૂચવી છે. જે કેદીઓને છોડવાથી જનહિતની શાંતિને હાનિ ન પહોચે તેવાનેજ નામદાર વાઇસરૉય સાહેબે છુટા કરવા એમ તેમા સૂચન છે. બીજી એક અગત્યની બાબત "ચેમ્બર ઑવ પ્રિન્સિસ"–હિંદના રાજાઓનું મંડળ–ની સ્થાપનાનો પણ તેમા સમાવેશ છે છેવટે નામદાર પ્રિન્સ ઑવ વેલ્સ આ વર્ષે હિંદમાં મુલાકાત અર્થે પધારનારા છે તે આ રાજાઓના મંડળ તથા નવા કાયદાની શરૂઆતનો પાયો નાખશે એમ દર્શાવી પ્રભુ પ્રાર્થનાથી તે ઢંઢેરો સમાપ્ત થાય છે. મહારાજા જ્યોર્જનો આ ઢંઢેરો પ્રત્યેક હિંદવાસીએ આનન્દથી વધાવી લેવો જોઇએ એજ બડું કર્તવ્ય છે. એક મહાન હિન્દવાસી આને "અશોકના મ દેશા" સાથે સરખાવી તે ઢંઢેરાને 'પોલિટિકલ બાઇબલ' રાજકીય ધર્મગ્રન્થ માની શકાય એમ સૂચવે છે.

## (૨) હિંદના રાજ્યબંધારણનો નવો કાયદો.

'મોન્ટેગુ ચેમ્સફર્ડસ્કીમ' ની મઝાથી અંકિત, હિંદની રાજ્યવ્યવસ્થાને લગતુ બીલ ગયા ડિસેમ્બર માસમાં પાર્લામેન્ટની બન્ને સભામાં પસાર થયું છે. મહારાજ પચમ જ્યોર્જે પોતાની મંજુરી આપવાથી હવે તે કાયદો ગણાશે. આ કાયદાનું બી હિંદહિતૈષી સેo ઑફ સ્ટેટ, મિ. મોન્ટેગુએ રોપ્યા બાદ, હાલના નામદાર વાઇસરૉય લોર્ડ ચેમ્સફર્ડની સહાનુભૂતિ મળ્યા બાદ, ઇગ્લાડમાં જોઇન્ટ કમિટિના ગંભીર, નિપુણ અને ઉપયોગી વિચારો દર્શાવનારા રિપોર્ટના પરિણામે, તેમજ આમની સભામાં મિ મોન્ટેગુની નિપુણતા અને ઉમરાવોની સભામા લોર્ડ સિંહના કૌશલ્યથી એક તરેહનું ઉત્તમ જળસિંચન તે છોડને મળ્યું છે શહેનશાહની મંજુરી મળ્યાથી તે ધીમે ધીમે વૃક્ષરૂપે પરિણામ પામી તેની છાયા નીચે કામ કરનાર અધિકારી વર્ગ તથા પ્રજાપક્ષમાંથી નિમાતા પુરુષો હિંદને ગુણકારી ફળ તેમની કર્તવ્યબુદ્ધિ, વિશાળહૃદયતા, સમભાવના અને સગાથી અર્પશે એવી આશા છે. મહારાજાના ઉદ્ગારો પ્રમાણે આ સુધારા, હિંદની આર્થિક તેમજ નૈતિક વૃદ્ધિ અર્થે ખંત ધગવનારા પાર્લામેન્ટના સભ્યો, ઇન્ગ્લાડની પ્રજા, અને હિંદના અમલદારોના પ્રયાસોનુ ફળ છે. હિંદવાસીઓને કેટલાક ખાતાંની સત્તા ભોગવવાનો આથી હક આપવામા આવ્યો છે. આ સુધારાનો યોગ્ય અને ન્યાયી ઉપ-

યોગ થશે, અને અધિકારી વર્ગ તથા પ્રજાપક્ષ એક સંપથી જોખમદારી સમજશે, અને રાજ્યના સામાન્ય હિતમાં આત્મભોગ આપશે એમ મહારાજા પોતાના ઢંઢેરામાં જણાવે છે.-એકંદર આ નવો કાયદો હિંદના સામાન્ય હિતનો હોવાથી, તેમજ હિંદવાસીઓને રાજ્યકાર્યમાં બહોળા પ્રમાણમાં સત્તા પ્રાપ્ત કરાવનારૂ સાધન હોવાથી પ્રત્યેક હિંદી તેને માન તેમજ આનન્દથી સ્વીકારી મહારાજાનો અત્યંત ઉપકાર માનશે. આ કાયદાને આ સ્વરૂપમાં લાવવાનું માન મિ. મોન્ટેગુ અને લોર્ડ સિંહને ઘણુ-ઘટે છે.

---

## જાહેર ખબર.

**મ. એ. ઈ. સાહેબનો** તા ૯-૧-૨૦ નો હુકમ નંબર ૧૩૫૦૧

**સરકારી ઠરાવ-ન્યાયખાતુ**-તા. ૨૨-૧૧-૧૯ નો

હુકમ નં. ૧૦૦૨૭.

**જંજિરે મુંબાઈ**—તા. ૨૨-૧૧-૧૯.

**બંગાળાની સરકારનો** તા. ૧-૧૧-૧૯ નો

હુકમ નં. ૧૨૩૪૭.

નામદાર ગવર્નર-ઇન-કૌંસિલ ફરમાવે છે કે "મોક્ષનો સંદેશ" ( message of Salvation ) જે અંગ્રેજીમા છાપેલું એક નાનુ ચોપાનીઉં છે અને જેને મથાળે અલ્લા-હો-અકબર શબ્દો છે તે જ્યાં મળે ત્યાં જપ્ત કરવામા આવે છે. તેની શરૂઆતમાં "હિદુસ્તાનના ૭૦૦૦૦૦૦૦ મુસલમાનો" અને અંતે "પ્રેસિડન્ટ સેન્ટ્રલ રેવોલ્યુશન કમિટિના-હુકમથી" એવા શબ્દો છે. તેમાંનું લખાણ ફીતુરી છે.

( સહી ) એ. મોન્ટગોમરી

ઓફિસીંગ-ડેપ્યુટિ સેક્રેટરિ-ટુ-ગવર્નમેન્ટ,

# કવિતાનું વિવરણ.

( લેખક.—રા. રા. સાકરલાલ અમૃતલાલ દવે બી. એ.
એસ. ટી. સી. ડી. )

## ' ઘડી ઘડી તડકો ને છાંયડો ફેરવે એ. '

ગુજરાતના પ્રસિદ્ધ અર્વાચીન કવિ સ્વર્ગસ્થ—નર્મદાશંકરના ' ઋતુવર્ણન ' માંથી આ કાવ્ય લીધેલું છે. ' વૃષ્ટિના ચાળા ', એટલે કે વરસાદ આવવાનાં ચિહ્ન, એમાં વર્ણવેલ છે, અને તે બાળકના અનુભવમાં આવે છે; એટલે આ કાવ્ય એકંદરે વિદ્યાર્થીને ઘણી રમુજ આપે એમાં સન્દેહ નથી.

કાવ્યનું વૃત્ત માલિની છે. તેમાં દરેક ચરણમાં ૧૫ સ્વર આવે છે, અને ૮ મા સ્વરે યતિ હોય છે.

ગણ રચના નીચે પ્રમાણે છે—

| ન | ન | મ | ય | ય |
|---|---|---|---|---|
| સ ક ળ | જ ન ક | હે એ વૃ | ષ્ટિ ના થા | ય ચા ળા. |

' વૃષ્ટિના ' એ શબ્દમાં ' વ ' ને ગુરુ સ્વર ગણ્યો છે, કેમકે એ સ્વર પછી સંયુક્ત વ્યંજન આવેલો છે અને તેને લીધે સ્વર થડકાય છે; એટલે બોલતી વખતે સ્વર પર ભાર દેવો પડે છે. દ૦ દ૦ ડા૦ કહી ગયા છે, કે—

"જોડાક્ષરથી જો પ્રથમ થડકે તો ગુરુ થાય " આ વૃત્તમાં પ્રથમના બે ગણ નગણ છે,-અર્થાત્ પહેલા ૭ સ્વર લઘુ છે, એટલે કાવ્ય વાંચતી વખતે આરંભમાં ઝડપથી બોલવું પડશે. સંસ્કૃત વૃત્તોમાં માલિની વૃત્ત એક સરસ વૃત્ત છે, અને તે ગાવાની વિદ્યાર્થીઓને મઝા પડવીજ જોઇએ

આ કાવ્યની છએ ટૂંકનું છેલ્લું ચરણ એકજ છે-' સકળ જન કહે એ વૃષ્ટિના થાય ચાળા. ' એમ કરવામાં કવિનો આશય સ્પષ્ટ છે. એક તો કાવ્યની ગેયતામાં વૃદ્ધિ થાય છે, કાવ્ય કાનને સુમધુર લાગે છે, અને બીજો અને મહત્વનો આશય એ છે કે વાંચનારના મન પર કાવ્યમાં વર્ણવેલી મુખ્ય બાબતની સચોટ છાપ પડે છે. વરસાદ આવ-

વાનો વખત થાય છે તે વખતે—એટલે જેઠ મહીનાના પાછલાં પંદરોમાં-જે જે કુદરતી દેખાવો જોવામાં આવે છે તેનું યથાસ્થિત વર્ણન નર્મદે આપ્યું છે.

હવે જે પંક્તિઓમાં ખાસ ખૂબી રહેલી છે, અથવા તો જેનો અર્થ સુસ્પષ્ટ નથી તે તરફ દૃષ્ટિ કરીએ.

૨–'અર્ણવથી કિનારે આવતાં પંખીં ભાળ્યાં.' સમુદ્ર ઉપર ઉડતાં પક્ષીઓ વરસાદની બીકથી જમીન તરફ દોડી આવતાં જણાય છે. વરસાદ પડે તો દરિયામાં તેમને આશ્રય મળે નહિ, માટે કિનારે આવી પોતપોતાના માળા બાંધી રહે છે. સં અર્ણવ=દરિયો.

૩–'ખરર થરર શબ્દે હાલતાં થાય ઝાડો.' ઝ.ડો હાલતાં થાય છે, એટલે હાલવા માંડે છે, અને તેથી કરીને ડાળી અને પાંદડાંનો 'ખરર થરર' એવો અવાજ થાય છે. પુષ્કળ પવન વાય અને ઝાડનાં પાંદડાં હાલી ઊઠે-ત્યારે જે મીઠો ધ્વનિ થાય છે, તેનો અત્રે કવિએ ઉલ્લેખ કર્યો છે.

'શબ્દે' એમાં કરણ-અર્થે ત્રીજી વિભક્તિ ન લઈ શકાય, કેમકે 'ખરર થરર' એ અવાજના સાધન વડે ઝ ડ હાલે છે એવો અર્થ નથી. ઝાડ હાલે છે અને અવાજ થાય છે, એટલુંજ વિવક્ષિત હોઇ શકે, માટે મારા નમ્ર અભિપ્રાય પ્રમાણે 'શબ્દે' એ કેવળ સાહચર્યવાચક તૃતીયા છે.

'રસ ખહુ ઉતરે છે યન્ત્ર માંહે રૂપાળા'—આ પંક્તિના બે અર્થ સંભવે છે (૧) સતાર, સારંગી, વગેરે વાદ્યમાંથી વર્ષારંભે મધુર સુર નીકળે છે ( શંકા થાય છે, કે હવામાં ભિનાશ આવવાથી વાદ્યો હવાઇ જાય નહિ ? ) (૨) વાયુભારમાપક યન્ત્રમાં રસ એટલે પારો નીચે ઉતરે છે. પારો ૨૯½ ઇંચ સુધી નીચે ઉતરે ત્યારે વરસાદ પડે અથવા સખત પવન વાય.

૪–હમેશાંના કરતાં હવામાં ભિનાશ વધારે લાગે છે; પવનના સપાટાની સાથે ફૂલવાડીનાં ફૂલની સુગન્ધ બધે પ્રસરી રહે છે; દૂરથી ઘંટના ઠાલા અવાજ સંભળાય છે,—આ બધાં વરસાદ વરસવાનાં ચિહ્ન છે.

'દૂર થકી સંભળાએ વાગતા ઘંટ ઠાલા' આ પંક્તિનો અર્થ સ્પષ્ટ લાગતો નથી દૂરથી સંભળાતા ઠાલા ઘંટ તે કયા ? વળી ઘંટ ઠાલા શા માટે ? ઘંટ ઠાલા કે ઘંટનો અવાજ ઠાલો ? આવા અનેક પ્રશ્ન ઊઠે છે. કેટલાક કહે છે કે ઠાલા ઘંટના અવાજ તે વાદળાંની

ગર્જના સમજવી. પરંતુ મેઘગર્જનાને વાગતા ઢાલા ઘંટ કહેવા એ મને તો કુત્સિત કલ્પના લાગે છે. ક્યાં મેઘની ગર્જના અને ક્યાં ઘંટનો નાદ ? એ પંક્તિનો અર્થ હું કૅાલેજમાં આ પ્રમાણે શીખવતો હતોઃ—

સમી સાંઝે ગામ બહાર આવેલાં તળાવ અથવા નદીના તટ પરનાં શિવાલયમા ( તેમજ અન્ય મન્દિરોમાં ) આરતી થાય છે, તે વખતે જે દસેક મિનિટ સુધી ઘંટનાદ થાય છે તે ગામની અંદરના માણસોને સંભળાય છે. હવે આ ઘંટનાદ શિયાળોમા કે ઉનાળામાં સ્પષ્ટ સંભળાય, પરંતુ હવામાં ભિનાશ આવી ગઈ હોય તેવા વર્ષારંભના સમયમા સ્પષ્ટ સંભળાયજ નહિ. તેથી કવિ કહે છે કે 'દૂર થકી સંભળાએ વાગતા ઘંટ ઢાલા,' જાણે ઢાલા ( એટલે બહેરા ) ઘંટ વાગે છે, ઘંટનાદ સ્પષ્ટ સંભળાતો નથી, પણ હવાની ભિનાશને લીધે સ્વર બહેરો સંભળાય છે. ખરેખરા ઘંટની વાત છે, મેઘગર્જના વિવક્ષિત નથી, એમ મારૂં સમજવું છે કદાચ મારી સમજણ ખોટી હોય.

૫—" તજવીજ કરતાં રે' બાંધવે પંખી માળા "—આ પંક્તિ ઘણા વિદ્યાર્થીઓને મુઝવે છે એનો અન્વય આ પ્રમાણે છે.—પંખી માળા બાંધવે તજવીજ કરતાં રહે છે. ( રે'=રહે છે ) વરસાદ આવવાનો વખત થયો માટે પક્ષીઓ પોતપોતાના માળા બાંધવા મંડી પડે છે, નહિ તો ચોમાસામા તેમને આશ્રય મળે નહિ [ માળા બાંધવે=માળા બાંધવામા=માળા બાંધવાની ( તજવીજ ) ]

'બાંધવે' એ સામાન્ય કૃદન્ત નામ છે.

૬—આ શ્લોક આખા કાવ્યમા સૌથી મનોહર છે તેમાં વિભ્રમ-ચિહ્ન નીચે પ્રમાણે મૂકવાં જોઇએ —

રુડું ધનુષ જણાએ, પીત સૂર્યાસ્ત ભાસ,
અતિ ઉજળુ કુંડાળું ચન્દ્રની આસપાસ,
વીજળી ઘણી ઇશાને, નૈરૂતા વા શીતાળા,
સકળ જન કહે એ વૃષ્ટિના થાય ચાળા.

વરસાદનાં પાંચ જુદાં જુદાં ચિહ્ન વર્ણવ્યા છે (૧) મનોહર મેઘધનુષ જણાય છે, (૨) સૂર્યાસ્ત વખતે ક્ષિતિજ પર ( રાતાને બદલે ) પીળો પ્રકાશ દેખાય છે, (૩) ચન્દ્રની આસપાસ જળકુંડું થાય છે (૪) ઈશાન કોણમાં ઉપરાઉપરી વીજળી થાય છે, (૫) નૈર્ઋત્ય કોણ-માંથી શીતળ પવન વાય છે.

( સં. ભાસ=પ્રકાશ ).

# વાતાવરણમાં રહેલી પાણીની વરાળ.

( લેખક—રા. પીપરલાલ જયચંદ અમ્બાણી.
હંટર મેલ ટ્રેનિંગ કોલેજ, રાજકોટ. )

આપણી-પૃથ્વીની આસપાસ વીંટળાએલ વાતાવરણ એક ચમત્કારી વિષય છે. તેના સંબંધમાં વિશેષ જ્ઞાન મેળવતાં આપણને ઘણું ઘણું જાણવાનું મળે છે, તથા આપણી નજર સંમુખ બનતા અનેક કુદરતી બનાવોનો સબંધ તેની સાથે જોડાયેલો હોય એમ જણાય છે. વાતાવરણ સંબંધે જે ખાસ ઉપયોગી બાબતો આપણે જાણવી જોઇએ, તેમાં હવાનું દબાણ, હવાનું ઉષ્ણતામાન અને હવામાં રહેલ પાણીની વરાળ એ ત્રણ બાબતો મુખ્ય છે આ લેખમાં છેલ્લી બાબત વિષે શિક્ષક વર્ગને ઉપયોગી થઈ પડે એવી કેટલીક હકીકત આપવા ધારી છે.

પૃથ્વી પરનાં નાનાં મોટાં તમામ જળાશયોમાંથી રાત દિવસ ઓછા વત્તા પ્રમાણમાં પાણીનું બાષ્પભવન થઈ, તે વાતાવરણમાં અદૃશ્ય રૂપે નિરંતર ઉમેરાયા કરે છે. આ પ્રમાણે વાતાવરણમાં જમા થતી વરાળ, વાદળાં કે ધુમસ જેવા દૃશ્ય વાયુરૂપમાં, અથવા ઝાકળ કે વરસાદ જેવા પ્રવાહી રૂપમાં, અથવા કરા કે બરફ જેવા ઘનરૂપમાં રૂપાન્તર ધારણ કરી, વાતાવરણમાંથી વિખૂટી પડી, પાછી પૃથ્વી ઉપર આવે છે. આ પ્રમાણે પાણીના ઉપર નીચે થતા ભ્રમણથીજ પ્રાણીઓ અને વનસ્પતિનું જીવન આ પૃથ્વી પર છે ધુમસ, વાદળાં, ઝાકળ, વરસાદ કરા, બરફ વગેરે કુદરતી ચમત્કારો આપણે જોઇએ છીએ, એ બધાનું મૂળ હવામાં રહેલી પાણીની વરાળ છે. એ ચમત્કારોનું વિશેષ જ્ઞાન મેળવવાને ખાતર પણ હવામાંના ભેજ વિષે આપણે ચોકસ માહીતી મેળવવાની ખાસ અગત્ય છે.

બાષ્પભવન—પૃથ્વીપર રહેલ પાણીનું પ્રત્યેક સ્થળે, પ્રત્યેક ઋતુમાં, નિરંતર અવિચ્છિન્નપણે ઓછું વત્તુ બાષ્પભવન થયાંજ કરે છે, પરંતુ અમુક અમુક અનુકૂળ સ્થિતિમાં બાષ્પભવનની ક્રિયા વધારે જોરથી ચાલે છે. તે અનુકૂળ સ્થિતિઓ નીચે પ્રમાણે છે:—

૧ પાણીના સપાટીનો વિસ્તાર—એક શેર પાણી એક ગ્લાસમાં ભરેલું હોય ત્યારે તેમાંથી જેટલું બાષ્પભવન થાય, તેના કરતાં

તેટલું જ પાણી રકાબીમાં ભરેલું હોય, ત્યારે તેમાંથી વધારે બાષ્પભવન થાય છે. કારણ કે ગ્લાસ કરતાં રકાબીમાં પાણીની વધારે સપાટી હવાના સંબંધમાં આવે છે.

૨ હવાનું વધારે ઉષ્ણતામાન:—ઠંડી હવા કરતાં ગરમ હવાની રજકણો વચ્ચે વધારે જગા હોય છે, તેથી ગરમ હવામાં વરાળને ઝીલી રાખવાની શક્તિ ઠંડી હવા કરતાં વધારે હોય છે.

૩ હવાનું સુકાપણું:—જેમ હવા વધારે સૂકી, તેમ વરાળને ઝીલી રાખવાની તેની શક્તિ વધારે હોય છે, કારણ કે ભેજવાળી હવાને મુકાબલે સૂકી હવામાં રજકણો વચ્ચે વરાળને રાખવાની જગા વધારે હોય છે.

૪ પવનનું જોર:—જ્યારે હવા સ્થિર હોય છે, ત્યારે પાણીની સપાટી પરની હવા વરાળથી તર થતાં, વધારે વરાળ ઝીલી શકવાની શક્તિના અભાવે બાષ્પભવનની ક્રિયા મંદ પડી જાય છે, પણ જો પવન વાતો હોય તો તે, વરાળથી તર થએલ હવાના જથ્થાને બીજે સ્થળે ઘસડી જઈ તેને સ્થાને સૂકી હવાને લાવી મૂકે છે તેમજ તે સૂકી હવા વરાળથી ભરપૂર થતાં, તેને પણ પહેલાની માફક ઘસડી જાય છે. આ પ્રમાણે થતાં બાષ્પભવનની ક્રિયા મંદ ન પડતાં સતત ચાલુ રહે છે

૫ હવાનું ઓછું દબાણ:—જ્યારે હવાનું દબાણ ઓછુ હોય છે, ત્યારે તેના રજકણો છૂટા થાય છે, તેથી તેમની વચ્ચે વરાળને રહેવાની જગા વધારે થાય છે.

ઉપર ગણાવેલી અનુકૂળ સ્થિતિઓમાં બાષ્પભવનની ક્રિયા જોરમાં ચાલે છે. ધારો કે કોઇ સ્થળમા કોઇ વખતે બાષ્પભવનની ક્રિયાને સહાય કરનારી ઉપર ગણાવેલી બધી અનુકૂળતા એકી સાથે પ્રાપ્ત થએલી છે, તોપણ હવા વધારેમાં વધારે જેટલી વરાળને પોતાની અંદર સંગ્રહી શકે, તેટલી કદી તેમાં જમા થતી નથી. પ્રયોગો પરથી એવું સિદ્ધ થયુ છે કે-વધારેમાં વધારે એ પ્રમાણનો પોણો ભાગ તેમાં હોય છે

વરાળથી તર થયેલી હવા:—બાષ્પભવન થવાથી વરાળનો જથ્થો હવામાં નિરંતર ઉમેરાય છે. ત્યારે સવાલ એ થાય છે, કે જેટલી

વરાળ હવાની અંદર દાખલ થવા આવે, તેટલી બધીને તે સંગ્રહી શકે ખરી? વરાળને આશ્રય આપવાની હવાની શક્તિની કંઇ હદ હશે ખરી? ઉપલા પ્રશ્નનો વિચાર કરતાં હવાની શક્તિની ચોકસ હદ છે એમ જણાય છે. આ બાબતનું વધારે સ્પષ્ટીકરણ થવા સારૂ એક ઉદાહરણ લઇએ. એક વાદળીનો કકડો છે, તેના ઉપર પાણી રેડતાં તે પોતાની અંદર કેટલુંક પાણી સંગ્રહી શકે છે, પણ પાણીને સંગ્રહવાની તેની શક્તિની હદ છે અમુક માપ ઉપરાંત તે કકડા ઉપર પાણી નાખીશું, તો તે બહાર રહેશે. તેજ પ્રમાણે હવા પોતાની શક્તિના પ્રમાણમાં બાષ્પભવન ક્રિયાથી બનતી પૃથ્વી પરના પાણીની વરાળને પોતાની અંદર આશ્રય આપે છે, અને શક્તિ ઉપરાંતના વરાળના જથાને આશ્રય ન આપતાં ધુમ્મસ કે વાદળા જેવા રૂપમા પડતો મૂકે છે. જ્યારે હવા પોતાનાં રજકણો વચ્ચે વરાળ રૂપી પાણીનો પોતાની શક્તિ અનુસાર પૂરતો જથો ધારણ કરે છે, ત્યારે તે હવા વરાળથી તર-ભરપૂર થએલી ગણાય છે. હવાની વરાળને પોતાની અંદર ગ્રહણ કરવાની શક્તિ ઓછા વત્તા ઉષ્ણતામાને ઓછી વત્તા હોય છે દાખલા તરીકેઃ—૩૨° ઉષ્ણતામાન વાળી હવા પોતાના વજનના ૧૬૦ માં ભાગ જેટલી વરાળને પોતાની અંદર રાખી શકે, એથી વધારે વરાળને રાખી શકે નહિ. ૫૯° ઉષ્ણતામાન વાળી હવા પોતના વજનના ૮૦ મા ભાગ જેટલી વરાળને પોતાની અંદર રાખી શકે, અને ૮૬° ઉષ્ણતામાન વાળી હવા પોતાના વજનના ૪૦ મા ભાગ જેટલી વરાળને પોતાની અંદર રાખી શકે, એથી વધારે વરાળને રાખી શકે નહિ. ઉપરનાં ત્રણ દૃષ્ટાંતો ઉપરથી બે બાબતો આપણા ધ્યાનમાં આવે છે એક તો એ કે જેમ હવાનું ઉષ્ણતામાન ઓછું, તેમ તે પોતાની અંદર ઓછી વરાળને રાખી શકે, અને જેમ તેનું ઉષ્ણતામાન વધે, તેમ તેમ વરાળને પોતાની અંદર રાખવાની તેની શક્તિ વધતી જાય. બીજું, દર ૨૭° ઉષ્ણતામાન વધતાં વરાળને રાખવાની હવાની શક્તિ બમણી વધતી જાય છે.

ઉપરનાં દૃષ્ટાંતો પરથી આપણા સમજવામાં આવ્યું કે-ઠંડી હવામાં ઓછી વરાળ રહી શકે, અને ગરમ હવામાં વધારે વરાળ રહી શકે. આ પ્રમાણે થવાનું શું કારણ હશે, તેનો હવે વિચાર કરીએ. ઠંડી હવા એટલે સંકોચાએલી હવા, અને ગરમ હવા એટલે વિસ્તાર પામેલી હવા છે. વાદળીનો દબાવેલો કકડો ઠંડી હવાને સ્થાને અને દબાણ

મુક્ત વાદળીનો કકડો ગરમ હવાને સ્થાને કલ્પો. જેમ દબાવેલા વાદળીના કકડામાં થોડું પાણી રહી શકે, તેમ ઠંડી હવામાં થોડી વરાળ રહી શકે છે જેમ દબાણ મુક્ત વાદળીના કકડામાં વધારે પાણી રહી શકે છે, તેમ ગરમ હવામાં વધારે વરાળ રહી શકે છે. ઉપલી હકીકત જાણ્યા પછી વરાળથી તર હવા શિયાળામાં હોવાનો વધારે સંભવ કે ઊનાળામાં એ પ્રશ્નના ખુલાસો આપણે કરી શકીશું. શિયાળામાં હવાનું ઉષ્ણતામાન ઓછું હોય છે, તેથી તે પોતાની અંદર થોડી વરાળ રાખી શકે, છતાં પણ એ થોડી વરાળથી તે અનેક વાર તર હાલતમાં આવી જાય. એથી ઉલટું ઊનાળામાં હવાનું ઉષ્ણતામાન વધારે હોવાથી તે પોતાની અંદર વધારે વરાળને રાખી શકે છતાં પણ. ક્વચિતજ તે તર સ્થિતિમાં આવે છે ચોમાસામાં તો હવાની સ્થિતિ વરાળથી લગભગ તર રહે છે

( અપૂર્ણ )

---

## જાહેર ખબર.

મ. એ. ઈ. સાહેબનો તા. ૮-૧-૧૯૨૦નો હુકમ નં. ૧૩૪૩૨.

સરકારી ઠરાવ નં. ૧૧૭૪૬ તા. ૫-૧૧-૧૯

'કસ્ટમ્‌ઝડ્યુટીઝ'

તા. ૧-૧૧-૧૯ નો નં. ૯૦૫૨ મુકામ. સીમલા.

નામદાર ગવર્નર જનરલ-ઇન-કૌંસિલ ફરમાવે છે કે મહમદ બરક, તુલાહે લખેલુ "બોલ્શેવીઝમ-અને ઈસ્લામી રાજકીય મંડળ" નામના ફારસી ચોપાનીઆની કોઈપણ નકલ બ્રિટિશ હિંદમાં જળ કે સ્થળ માર્ગે લાવવાની મના કરવામાં આવે છે.

( સહી ) એ. એચ. લે.

સેક્રેટરિ—નિરાખત સરકાર.

---

# ઇન્ફ્લુએન્ઝા.

( રા. સોમાભાઇ જે. પટેલ બી. એ. એસ. ટી. સી. ડી. )

ઇન્ફ્લુએન્ઝા એક ફાટી નીકળતો, જંતુજન્ય, ચેપી અને જોખમનો ઉપદ્રવ છે; સાધારણ શરદી લાગવાથી સહજ વરમ થઇને જોખમ થઈ આવે છે, તેવો આ વ્યાધિ નથી, તેમજ માત્ર ફેફસાનો કે શ્વાસ માર્ગનો પણ વ્યાધિ નથી, બીજા ચેપી રોગની માફક આખા શરીરને અસર કરે તેવો આ રોગ છે.

પ્રસ્તાવના—મુંબાઇ ઇલાકામાં ઇ. સ. ૧૯૧૮ માં ઇન્ફ્લુએન્ઝા નામનો વ્યાધિ ચાલતો હતો તેના જેવો રોગ ગયા ત્રીસ વર્ષમાં માલમ પડયો નથી આ રોગના મોજાને ભોગ થઈ પડેલાં મુંબાઇમાં હજારો માણસો અખ્યાખ્ય માલમ પડે છે આ વ્યાધિએ હિંદુસ્તાનમાં કેર વર્તાવ્યો છે, અને આ રોગથી અતિશય અગવડ પેદા થઈ, વેપાર રોજ ગાર શિથિલ પડી ગયો હતો.

પ્રાચીન ઇતિહાસ—મુંબાઈમાં આ રોગ પહેલવહેલીવાર માલમ પડતો નથી હર્ક્ષ નામના સદ્‌ગૃહસ્થના અભિપ્રાય પ્રમાણે હિપોક્રેટીસના વખત પછી, દુનીઆના દરેક ભાગમાં ઇન્ફ્લુએન્ઝાએ વખતો વખત દેખાવ આપ્યો છે, અને પ્રાચીન વખતમાં પણ તે વિષેની હકીકત દ્રષ્ટિગોચર થાય છે. અમલના વખતમાં સજોખમનો તાવ ફાટી નીકળતો હતો, પરંતુ તેના પ્રકાર વિષે મતભેદ છે. ઇલીઝબેથ રાણીના વખતમાં ઇન્ફ્લુએન્ઝા રોગનો વાવર ફાટી નીકળ્યો હતો. અર્વાચીન વખતમાં હિંદુસ્તાનમાં લગભગ ૧૫૦ ની સાલમાં એજ રોગ ફાટી નીકળ્યો હતો, પરંતુ તે સબંધી પુરતી હકીકત મળી આવી નથી. યુરોપમાં ઘણે સ્થળે ઇ૦ સ૦ ૧૮૮૯—૯૦ માં તે દેખાયો હતો ત્યાર પછી આટલાન્ટિક મહાસાગરમાં થઇને હિંદુસ્તાન તરફના દરિઆઈ માર્ગદ્વારા, તેનું મોજું હિંદુસ્તાનમાં ફેલાયું, અને ૧૮૯૦ ના ફેબ્રુઆરિમાં તેણે મુંબાઇમાં દેખાવ દીધો, ત્યાર બાદ તે આખા હિંદુસ્તાનમાં ફેલાયો હતો.

અર્વાચીન ઇતિહાસ—ગઈ સાલ ૧૯૧૮માં ચાલેલો રોગ પહેલાંના ભાઈબંધ જેવો જણાય છે. અગાઉ મુજબ મુંબાઇમાં તેનો હુમલો પહેલ

વહેલો થયો, અને મળી આવતી હકીકત મુજબ ૧૮૯૦ અને પહેલાંની માફક આ રોગનો દરિઆઈ માર્ગે પ્રચાર થયો, એ વાત નિર્વિવાદ છે. ડૉક્ટર ટર્નરના જણાવવા મુજબ જૂન માસમા આ રોગનાં જંતુઓ ફેલાવવાને, મુંબાઇ જોઇએ તેવું અનુકૂળ સ્થળ હતું. હવાની સ્થિતિ, ભેજ, અનુકૂળ પદાર્થો અને ગીચ વસ્તી વગેરે તેનાં પ્રચારક કારણો હતાં

સ્વરૂપ—આ રોગ પ્લેગ અને ટુંટીઆની પંક્તિમાં આવે છે, પણ તે ઉપદ્રવો જે કેર વર્તાવે છે તેના કરતાં પણ વધુ કેર વર્તાવનાર આ રોગ છે. આ ઉપદ્રવનું જોર ૬ થી ૮ અઠવાડીઆં સુધી આવે છે. આ વ્યાધિ કઈ ઋતુમાં ઉદ્ભવે છે તે નક્કી થઈ શકતું નથી, પરંતુ ઘણુ ખરૂ શિયાળો ચોમાસું અને વસંત ઋતુમાં આ રોગ ફાટી નીકળવાની ભીતિ રહે છે. ગરીબ વર્ગ, ગળાનાં અને ફેફસાંના દર્દ વાળા વગેરેને આ રોગ જલદી લાગુ પડે છે ૧૮ થી ૪૦ વર્ષની વયના પુરુષોને આ રોગ વધારે વાર પણ લાગુ પડે છે, અને એકજ શખ્સને એકથી વધારે વાર પણ—લાગુ પડે છે આ રોગે હાલમાં ગરીબ અને નબળી પ્રજામાં હિંદુસ્તાનમાંથી સુમારે સાઠ લાખ માણસોના જીવ લીધા હશે.

આ જીવલેણ દર્દ મુંબાઇ અમદાવાદ વગેરે મોટાં શહેરોમાં, તેમજ ગામડામાં ઘણુંજ વધી ગયું. તેથી ગરીબ પ્રજાની વ્હારે ધાવા શ્રીમંતો અને મંડળીઓની જરૂર પડી. સ્વયંસેવકોએ પણ પ્રજાને ઘણીજ સારી મદદ કરી. સોશીઅલ સર્વીસ લીગ, મ્યુનિસિપાલિટિ, ગુજરાત સભા, વગેરે સંસ્થાઓએ સ્થળે સ્થળે દવાખાનાં ખોલી, મફત દવા તેમજ કપડાં લત્તાં ખોરાક આપી દેશને ઘણી સારી મદદ કરી છે, તેમજ લત્તે લત્તે આ રોગથી કેમ બચવું, તેનાં ભાષણો આપી, લોકોને બચાવ્યા છે

કારણ—આ રોગની ઉત્પત્તિ સંબંધી અનેક શોધ ખોળ કરવા છતાં, તબીબી શોધકો તેનાં ખરાં કારણ ઉપર પ્રકાશ પાડી શક્યા નથી આ રોગનાં જંતુઓ પીફર્સે શોધી કાઢયાં હતા, અને તે જંતુઓ "પીફર્સ બેસીલસ ઇન્ફ્લુએન્ઝા" ના નામથી ઓળખાય છે. આ જંતુઓ હવામાં જોસથી ઉડે છે, અને તેનો સૂર્યના તાપમાં નાશ થાય છે. આ જંતુઓ શરીરમાં દાખલ થયા પછી, એકથી ચાર દિવસમાં, ઇન્ફ્લુએન્ઝાનું દર્દ થાય છે.

ઇન્ફ્લુએન્ઝા કેવી રીતે ફેલાય છે. ? ઇન્ફ્લુએન્ઝાના જંતુઓ હવામાં ઉડી, લોકોના શરીરમાં શ્વાસ વાટે દાખલ થાય છે. આ દર્દ એક જણને લાગુ પડયું કે તે દર્દીના બળગમ કફ અગર લીંટ દ્વારા ઇન્ફ્લુએન્ઝાના જંતુઓ બહાર આવે છે. ઇન્ફ્લુએન્ઝાના દર્દવાળાના સમાગમમાં આવનાર, અગર ચાકરવાર કરનારના શરીરમાં, દમ અગર શ્વાસ વાટે, ઇન્ફલુએન્ઝાના જંતુઓ દાખલ થઈ, દર્દ ઉત્પન્ન કરે છે. આ જંતુઓ હવામાં ઉડે છે, તેમજ ધૂળની સાથે મળી જાય છે ધૂળ ઉડતી ઉડતી લોકોના મોમાં અગર શ્વાસમાં પેસે છે, જેથી આ રોગ ફેલાવાનું મુખ્ય કારણ ધૂળ પણ છે. ઇન્ફ્લુએન્ઝા ચેપી રોગ છે, જેથી એક માણસને તે લાગુ પડયો તે તરત બીજા માણસને લાગુ પડી, બહોળા પ્રમાણમાં ફેલાવો કરે છે.

અપૂર્ણ )

---

# પ્રાસંગિક નોંધ.

---

## (૧) મુંબાઇ સરકારની ધારાસભા.

આ ધારાસભાની એક બેઠક ગયા ડિસેમ્બર માસમાં મુંબાઈમાં સર કાવસજી જહાંગીર હોલમાં ભરવામાં આવી હતી. કામકાજ શરૂ કરતા પહેલાં નામદાર ગવર્નર સાહેબે એક સુંદર અને મનન કરવા યોગ્ય ભાષણ કર્યું હતું. સભામાં રજુ થવાના બીલો સંબંધી સૂચન કરી સરકારી નોકરોના પગાર વધારવા વિષે પોતાના વિચારો દર્શાવ્યા હતા. હાલની મોંઘવારીને શી રીતે પહોંચી વળવું તે પ્રશ્ન વિષે સરકાર વિચાર ચલાવે છે એમ સૂચવ્યું હતું. વોર બોનસથી કેટલીક મુશીબત દૂર કરી છે. કેટલેક સ્થળે સ્થાનિક ભથ્થું અપાય છે, છતાં વધતી જતી મોંઘવારીને લીધે વીશેષ સરળતા કરી આપવા સરકાર વિચાર ચલાવે છે. પછીથી પ્રાથમિક કેળવણીનું ખર્ચ પ્રતિવર્ષ વધારતા જઇએ છીએ એમ સૂચવી નવા સુધારાનો કાર્યપ્રદેશ વર્ણવી ભાષણ પુરૂં કર્યું હતું આ સભાની બેઠકમાં સરકાર પક્ષના સભ્યોએ કેટલાંક બીલ રજુ કર્યાં હતાં આ ઉપરાંત લોકનિયુક્ત સભ્યોએ અગત્યના પ્રશ્નો પૂછયા હતા, અને કેટલીક દરખાસ્તો રજુ કરી હતી કેળવણીને લગતી બાબતો

વિચારીએ તો, સિંધમાં સરકારી આર્ટ્સ કૉલેજની સ્થાપનાને લગતો એક પ્રશ્ન હતો. બીજો એક પ્રશ્ન મુંબાઇની "લૉ-ક્લાસ" કાયદાનું શિક્ષણ લેતા વિદ્યાર્થીને માટે હૉસ્ટેલ બાંધવા વિષે હતો. સરકાર પ્રથમ પ્રશ્ન વિષે હજુ વિચાર ચલાવે છે, અને બીજા પ્રશ્નને અંગે એવો ઉત્તર આપવામા આવ્યો હતો કે તેવી હૉસ્ટેલની હાલ તુરત આવશ્યક્તા નથી, અને હાલ તેવું મકાન ભાડે લેવું પણ પ્રતિકૂળ છે પ્રો. પ્રાંજપેએ ટ્રેનિંગ કૉલેજના અભ્યાસ ક્રમમાંથી સંસ્કૃત, ફારસી અક્ષરગણિત કાઢી નાખવાના સરકારી ઠરાવ વિરુદ્ધ ફરી તે સંબંધી વિચાર કરવાની દરખાસ્ત આણી હતી. દરખાસ્ત વધુ મતથી રદ થઈ હતી. આ સર ઈબ્રાહીમે સૂચવ્યું હતું કે ઓં મિ પરાંજપે એક નવી યોજના ઘડી સરકારને રજુ કરશે, તો તેનો વિચાર સરકાર કરશે. બીજી એક દરખાસ્ત સરકારી નોકરો ખાનગી શિક્ષણ ન આપે તેને લગતી હતી. આ દરખાસ્ત અસ્થાને હતી અને હાલના મોંઘવારીના સમયમાં નીતિનો માર્ગ જાળવી આવકમાં વૃદ્ધિ કરવાના સાધનરૂપે મનાતી આ રીત નાબુદ થવાથી શિક્ષકોને ખહુજ નુકસાનકારક નીવડત. સરકારે આને લગતા નિયમો સખ્ત રાખ્યા છે ઉપરીની મંજુરીથી અને અમુક સમયજ ખાનગી શિક્ષણ આપી શકાય છે. તેવુ શિક્ષણ આપનારની સંખ્યા પણ જૂજ છે એમ સરકારે દર્શાવ્યુ હતું. આ સિવાય બીજી એક બાબત વધુ પ્રમાણમા પ્રાથમિક શાળાના ટ્રેન્ડ શિક્ષકો કેળવવાને લગતી હતી. સરકાર એક બીજી ટ્રેનિંગ કૉલેજ પુનામાં કાઢવા ઇચ્છે છે એમ ઉત્તર મળવાથી આ દરખાસ્ત પાછી ખેંચી લેવામાં આવી હતી

## (૨) મુંબાઈની પ્રાથમિક શાળાઓ.

આ શાળાઓનો ૧૯૧૮-૧૯ નો રિપોર્ટ થોડા સમય ઉપર બહાર પડ્યો છે :શરૂઆતમાં પ્રાથમિક કેળવણી ફરજિઆત અને મફત શરૂ કરવાની યોજનાને લગતી કેટલીક હકીકત તેમા દર્શાવી છે સરકારે ૧૯૧૮-૧૯ થી છ લાખ ઉપરનું જેટલુ ખર્ચ થાય તે અડધે હિસ્સે આપવાની ઇચ્છા દર્શાવી છે. અંદાજ પ્રમાણે પહેલે વરસે સવા લાખ રૂપીઆનો વધારો થવા સંભવ છે. દશ વર્ષ પછી સંપૂર્ણ સ્વરૂપમા કેળવણી ફરજિઆત થાય તો કુલ ખર્ચ રૂ. ૨૪ લાખનું થવા સંભવ છે આ યોજના સ્કૂલ કમિટિ તાકીદે અમલમાં મૂકવા ધારેછે. વર્ષ દરમ્યાન કેટલાક

કેળવણીના અનુભવીઓએ આ શાળાઓની મુલાકાત લઇ પુષ્કળ વખાણ કર્યાં હતા; એમાંનાં બે જાપાનના કેળવણી ખાતાના પ્રતિનિધિઓ હતા. શિક્ષકોના પગારમાં સદરહુ વર્ષમાં ૨૦ થી ૩૦ ટકા જેટલો વધારો કરવામાં આવ્યો છે. પગારોનુ જુનું ધોરણ અને ૧૯૦૯ માં નક્કી થયું હતું, તે એના અને હાલની મોંઘવારી જોતાં પગારનો થોડોમાં થએલો સુધારો સ્તુત્ય છે. વોર એલાવન્સ પણ આપવામાં આવે છે. વષ દરમિઆન શાળામાં ભણતાં બાળકોની હાજરી ૨૮૩૭૭ હતી ૧૯૧૭ માં તેજ તારીખે ૨૩૯૮૭ હતી. આ વધારાનુ મુખ્ય કારણ મુંબાઇમાં વધી પડેલી વસ્તી ગણી શકાય. ૧૯૧૯ ના માર્ચ આખર તે સંખ્યામાં ઘટાડો થયો છે.

સ્કૂલ્સ કમિટિ કેળવણીના ઉત્તેજન અર્થે કેટલીક સ્કોલરશીપ્સ આપે છે. ઇનામની યોજના પણ જારી છે નિરાશ્રિત અને પછાત કોમના બાળકોને સ્કોલરશીપ્સનો લાભ સારો મળે છે. સ્કૂલ્સકમિટિ ચાલુ વર્ષમા નવાં મકાનો બધાવી શકી નથી. કેટલાંક મકાનોમાં સગેવડતા કરી આપી છે, તો બીજી કેટલીક નિશાળો નવા મકાનમાં લઇ જવામાં આવી છે.

વર્ષ દરમિઆન શિક્ષકોની કુલ સખ્યા ૧૧૬૩ હતી તેમાં ૫૪૪ ટ્રેન્ડ શિક્ષકો છે. ટ્રેન્ડ શિક્ષકોની સખ્યામાં દર વર્ષે વધારો થતો જાય છે, છતા દરેક શાળા ધીમે ધીમે ટ્રેન્ડ શિક્ષકો વધુ પ્રાપ્ત કરે એવા પ્રયાસો સ્કૂલ્સ કમિટિએ લેવા જોઇએ. સદરહુ સાલમા કુલ ૨૨ નિશાળો નવી ઉઘાડવામા આવી છે. રાત્રીશાળાઓ અને કારખાનાનાં માણસોને લાભ મળે એવી શાળાઓ પણ ચાલે છે. કુલ ૨૩૩ શાળાઓમાથી ૧૦૬ મરાઠી, ૫૯ ગુજરાતી અને ૬૮ ઉર્દુ છે. કેટલીક શાળાઓમાં લખવા વાંચવાનાં સાધન મફત પુરાં પાડવામા આવે છે વખાણવા લાયક બાબત તો છે કે કોઇ ગરીબ વિદ્યાર્થી નિર્ધનતા ખાતર દાખલ ન થાય એવું બનતુંજ નથી. બાળકોની શારિરીક તપાસનો રિવાજ પણ દાખલ કર્યો છે. માલમ પડતી ખામીઓ સુધારવાના ઉપાયો લેવામા આવે છે. માબાપ તથા વાલીઓને તે સંબંધે વાકેફ કરે છે. આ નિયમ કેળવણીનું એક અગત્યનુ અંગ છે, અને તેટલે અંશે સ્કૂલ્સકમિટિને ધન્યવાદ ઘટે છે આ બધી હકીકત ઉપરથી સ્પષ્ટ જણાય છે કે સ્કૂલ્સ કમિટિ અને કોરપોરેશન કેળવણીના હિત અર્થે ઉત્સાહપૂર્વક અને ઉદારતાવાળા પ્રયાસો કરે છે.

# સને ૧૯૨૦નો પ્રે૦ રા૦ ટ્રે૦ કૉલેજનો અભ્યાસક્રમ.

## (૧) ભાષા

### ૩ જું વર્ષ.

૧. ઉત્તરરામચરિત, રા૦ મણિલાલ નભુભાઇ કૃત, અંક ૧
૨. કાવ્યમાધુર્ય. રા હિમ્મતલાલ ગણેશજી અંજારિઆ કૃત
કવિતાઓ—
અમરઆશા, અમો મસ્તાન, અવતરણ, આકાશ, (
એક આગિયાને, ગિરનારને ચરણે, તત્કાલ મહિ
પ્રભાતની વાદળીને, મદૂલી, ૨ નિવર્ણન, વહાલા
ઉપદેશ, ચક્રવાકમિથુન
૩ ચારિત્ર—રા૦ મણિલાલ નભુભાઇ કૃત.
પ્રકરણો—
(૧) ચારિત્ર, (૩)સમાગમ અને અનુકરણ (૪) પ્રવૃત્તિ (૭)પ
ણિકતા-આત્મ કર્તવ્ય, (૯)આચાર (૧૦)પુસ્તકોનો સહ
૪ ગુજરાતી ભાષાનું મધ્યવ્યાકરણ.
પ્રકરણો–૯, ૧૦, ૧૧, ૧૨, ૧૩, ૧૪, ૧૫, ૧૬, ૧૮ ૧૯, ૨૦, ૨૩, ૨૪–૩૦

### બીજું વર્ષ.

વાચનમાળાની—છઠ્ઠી તથા સાતમી ચોપડી, ભાગ ૧ લો પૂરો.
નિવૃત્તિ વિનોદ—( પ્રો.–અતિસુખશંકર કમળાશંકર કૃત ) માંથી ની
નિબંધો.
ચન્દ્રિકા, નિદ્રા, પુસ્તકો, સદ્વર્તનનું બળ, સદ્વર્તનનું બ
ગણ-બાહ્ય વસ્તુઓને આધારે, સદ્વર્તનનું બંધારણ-આન્તર તત
આધારે, હિંમત, વક્તૃત્વકળા, કવિતા, યુવાવસ્થામાં બ
મહત્વાકાંક્ષાઓ, વૃદ્ધાવસ્થામાં જણાતી નિષ્ફલતાઓ, નિષ્ફળ
નના દિલાસારૂપ વિચારો, સાહિત્યમાં રસ, પૈસો વિરુદ્ધ પરમે
નળાખ્યાન:—( દામુભાઇ કૃત ) કડવાં ૧ થી ૫. ૨૧૫. લીટીઓ
મધ્ય વ્યાકરણ—( રા બ કમળાશંકર કૃત ) માંથી નીચેના પ્રક
[illegible]

## પહેલું વર્ષ.

ભાષા—સરકારી વાચનમાળાની પહેલી પાંચ ચોપડીઓમાંથી ભાગ ૧ લાના ગદ્ય પદ્યના પાઠો.

રાઈનો પર્વત—( રા. બ. રમણભાઈ મહીપતરામ કૃત ) અંક ૧ થી ૪ પુરા.

વ્યાકરણ—સ્વ. ગંગાશંકર મણીશંકર કૃત–મદદરૂપે રા. બ. કમળાશંકર પ્રાણશંકરનું લઘુ વ્યાકરણ ભાગ ૧–૨

---

શિક્ષણ, ઈતિહાસ ભૂગોળ, અંકગણિત અને ડ્રોઈંગના અભ્યાસક્રમમાં કંઇ ફેરફાર નથી. ભૂમિતિમાં ધોરણ ૬ અને સાત માટે નિર્ણીત કરેલો અભ્યાસક્રમ.

## (૨) માટીકામનો અભ્યાસક્રમ.

### પ્રથમ વર્ષ.

૧–માટી અને તેને કેવી રીતે બનાવવી

૨–માટીના મણકા, વીંટા, વગેરે બનાવવા અને તેના અછોડા, દોરી વગેરે તરેહ બનાવવી.

૩–માટીના વીંટાથી રૂપરેખામાં ચોરસ, લંબચોરસ, ત્રિકોણ, પટકોણ અને અષ્ટકોણની આકૃતિઓ બનાવવી.

૪–નળાકાકાર ૧૧–આંબાનું પાંદડું
૫–ઘન ૧૨–જામફળ
૬–શંકુ ૧૩–કેરી
૭–પિરામિડ ૧૪–કુમળી
૮–દડું ૧૫–ફૂલ
૯–ચોપડી ૧૬–પતંગીઉં
૧૦–વડનું પાંદડું ૧૭–નદી, બેટ, ભૂશિર, સામુદ્રધુની અને ભૂશિર,
૧૮–ગુજરાતનો " રીલીફ " નકશો.

### બીજું વર્ષ.

૧–પેંડું ૩–બેટ
૨–ચાનું પ્યાલું ૪–તાળાકુંચી

| | |
|---|---|
| ૫–ચપ્પુ | ૧૧–દાડમ |
| ૬–દેશી જોડો | ૧૨–રીંગણુ |
| ૭–શીશી | ૧૩–પીપળાનું પાંદડું |
| ૮–કંપાસ | ૧૪–આમલીનું પાંદડું |
| ૯–માટીની તકતી બનાવવી અને તેને જુદા જુદા આકારમા કાપવી. | ૧૫–સૂર્યમૂખી ફૂલ |
| | ૧૬–વાનીઓ |
| | ૧૭–સાપ |
| ૧૦–કેળુ | ૧૮–મુંબાઈ ઇલાકાનો "રીલીફ" નકશો. |

ત્રીજુ વર્ષ.

| | |
|---|---|
| ૧–ગરણી | ૯–કાચ |
| ૨–કુહાડી | ૧૦–લીમડાનું પાન |
| ૩–તીરકામઠું | ૧૧–ગુલાબનું ફૂલ |
| ૪–છત્રી | ૧૨–ફૂલપત્તાની તરેહ |
| ૫–ઝાડને પાણી સીંચવાની ઝારી | ૧૩–ઉંદર |
| ૬–દીવાદાંડી | ૧૪–માછલી |
| ૭–ઍન્જીન ( વરાળ યંત્ર ) | ૧૫–હિંદુસ્તાનનો "રીલીફ" નકશો |
| ૮–પપૈયો | ૧૬–વિદ્યાર્થીના પોતાના જિલ્લાનો " રીલીફ " નકશો. |

---

માટી કામ ( કલેમૉડલિંગ ) અને સ્લોઇડ એ બે પૈકી એક વિષય પસંદ કરવાનો છે.

## (૩) સૃષ્ટિજ્ઞાનનો અભ્યાસક્રમ.

, અભ્યાસક્રમ સમજાવવામાં જરૂર પડે અને પ્રાથમિક શાળાના અભ્યાસક્રમની જરૂરિઆત પ્રમાણે, શાળાનો બગીચો સાચવી રાખવા પુરતી શિક્ષકને કેળવણી મળે એવી જાતનું શિક્ષણ અને વ્યવહાર કામ હોવું જોઈએ

પહેલું વર્ષ.

૧ વનસ્પતિ જ્ઞાનઃ—

(અ) છોડનાં અંગ અને તેમના ઉપયોગ

મૂળ જુદા જુદા આકાર અને કર્તવ્ય.

થડ: જુદા જુદા આકાર અને કર્તવ્ય.
પાન, સાદાં અને સંયુક્ત: સાદાં પાનના આકાર અને નસોની રચના અને પાનનાં કર્તવ્ય.

(च) ફુલ: ભાગ અને કર્તવ્ય
ફલીકરણ.
ફળની વૃદ્ધિ.

(फ) બીં રચના અને બીજાંકુર ક્રિયા.

૨. પ્રાથમિક શાળાનાં ચાર ધોરણના અભ્યાસક્રમ શીખવવા પુરતું પ્રાણી જ્ઞાન.

૩. પ્રાથમિક શાળાનાં ચાર ધોરણના અભ્યાસક્રમ શીખવવા પુરતું આકાશ, સૂર્ય, ચંદ્ર, તારા, વરસાદ, ખડક અને જમીનનું જ્ઞાન.

## બીજું વર્ષ.

૧. વનસ્પતિ જ્ઞાન:—

(अ) એક દળ અને દ્વિદળ વનસ્પતિમાં મૂળ, થડ, પાન અને ફૂલમાં તફાવત.
(ब) બીનો ફેલાવો.
(क) અપુષ્પ વનસ્પતિનું નિરીક્ષણ.
(ड) જુદા જુદા સ્થાન પ્રમાણે વનસ્પતિનો અભ્યાસ.
(इ) વનસ્પતિના વર્ગીકરણના સિદ્ધાન્ત.
(फ) નીચેના છોડના વર્ગની વનસ્પતિનો અભ્યાસ:—
વાલ, કપાસ, રાઇ, સૂર્યમુખી, કાકડી, રીંગણી, નારંગી, તાડ, કેળ, દાડમ, ઘઉં

૨. પ્રાથમિક શાળાનાં પાંચ ધોરણનો અભ્યાસક્રમ શીખવવા પુરતું પ્રાણી જ્ઞાન.

૩ પહેલા વર્ષના અભ્યાસક્રમ ઉપરાંત પ્રાથમિક શાળાના સૃષ્ટિજ્ઞાનનો અભ્યાસક્રમ શીખવવા પુરતું આકાશી પદાર્થો, ધુમ્મસ, ઝાકળ, કરા, વરસાદ અને હવામાનના માપ સંબંધી જ્ઞાન

---

## (૪) વિજ્ઞાનનો અભ્યાસક્રમ.

સુચના:—વાચનમાળાના વનસ્પતિશાસ્ત્ર અને પ્રાણીશાસ્ત્રને લગતા

પાઠ સૃષ્ટિજ્ઞાનના વિષયમાં અને શરીરશાસ્ત્રને લગતા પાઠ આરોગ્યના વિષયમાં શીખવવા.

## પહેલું વર્ષ.

૧. વાચનમાળા ચોપડી ૧ થી ૪ નાં પદાર્થ પાઠ.

૨. વાચનમાળાના પુસ્તક ૫, ૬ અને ૭ માંના નીચે બતાવેલા પાઠ સામે જણાવેલા વિજ્ઞાનના વિષયો.

| | | |
|---|---|---|
| (૧) | પદાર્થ અને પદાર્થના રૂપ | ( છટ્ઠી ચોપડી, ૭૬ ) |
| | પદાર્થનાં લક્ષણ | ( છટ્ઠી ચોપડી, ૭૭ ) |
| | હવા, વાયુ અને વરાળ | ( પાંચમી ચોપડી, ૭૬ ) |
| | હવાનું દબાણ, પાણી ખેંચવાનો પંપ અને વાયુભારમાપક યંત્ર | ( પાંચમી ચોપડી, ૮૧–૮૨ ) |
| | ગરમી અને ઠંડી | ( ચોથી ચોપડી, ૬૮–૬૯ ) |
| | પારો અને ગરમીમાપક યંત્ર | ( પાંચમી ચોપડી, ૮૦ ) |
| | ગરમીનું વહન, પ્રસાર અને ફેલાવો | ( છટ્ઠી ચોપડી, ૮૫ ) |
| (૨) | તત્વ અને મિશ્રણો | ( સાતમી ચોપડી, ૮૬ ) |
| | હવા શેના બનેલી છે | ( છટ્ઠી ચોપડી, ૯૩ ) |
| | હવામાંના પદાર્થોના ગુણ | ( છટ્ઠી ચોપડી, ૯૪ ) |
| | પાણીનું બંધારણ | ( સાતમી ચોપડી, ૮૭ ) |
| (૩) | માણસનાં પાસેનાં સગાં | ( પાંચમી ચોપડી, ૯૧ ) |
| | માણસનો સુધારો | ( પાંચમી ચોપડી, ૯૨ ) |

## બીજું વર્ષ.

વાચનમાળનાં પુસ્તક ૫,૬ અને ૭ માંના નીચે બતાવેલા પાઠ સાથે જણાવેલ વિજ્ઞાનના વિષયો

| | | |
|---|---|---|
| ૧. | ન્યૂટનનો ગુરુત્વાકર્ષણનો નિયમ | (છટ્ઠી ચોપડી. ૮૧) |
| | ગુરુત્વમધ્યબિંદુ | (છટ્ઠી ચોપડી ૮૨) |
| | પ્રવાહીનું દબાણ અને કુવારો | (સાતમી ચોપડી ૭૮) પાંચમી ૭૯) |
| | આર્કીમીડીઝનો નિયમ | (સાતમી ચોપડી ૭૯) |
| | કેશાકર્ષણ | (સાતમી ચોપડી ૮૦) |
| | ગુપ્ત ગરમી | (છટ્ઠી ચોપડી ૮૬) |

| | |
|---|---|
| હવામાનનો ભેજ | (સાતમી ચોપડી ૮૯) |
| આરમીનો સિદ્ધાંત | (છઠ્ઠી ચોપડી ૮૪) |
| વાયુનું પ્રસરણ | (સાતમી ચોપડી ૮૧) |
| કાર્ય અને કાર્યશક્તિ | (સાતમી ચોપડી ૭૮) |
| ઉચ્ચાલન | (પાંચમી ચોપડી ૯૭) |
| ગરગડી અને ગેંટ | (પાંચમી ચોપડી ૯૮) |
| બળ તથા બળોનું સમતોલપણું | ( છઠ્ઠી ચોપડી ૭૮) |
| ઢોળાવ (ઢળ) | ( છઠ્ઠી ચોપડી ૭૯) |
| ફાચર અને પેચ | ( છઠ્ઠી ચોપડી ૮૦) |
| યંત્ર અને યાંત્રિક ફાયદો | (સાતમી ચોપડી ૭૭) |
| ૩. દ્રાવણ | (સાતમી ચોપડી ૮૮) |
| પહેલદાર વસ્તુઓ | ( ત્રીજી ચોપડી ૫૫) |
| રસાયણિક ક્રિયા અને રસાયણિક સ્નેહ | (સાતમી ચોપડી ૮૬) |
| તેજાબ, ખેઇઝ (આલ્કલી) અને ક્ષાર | (સાતમી ચોપડી ૯૦) |
| કાર્બન અને કાર્બોનીક એસિડ | (સાતમી ચોપડી ૯૩) |
| દહન અને શ્વાસોચ્છવાસ | (સાતમી ચોપડી ૯૨) |
| કોલસો અને કોલ ગૅસ | (પાંચમી ચોપડી ૭૮) |
| ફોસફરસ અને દીવાસળી | (સાતમી ચોપડી ૯૧) |

---

## ચોથું વર્ષ.

વાચનમાળાના પુસ્તક ૫, ૬ અને ૭ માંના નીચે બતાવેલા પાઠ સામે જણાવેલા વિજ્ઞાનના વિષયો

| | |
|---|---|
| ૧. પ્રકાશ અને તેનો ફેલાવો | (છઠ્ઠી ચોપડી ૮૭) |
| પ્રકાશનું પરાવર્તન અને વક્રીભવન | (છઠ્ઠી ચોપડી ૮૮ ને ૮૯) |
| પ્રકાશના ગુણ | (૭ મી ,, ૮૩ ને ૮૪) |
| અવાજ અને તેનો ફેલાવો | ( છઠ્ઠી ચોપડી ૮૩) |
| પડઘો | (પાંચમી ચોપડી ૭૭) |
| ફોનોગ્રાફ | ( સાતમી ચોપડી ૮૨) |
| વિદ્યુત અને વિજળી | (છઠ્ઠી ચોપડી ૯૦ ને ૯૧) |
| લોહચુંબક અને હોકાયંત્ર | (છઠ્ઠી ચોપડી ૯૨) |

| | |
|---|---|
| ટેલિગ્રાફ | (સાતમી ચોપડી ૮૫) |
| ૨. સૂર્ય અને ચંદ્ર | (છઠ્ઠી ચોપડી ૯૬ ને ૯૭) |
| અંદરના ગ્રહો | (છઠ્ઠી ચોપડી ૯૮) |
| બહારના ગ્રહો | (સાતમી ચોપડી ૯૪, ૯૫) |
| નિહારિકા અને નિહારિકાવાદ | (સાતમી ચોપડી ૯૭) |
| ૩. પૃથ્વીનો ઇતિહાસ | (સાતમી ચોપડી ૯૮) |

---

## (૫) "તાત્કાળિક મદદ" નો અભ્યાસક્રમ.

(ક) રક્તસ્રાવ, ધોરી નાડીઓ અને શિરાઓ. બંધ અને ગાદીવાળો બધ.
(ખ) હાડકાનું ભાગવું, સાદું અને સંયુક્ત. પાટીઓ (૩ limbs)
(ગ) સાપ કરડવો. ચીરો કરી દવા મુકવી, બાળી નાંખવો, પરમેગ્નેનેટ
(ઘ) ઝેર ચઢવું, ક્ષોભક અને અક્ષોભક, ઉલટી કરાવનાર (વામક)
(ઙ) ડુબવું, કૃત્રિમ શ્વાસોચ્છ્વાસ.
(ચ) દાઝવું. પાટા.

---

## ઉર્દુ કોર્સ.

### બીજું વર્ષ.

શિક્ષણ ઇલ્મુત્તાલીમ (૫ બાબ સીરીઝ), અભ્યાસ—ગુજરાતી બીજા વર્ષ પ્રમાણે.

ઉર્દુ— ગદ્ય —ઉર્દુ મિડલ કોર્સ ભાગ પહેલો પૃષ્ઠ ૩૦–૧૨૬
ઉર્દુ મિડલ કોર્સ ભાગ બીજો પૃષ્ઠ ૨૧–૧૨૮.
સ્ટાન્ડર્ડ ઓથર —મોલવી મહમદ હુસેન આઝાદ, ન્યરંગે ખ્યાલ પૃષ્ઠ ૧–૬૦.
પદ્ય —મુસદ્દસેહાલી, છપ્પા ૧–૮૦ એમાંથી ૨૦૦ લીટી મોઢે કરવાની
વ્યાકરણ:—મોલવી મહંમદ ઇસ્માઇલ કૃત ભાગ બીજો પુરો.

ગણિત— ચક્રવર્તિનું ઇલ્મુલ હિસાબ, કોર્સ, ગુજરાતી બીજા વર્ષ પ્રમાણે.

ભૂમિતિ— પાયરપોઇન્ટ કૃત ઇલ્મે હિન્દસા ભાગ પહેલો. કોર્સ ગુજરાતી બીજા વર્ષ પ્રમાણે.

ઇતિહાસ— તારીખે હિંદ માર્સ્ડન તથા ગુજરાતનો ઇતિહાસ–કોર્સ ગુજરાતી બીજા વર્ષ પ્રમાણે.

ભૂગોળ— ભુગરાશીયે દુનિયા (પંજાબ સીરીઝ) કોર્સ, ગુજરાતી બીજા વર્ષ પ્રમાણે.

રસાયન
પદાર્થ પાઠ
નિશાળનું આરોગ્ય
સૃષ્ટિજ્ઞાન } ગુજરાતી બીજા વર્ષના અભ્યાસક્રમ મુજબ.
સ્લોઇડ
ચિત્રકામ

## ૧ લું વર્ષ.

૧ શિક્ષણ—રેહનુમાએ તાલીમ (રીચીનું) પંજાબ સીરીઝ પુરી.

૨. ઉર્દુ—અજુમને હિમાયતે ઇસ્લામ કૃત.(૧) કાયદો (૨)પહેલી ચોપડી,
(૩) બીજી ચોપડી ૧–૫૦ પાના અને ૧–૪૦ ટુંક, કવિતા.
(૪) ત્રીજી ચોપડી ૧–૬૦ પાનાં અને ૧–૪૦ ટુંક કવિતા
(૫) મોલવી મહમદ ઇસ્માઇલ કૃત ૪ થી ચોથી ચોપડી ૧–૯૦ પાનાં, ૧–૭૫ ટુંક, કવિતા.
(૬) પાંચમી ચોપડી ૧–૧૦૦ પાનાં અને ૧–૧૦૦ ટુંક કવિતા સ્ટાન્ડર્ડ ઓથર–મોલવી નઝીર એહમદ કૃત તોબતુન્નસુહ પ્રકરણ ૧–૨.
વ્યાકરણ—મોલવી મહમદ ઇસ્માઇલ કૃત ભાગ ૧ પુરો.

૩ ગણિત—ચક્રવર્તાનું, ઇલમુલ હિસાબ. કોર્સ, ગુજરાતી પહેલા વર્ષ પ્રમાણે.

૪. ફસ્ટ એઇડ—ઇતિફાકી હાદિસાત ઓર ઉનકા ફોરી ઇલાજ દાક્તર જલાલુદીન કૃત.

૫. વિદ્યા અને પદાર્થ પાઠ
નિશાળનું આરોગ્ય
સૃષ્ટિજ્ઞાન } ગુજરાતી ૧ લા વર્ષના અભ્યાસક્રમ મુજબ
સ્લોઇડ
ડ્રોઇંગ

ન. ક. (૧) " નિશાળનું આરોગ્ય " એ વિષયનો અભ્યાસક્રમ આવતા અંકમા છપાશે.
(૨) સ્લોઇડ તથા માટી કામના વિષયો ત્રણે વર્ષમાં ઐચ્છિક છે એમાથી એક વિદ્યાર્થીને પસંદ કરવાનો છે.
(૩) પ્રથમ વર્ષમાં " તાત્કાલિકમદદ " અને ત્રણે વર્ષમાં "નિશાળનું આરોગ્ય" ફરજિઆત વિષય તરીકે નવા દાખલ કર્યા છે.

(૧) એ. એ. ઇ. સાહેબનો તા. ૧૫-૧૧-૧૯ નો કાગળ નં. ૧૧૦૧૪.

## પ્રાથમિક શાળાઓ માટે મંજુર કરેલાં પુસ્તકોની યાદી.

| નંબર. | પુસ્તકનું નામ. | જે ભાષામાં પુસ્તક છાપ્યુ હોય તેનું નામ | પુસ્તક શા માટે મંજુર છે ? | કિંમત. રૂ. | આના | પા | ટીકા. |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | માસ્તર એસ. ગુ કંપનિ બુકસેલર્સ, રાજકોટ<br>મેસર્સ ગુ. બી. ખુડખુડીઆ અને એમ. એમ. રાણાકૃત નવું દેશી નામું. | ગુજરાતી | પ્રાથમિક શાળાઓના ઉપયોગ માટે | ૦ | ૩ | ૬ | |
| ૨ | રામનારાયણલાલ બુકસેલર્સ, અલ્હાબાદ<br>ડી. આર. કનોજીઆ બી. એ. કૃત વ્યાકરણ પદ્ધતિનું પૃથક્કરણ, પ્રારંભ કરનાર માટે. | ઉર્દુ | એંગ્લો ઉર્દુ શાળાઓમાં પાઠ્યપુસ્તક તરીકેના ઉપયોગ અર્થે. | ૦ | ૫ | ૦ | |
| ૩ | એસ. એ સ્ટોસી કૃત, ક્રમિક ભાષાંતર એક્સરસાઇઝ, ભાગ ૩. | ” | ” | ૦ | ૮ | ૦ | |
| ૪ | ઇ. એસ. ઓકલી, એમ. એ. કૃત અંગ્રેજી તરજુમો કરવાનું નાનું પુસ્તક. | ” | ” | ૦ | ૧૦ | ૦ | |
| ૫ | મૌલવી કાઝી મહમદ બશીરૂદીન કૃત ઉર્દુ પ્રિમર. | ” | ઉર્દુ શાળાઓમાં પાઠ્ય પુસ્તક તરીકે | ૦ | ૦ | ૯ | |

પુના ઓફિસ નં. ૨૧૨૯૮<br>તા ૧૦-૧૧-૧૯

(સહી) કે. એચ. દીક્ષિત.<br>ડિરેક્ટર ઓવ પબ્લીક ઇન્સ્ટ્રક્શન વતી.

# જાહેર ખબર.

---

ધી સુરત સિટિ મ્યુનિસિપાલિટિને પોતાના તાબાની પ્રાથમિક ગુજરાતી તથા ઉર્દુ શાળાઓ માટે વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષામાં પાસ થએલા શિક્ષકો તથા ટ્રેનિંગ કોલેજના પહેલા અને બીજા વર્ષમાં પાસ થએલા શિક્ષકો જોઇએ છે. તથા પાંચમા ધોરણમાં પાસ થએલી અને ટ્રેનિંગ કોલેજના પહેલા અને બીજા તથા ત્રીજા વર્ષમાં પાસ થએલી શિક્ષિકાઓ જોઇએ છે

પગાર નવા ટાઇમસ્કેલ મુજબ આપવામાં આવશે, અને અન્ટ્રેઇન્ડ શિક્ષક તથા શિક્ષિકાને રૂ. ૧૨) આપવામાં આવશે એ ઉપરાન્ત, ટ્રેઇન્ડ અને અન્ટ્રેઇન્ડ દરેકને ના સરકારના ઠરાવ મુજબ વોર એલાવન્સ-આપવામાં આવશે માટે જેઓની ઇચ્છા હોય તેમણે સુરત મ્યુનિસિપલ સ્કૂલ બોર્ડના મહેરબાન ચેરમેન સાહેબને સરનામે તાકીદે અરજી કરવી. અરજી સ્વહસ્તે લખી તેમાં પોતાની લાયકાત નાતજાત તથા છેલ્લામાં છેલ્લું સર્ટિફિકેટ મળ્યાની સાલ જણાવવી. જેઓ મ્યુનિસિપાલિટિની, લોકલબોર્ડની, સરકારની મદદ લેતા અથવા ના-સરકારે સ્વીકારેલી કોઇ પણ શાળામાં હાલમાં નોકરી કરતા હોય તેમણે પોતાની અરજી પોતાના ઉપરી અધિકારી માર્ફતે મોકલવી.

સુરત મ્યુનિસિપલ ઓફિસ
'ઠેકાણું' મુગલીસરા.
તા ૧૩ માહે જાન્યુઆરી
સને ૧૯૨૦

**Isap Akooji Patel.**
ઇન્ચાર્જ સેક્રેટરી સ્કૂલ્સ કમિટિ,
સુરત સિટિ મ્યુનિસિપાલિટિ.

---

જોઇએ છે—ટ્રેન્ડ ઉર્દુ શિક્ષક, તથા ગુજરાતી શિક્ષક, ને ટ્રેન્ડ ગુજરાતી સ્ત્રીશિક્ષકો, પગાર લાયકાત પ્રમાણે.

હેડ મા. મનસુખલાલ પ્રભુદાસ.
મ. શા મો. તા. કપડવણજ.

---

જોઇએ છે—બે ટ્રેન્ડ, બે વર્નાક્યુલર ફાઇનલ, બે ઉર્દુ તથા કુરાને શરીફ જાણનાર. મુસલમાન ઉમેદવારને વધુ પસંદ કરવામાં આવશે તાકીદે ટુંકમાં લખો.

ફૈઝુલ્લાહ હમદાની મેનેજર—મદ્રસ—એ.
મોહમદીયા—નં ૬૯, ૭૦ નુરપુરા—સુરત.

---

## ધન મેળવવાનું ઉત્તમ સાધન

# હુન્નર પ્રકાશ.

આ અતિ ઉપયોગી પુસ્તકમાં ૧૦૦૦ હુન્નરો દરેક દરદોના ચમત્કારિક ઇલાજો, સેન્ટો વિલાયતી સાબુઓ, દરેક જાતના રંગ, રૈસાનો, અત્તરો, અર્કો વગેરે વગેરે બનાવવાની ઘણીજ સહેલી રીતો છે. વિશેષ ખાત્રી વાંચવાથી થશે. કિંમત રૂ. ૧, પોસ્ટેજ જુદું.

મુલક મશહુર જામનગરનો પ્રખ્યાત

# શુદ્ધ સાચાં મોતીનો સુરમો.

આંખના નામાંકિત ડાકટરો, હકીમો અને વૈદ્યોએ અમારા સુરમાને પબ્લીક હોસ્પિટલો, ડિસ્પેન્સરીઓ અને દેશી દવાખાનાઓમાં આંખના જુદી જુદી જાતના અસખ્ય દરદીઓ ઉપર ઘણીજ ફત્તેહમ-દીથી વાપરી ઉત્તમ સર્ટીફીકેટો આપેલાં છે.

આ સુરમો વાપરવાથી આંખના અસંખ્ય દરદીઓ ફત્તેહમદ થયા છે. એક વખત ખાત્રી કરવા અરજ છે.

કિંમત નંબર ૧. તોલા ૧ ના રૂ. ૪). નંબર ૨, રૂ. ૨ા. નંબર ૩, રૂ ૧) અને નંબર ૪ રૂ. ૦ાા.

નુરભાઇ ઇશમાલજી અતરીઆ.
ફુલ બજાર—જામનગર.

---

# તૈયાર છે.

'ગુજરાતી ભાષાનું બૃહદ્ વ્યાકરણ'

કર્તા—રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી.
પ્રસિદ્ધકર્તા—મેસર્સ મેકમિલન અને કંપનિ, હોર્નબિ રોડ, મુંબઇ.

કિંમત—રૂ. ૩-૮-૦.

પૃષ્ઠ—લગભગ ૬૦૦ ૪૦ પ્રકરણમાં ભાષા—તેનો વિકાસ, ઐતિહાસિક અને અન્ય રીતે તેના વિભાગ, ભાષાનો ઇતિહાસ, વ્યાકરણના તમામ વિષયોનું શાસ્ત્રીય વિવરણ, વ્યુત્પત્તિ શબ્દસિદ્ધિ, ગુજરાતી સાથે આર્ય દેશી ભાષાઓનો મુકાબલો ભાષાશૈલી, જોડણી પ્રબન્ધ રસ, ગુણ, અલંકાર, વૃત્ત, વિચાર વગેરેનું સંપૂર્ણ વિવેચન કરવામાં આવ્યું છે.

ગુજરાતી ભાષાના શાસ્ત્રીય વ્યાકરણની ખામી દૂર કરનાર આ પ્રથમ પુસ્તક છે. શિષ્ય શિક્ષક વર્ગને, સાહિત્ય પ્રેમીઓને અને શુદ્ધ ભાષા જાણવાની ઇચ્છા ધરાવનારાઓને તે અત્યંત ઉપયોગી થઇ પડશે.

## શિક્ષકો અને વિદ્યાર્થીઓને થોડા શ્રમે ઘણું જ્ઞાન મળે એવાં પુસ્તકો.

સચિત્ર નવી ભૂમિતિનો શિક્ષકઃ—તેમાં વ્યાખ્યાઓ રીતો, સિદ્ધાંતો અને પ્રશ્નોનાં ' ૩૪૫ ' આકૃતિઓ સાથે સંપૂર્ણ ખુલાસા કરવામાં આવ્યા છે આ પુસ્તક ધોરણ છ, સાત ને ૧૦ કા૦ ના વિદ્યાર્થીઓને અતિ ઉપયોગી છે. ટ્રેનિંગ કોલેજના પહેલા વર્ષના વિદ્યાર્થીઓને પણ ખાસ ઉપયોગી છે. કિં૦ ફક્ત ૦–૧૪–૦

હિંદનો ઇતિહાસ'—૧૦ કા૦ ના તમામ વિદ્યાર્થીઓ આ ઇતિહાસનો ઉપયોગ કરી પાસ થાય છે તેમાં આજ સુધીના ૧૦ કા૦ પરીક્ષાના પ્રશ્નો તથા તેના ઉત્તરો આપેલા છે. ધોરણ ૫ થી સાત સુધીના તમામ વિદ્યાર્થીઓને આ ઇતિહાસ અતિ પ્રિય થએલો છે. કિં૦ ફક્ત ૦–૯–૬.

નીતિ સંવાદોઃ—જ્યાં નીતિની કેળવણી નથી ત્યાં આદર્શ બાળકો નીવડવાની જરા પણ આશા નથી, માટે બચપણથીજ બાળકોને નીતિનું શિક્ષણ આપી શકાય તેવા સંવાદોની બુક તૈયાર છે તેમાં દયા, બંધુધર્મ, રાજ્યધર્મ, ધનવાન ને વિદ્વાન, ઋતુઓ, સુખશાંતિ, નઠોર નિશાળીઆને શિખામણ વગેરેના સંવાદો છે. આ સંવાદો શાળાઓમાં નીતિપાઠો તરીકે ચલાવી શકાય તથા શાળાઓને લગતા તમામ જાતના ઉત્સવોમાં ભજવી શકાય તેવો છે. કીં. ૦–૨–૦

નીતિ વાંચનમાળા કિંમત ૦–૫–૦ નીતિની શિખામણો, કિં. ૦–૨–૦ અને તેવાજ નીતિને લગતાં બાળશિક્ષણ ઉપયોગી ઇનામ લાયબ્રેરી માટે મંજુર થયેલા પુસ્તકો અમારે ત્યાંથી મળશે

ઉપરનાં પુસ્તકો ઉપરાંત ગુજરાતી, અંગ્રેજી ઉર્દુ અને સંસ્કૃત શાળાઓમાં ચાલતાં તમામ પુસ્તકો, ગણિતોના ખુલાસા, ગુજરાત–મુંબાઇ હિંદુસ્તાન અને એશિઆની ભૂગોળની વીગતવાર નોટો, પ્રાચે શિક્ષકનો શિક્ષક, ધોરણની નોટો, સ્ટેશનરી, કાગળોનાં રીમ, દોરી અને ચિત્રવાળી ડ્રોઈંગ બુકો, એક્સરસાઇઝો, ડાયરીઓ, નવા ધારા મુજબ છપાવેલા ગણોત પટા, અંગુઠા છાપવાની ડબીઓ વગેરે મળશે બીજા વેપારીઓ કરતા અમારે ત્યાંથી માલ કિફાયત ભાવે મળશે, કેમકે પુસ્તકો, એક્સરસાઇઝો વગેરેનુ અમોએ કારખાનુ કાઢેલું છે. એક્સરસાઇઝો વગેરે મોટા જથામાં માલ મંગાવનારને કોન્ટ્રાક્ટથી બનાવી આપવામાં આવશે. રૂ. ૨૫) નો ઓર્ડર આપનારને કમીશન ઉપરાંત સુંદર ભેટ આપવામાં આવે છે

સરનામું—

ધી સરસ્વતી બુક ડેપો—[illegible]

# જાહેર ખબર.

REGISTERED No B 43

[ પુસ્તક ૫૬ મું. ] [ અંક ૩ જો.

# Gujarat School Paper.

# ગુજરાત શાળાપત્ર.

માર્ચ, સને ૧૯૧૭.

અનુક્રમણિકા.



કેળવણી ખાતાના હુકમથી.

તંત્રી અને પ્રકાશક (ઓક્ટોબર ૧૯૧૪ થી)

મિ. કેખુશરૂ અરદેશર બાટા, બી. એ.,

પ્રિન્સિપાલ, મે. ટ્ર. ટ્રેનિંગ કોલેજ—અમદાવાદ,



શ્રી [illegible] મિ. પ્રેસમાં [illegible]

## સુચના.

૧. પત્ર સંબંધી લખાણ—એડિટર તરફ મોકલવું. છાપવા મોકલવાનું લખાણ કાગળની એક બાજુએ ચોકખે અક્ષરે લખવું. છાપવા યોગ્ય લાગશે તો છપાશે, નહિ પસંદ કરેલો લેખ ટિકિટ મોકલી હશે તો પાછો મોકલવામાં આવશે.

૨. લેખકને ઉત્તેજન—વિષયો લખી મોકલનારની-પૈસા લેવાની ખુશી હશે તો પ્રથમથીજ ખબર આપેથી દર છાપેલ પાને યોગ્યતા પ્રમાણે રૂ. ૧) સુધી આપવામાં આવશે. ચર્ચાપત્ર માટે કંઇ આપવામાં નહિ આવે.

૩. લવાજમ—વરસ એકનો રૂ ૧-૩-૦ ટપાલ ખર્ચ સાથે અગાઉથી, વિદ્યાર્થીઓ માટે ૦-૧૦-૦. છુટક અંકના રૂા. ૦-૨-૦; પોસ્ટેજ રૂા. ૦-૦-૬ જુદું.

૪. મનિઓર્ડર—કુપન પર ગામ કે શહેરનું ઠેકાણું સ્પષ્ટ લખવું. તેમજ ત્યાં એકથી વધારે નિશાળો હોય તો નિશાળનો નંબર તથા શાળાપત્ર ઑફિસ તરફથી અપાએલા સરનામાના લેબલ ઉપરનો નંબર લખવો.

### જાહેર ખબરના ભાવ.

| મુદત. | પેજ. | | |
|---|---|---|---|
| | આખું | અર્ધું | પા. |
| આખું વર્ષ. | રૂ. ૬૫ | રૂ ૩૪ | રૂ ૨૦ |
| ૭ માસ. | રૂ. ૩૫ | રૂ. ૧૮ | રૂ ૧૨ |
| ત્રણ માસ. | રૂ. ૨૦ | રૂ. ૧૦ | રૂ ૭ |

છુટક છપાવવાનો દર.

દર ત્રણ લીટીએ રૂ. ૧-૨-૦ રાખ્યા છે.

આ પત્ર સાથે કોઇ પણ હેંડબીલ વહેંચવામાં આવશે નહિ.

૫. શાળાપત્રમાં આપેલી ખાનગી જાહેરખબરોમાં જણાવેલી ચોપડીઓ ખાતાએ મંજુર કરેલીજ હોય એમ હમેશ હોતું નથી. માટે દરેકને મંજુર કરેલા તરીકે ગણવા નહિ.

૬. દરેક માસના શાળાપત્રનો અંક તે માસની તા. ૨૫ મી સુધીમાં ન મળે તો તે માસની આખર તારીખ સુધીમાં અમને ખબર આપવી કે જેથી તે અંક મોકલવા ગોઠવણ થાય. માસ આખર પછી અંક નહિ મળ્યાની ખબર આપનારને જો એક સિલકમાં હશે તો છુટક અંક પ્રમાણે કિંમત લઇ મોકલવામાં આવશે.

૭. શાળાપત્રનું વરસ જાન્યુઆરિથી ડિસેમ્બર સુધી ગણવામાં આવે છે, માટે વરસની વચમાં જે ગ્રાહક બંધ થવા માગતા હશે, તેમની પાસેથી જેટલા અંકો તેમને મળ્યા હશે તેટલાની છુટક અંક લેખે કિંમત લેવામાં આવશે.

તંત્રી.

# ગુજરાત શાળાપત્ર.

પુસ્તક ૫૯ મું. માર્ચ સને ૧૯૨૦. અંક ૩.

## "શિક્ષકોને બોધવચન."

(અંગ્રેજી ઉપરથી અનુવાદ)

રા. વ્યાસ ચંદુલાલ ત્રિભુવનદાસ બી. એ.

સજ્ઞાન ઉદ્ધતાઇ અને અજ્ઞનતા ઓળખવાને સાવધ રહેવું જોઈએ. એક્રન કરતાં અજ્ઞાન વિદ્યાર્થીઓ વિશેષ પ્રમાણમાં હોય છે.

એટલું યાદ રાખવું કે જો વિદ્યાર્થીને યોગ્ય રીતે હાથપગ લેતા આવડે તો તદ્દન હીણા ને સ્વચ્છ વિદ્યાર્થીઓ પણ પ્રેમી માલમ પડશે.

જે વિદ્યાર્થી પર તમને વધારે લાગણી હોય તેને અન્ય વિદ્યાર્થીઓના વધારે ગભાગની જરૂર નથી. કારણ કે જેને માટે લાગણી હોય તેના તરફ નહિ, પણ જેની જરૂર હોય તેના તરફ વધારે ધ્યાન આપતાં શીખવું જોઈએ.

જે ઉદારતા બતાવવાની છે તો તે જેઓ તમે ઓળખો છો અને ચાહો છો તેને નહિ, પણ જેના મનમાં થોડા જાણ્યા છે તમને બતાવો. જે ઓળખીતા છે તે તમારા પ્રેમનાં પાત્ર છે, તેથી તેમને ઉદારતાની જરૂર નથી, પણ બીજાને જરૂર છે, કારણ કે તેથી તેનો પ્રેમ તમે મેળવી શકશો.

તેને માટે દીલગીર ન થાઓ ત્યાં સુધી વિદ્યાર્થી તે પ્રમાણે કરતો નથી જો તમે તમારી ભૂલ કબુલ કરતા હશો, તો તે તમારી પાસે પોતાની ભૂલો લઇને આવશે

જો તમે જાતે કોઈ વિદ્યાર્થીને રસ્તે ન પાડી શકો તો તેથી તે વિદ્યાર્થી હાથમાંથી ગયો છે એમ માનશો નહિ. તમે જે રીત વાપરો છો તેના કરતાં બીજી રીતો તેને માટે વાપરો, અને તેમ ન બને તો બીજી સંસ્થામાં મૂકો, કે જ્યાં બીજો કોઈ શિક્ષક તેને યોગ્ય ઉપાય યોજી શકે. કેટલીક વખત બાળક હાથમાંથી જતું રહે છે તેનું કારણ શિક્ષકની રીતો યોજવામાં ખામી છે. કોઈ પણ વિદ્યાર્થીના સર્ટિફિકેટમાં ખરાબ વર્તણુક લખશો નહિ, કારણ કે તેથી તે જ્યાં જ્યાં જશે ત્યાં એને માટે ખરાબ અભિપ્રાય બંધાશે.

કોઈ વખત વિદ્યાર્થીનું હેતુ બરાબર ન સમજવાથી શિક્ષક તેના ઉપર ગુસ્સે થાય છે, અને તેને માટે અભાવ બતાવે છે એવું થવાથી જુદા ધર્મ અગર જુદી જાતના હોવાથી જે કેટલીક બાબતમાં જુદાઈ પડે છે તેનાથી પણ વધારે જુદાઈ પડે છે.

શિક્ષક પણ એક મનુષ્ય છે. તેથી બીજા બધા કરતાં અમુક વિદ્યાર્થી તરફ તેનો ભાવ વિશેષ થાય છે. એવા ભાવથી શિક્ષકને બીજા વિદ્યાર્થીનું અંતર ઓળખવાની તક મળે છે, અને અંતર ઓળખ્યાથી લાગણી વધે છે, અને લાગણી પ્રેમનું સ્વરૂપ ધારણ કરે છે માનીતા વિદ્યાર્થીઓથી બીજા વિદ્યાર્થીઓ માનીતા થાય છે કારણ કે માનને યોગ્ય વિદ્યાર્થી પોતાના જેટલો શિક્ષકનો ભાવ ધરાવનાર વિદ્યાર્થી જોવાને ઉત્સુક હોય છે.

તમારી શિક્ષક તરીકેની પરીક્ષા તમારી પરીક્ષાના પરિણામો અગર તમારા ઉપરીઓના શેરાથી થતી નથી, પણ તે તો તમે વિદ્યાર્થીઓનો પ્રેમ કેટલે દરજ્જે મેળવ્યો છે તેનાથી થાય છે. વિદ્યાર્થીઓ શિક્ષકને ચહાય છે તેથી શિક્ષકને શીખવવાનો ઉત્સાહ થાય છે, અને એ ઉત્સાહ શીખવવાની બુદ્ધિ કરવા વધારે કામ કરે છે

જે શિક્ષક પોતાના શિક્ષકભાઈઓની લોકપ્રિયતાની ઈર્ષા કરે છે તે વિદ્યાર્થીને માટે દરકાર રાખતો નથી. પણ પોતાને માટે દરકાર રાખે છે.

શિક્ષકો વિચારતા નથી કે કેટલીક વખત પોતાના વિદ્યાર્થીઓ-માંથી કેટલાક તેમના કરતા ઉદાર અને દરેક રીતે ચઢિઆતા હોય છે. બુદ્ધિની કુશળતા અમુક વર્ષના અભ્યાસનું પરિણામ છે, પણ આત્મિક ઉન્નતિની બાબત તો આત્માના કાળના કાળ સુધીથી ચાલતી હોય છે ( મતલબ કે કેટલાક વિદ્યાર્થીઓના ઉન્નત આત્મા હોય છે )

ધ્યાન ન આપનાર વિદ્યાર્થી મૂર્ખ હોય છે એમ કેટલીક વખત બનતુ નથી, કેમકે જેમ 'કુદરતમાં તોફાન થવાનું' હોય ત્યાર પહેલાં શાન્તિ પથરાઈ રહે છે તેમ પણ બને.

જે શિક્ષકને વારંવાર હુકમ મનાવવાને પ્રયત્ન કરવો પડે છે તેણે મહેરબાની કરી વિદ્યાર્થીના ભલા માટે સંસારનો બીજો ઉપયોગી ધંધો શોધી લેવો હિતાવહ છે.

---

## વિજયપતાકા.

### મ. રે. કોલેજ ફોર વીમેન—અમદાવાદની સંસ્થાના ઇનામ સમારંભમાં ગવાયેલું ગાયન—

( લેખક.—ના. શં. પંચાક્ષરી—સંગીત શિક્ષક. )

---

રા० બિલાવલ ( છાયાલગ* )

તાલ—દિવ્ય સંકીર્ણજાતિ, એકતાલો—મધ્ય—

કાલ—માત્રા—૬

| | |
|---|---|
| सं सं स सं नि सं | ध निप प सं नि सं |
| શુ ભ આ નં દ | કા રિ વિ જ ય |

| | | | |
|---|---|---|---|
| ध निप ध प ग म | प | ऽ | ग म रि ग म धू पू |
| ધ્વ જ ફ ર કી ર | યો | ધૂ | એ ક તા પ |

# વિજયપતાકા.

શુભ આનંદકારી વિજયધ્વજ ફરકી રહ્યો;
એ કૃતોપકારમાં કૃતજ્ઞતા સ્વધર્મમાં,
ઉપકૃત ગીત ગાઓ. શુભ૦

યુદ્ધધ્વજ તો હવે ચિર, લપટાઇ રહ્યો સુસ્થિર.
છે સુચિહ્ન એ સુવર્ણ સમય આવીયો. શુભ૦ ૧

સ્વતંત્રતા સુકીર્તિવંત, ધ્વજ તે છે મૂર્તિમંત;
જે કારણ રણયજ્ઞ વીર હોમ તે થયો. શુભ૦ ૨

તે છત્રની છાંય તળે, ચાલો વિશ્રામ ભળે,
અડગ મેરૂ જામ્યો. શુભ૦ ૩

વેર ક્લેશ સૌ ટળી, શાંતિ વ્યાપશે વળી;
તે સુવર્ણ સમય સાર, આતુર થઈ રહો. શુભ૦ ૪

અમર વીરની તે ફોજ, આપણી સાથે ફરતી રોજ;
રક્ષણ કરી નિષ્કલંક, ધ્વજ એ આપીયો. શુભ૦ ૫

એ ધ્વજ સુકીર્તિવંત, ઐક્ય કરશે આસમંત;
નિશ્ચે દુર્ભિક્ષ્ય દુ:ખ સમય ટળી ગયો. શુભ૦ ૬

# યમદમ યોગીની શતાબ્દિ.

( સ્વ કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઇની જયતિ માટે-રચેલી કવિતા. )

જોગી ! ત્હારા જીવનના સો—સો વર્ષો વીતિયાં હો જી,
જોગી ! એ તો અલખની અંજલિનાં પૂર;
જોગી ! ત્હારા જન્માક્ષર આજે જગતે ઓળખ્યા હો જી,
જોગી ! એનાં અધૂરાં ત્હેં પૂરિયા નૂર.
જોગી ! ત્હારા જીવનનાં૦

જોગી ! તું તો અમરાપુરીથી ઉતર્યો આંગણે હો-જી,
જોગી ! ત્હારે અમરોનાં આગમ્યાં ઓળખાણ;
જોગી ! ત્હેં તો આગમ આ યુગનાં ભાખિયાં હો જી,
જોગી ! એના આજે યે આવતાં એંધાણ.
જોગી ! ત્હારા જીવનનાં૦

જોગી ! જેવી ફૂલડાંની ફોરમ ફોરે બાગમાં હો જી,
જોગી ! જેવા શીતળ ચંદ્રના ઉજાસ;
જોગી ! ત્હારા જીવનની મીઠી—મધુરી મંજરી હો જી,
જોગી ! ત્હેનાં સાધુતાશીતળા સુવાસ.
જોગી ! ત્હારા જીવનનાં૦

જોગી ! જેવા ગિરિવર તો એવી ધ્યાનમાં હો જી,
જોગી ! જેવા ભરિયા સરોવર નીરઃ
જોગી ! જેવા ગગનના સજળ સાગરો હો જી,
જોગી ! એવા ગરવા ને ગુણગંભીર.
જોગી ! ત્હારા જીવનનાં૦

જોગી ! ત્હારા અક્ષરદેહ અણુઆથમ્યા હો જી,
જોગી ! અહીં અવનીમાં અવધીના માપઃ
જોગી ! તુ તો બેઠો જઈ અમૃતગોખમાં હો જી,
જોગી ! અહીં જગતમાં ત્રિવિધના તાપ. હો જી,
જોગી ! ત્હારા જીવનનાં૦

જોગી ! બોલે મેના ને ટહુકે કોયલ મોરલા હો જી,
જોગી ! ત્હારો લીલો—સૂકો આ ગુજરાતઃ
જોગી ! બ્રહ્મમુહુર્તે ભડકિયા શા ઉગિયા હો જી,
જોગી ! જાગ્યા સન્તો, ને આથમી રાત;
જોગી ! આવ્યો અરુણ, ને પડિયાં પ્રભાત
જોગી ! ત્હારા જીવનનાં૦

રાજકોટ, 21-1-20 — ન્હાનાલાલ દલપતરામ કવિ.

# "હાલની પ્રાથમિક કેળવણી વિષે રાવબહાદુર કમળાશંકરના મનનીય વિચારો.

લેખક—બલદેવજી છગનલાલ, સ્કૂલ માસ્તર,
વાંચ પોસ્ટ નાંદેજ તા. દ. દસક્રોઈ

અમદાવાદની ટ્રે. કૉ. ના નિવૃત્ત વાનપ્રસ્થ પ્રિન્સિપલ સાહેબ અને "ગુજરાત શાળાપત્ર"ના લાંબા વખત સુધીના વિદ્વાન તંત્રી રાવબહાદુર કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદીએ સંવત ૧૯૭૫ ના દિવાળીના તહેવાર પ્રસંગે "ગુજરાતી પત્રના" દિવાળીના ખાસ અંકમાં "પ્રાથમિક કેળવણીની સમીક્ષા", એ નામનો અતિ વિદ્વત્તાભર્યો લેખ બેસતા વર્ષના શુભ પ્રસંગે ગુજરાતી ભાષા જાણનારી પ્રજાની સેવામાં સમર્પી મોટો ઉપકાર કર્યો છે. શાળાપત્રના વાચકવૃંદે ગુજરાતના આ વિદ્વાન સજ્જનના જ્ઞાનામૃતનું પાન લાંબા વખત સુધી કર્યું છે, અને ઘણાક તેમના પ્રજા હૃદયમાં એક સરખી અપૂર્વ પ્રીતિ મેળવનાર, પ્રાથમિક કેળવણીના ઉંડા અભ્યાસી અને ગુજરાતના ઉદાર નવીન શિક્ષણપદ્ધતિના પ્રચારક રાવ બહાદુર કમળાશંકરના પ્રાથમિક કેળવણી વિષેના વિચારો ઘણાક તેમજ પ્રજા સર્વને એકસરખા ઉપયોગી હોવાથી અને તેના પણ શિક્ષક બંધુઓને તો ખાસ મનન કરવા યોગ્ય હોવાથી શાળાપત્રમાં પ્રગટ થવાથી વધારે લાભદાયી થશે એમ જાણી લેખકે શ્રમ લીધો છે

રાવબહાદુરનો "પ્રાથમિક કેળવણીની સમીક્ષા"નો લેખ આખું શાળાપત્ર પુરૂ થાય અને તે ઉપરાંત ૬–૮ પૃષ્ઠ ભરવા પડે તેવડો મોટો છે. શાળાપત્રના પૃષ્ઠ કરતા બરાબર ૬ ગણું મોટું પૃષ્ઠ થઈ શકે તેવા ગુજરાતીના દિવાળીના અંકમા તે લગભગ ૭૦૦ લીટીથી લખાએલો લેખ છે, અને તેનાથી લગભગ અરધો અરધ ભાગ પ્રાથમિક કેળવણી વિષે રોકેલો છે તેથી અહીં તો રાવ બહાદુરના પ્રાથમિક કેળવણી સંબંધી સૂચનાઓનુ પણ સંક્ષિપ્ત વિવેચનજ કરવામાં આવ્યું છે

રાવબહાદુરે પ્રાથમિક કેળવણી વિષે ચર્ચેલા મુખ્ય મુદ્દાઓ.

(૧) શારીરિક કેળવણી
(૨) નીતિ અને ધર્મની કેળવણી
(૬) ટ્રેનિંગ કોલેજમા શીખવાતા વિષયો.

(૩) શિક્ષકોના પગાર
(૪) શિક્ષકોની કેળવણી અને ટ્રેનિંગ કોલેજો.
(૫) શિક્ષકોની વૃદ્ધિ
(૭) સ્ત્રી કેળવણી
(૮) બ્રહ્મચર્ય અને નિયમિત જીવન
(૯) મફત અને ફરજીઆત પ્રાથમિક શિક્ષણ

કમળાશંકરભાઈનો આ આખો લેખ વાંચ્યા પછી અને તેનું અંતઃકરણમાં નિદિધ્યાસન કર્યા પછી પ્રાથમિક કેળવણીની સુધારણા માટે તેમણે મુખ્ય ચાર બાબતો અગત્યની ગણી છે, ને તે ઉપર પુષ્કળ ઊહાપોહ કર્યો છે તેમ સ્પષ્ટ જણાય છે. જે વખતે હિંદી સરકાર અને હિંદવાસીઓ પ્રાથમિક કેળવણીની સુધારણા માટે પુષ્કળ વિચાર પ્રવાહમાં નિમગ્ન થઈ રહ્યા છે, અને જે પ્રસંગે ગુજરાત પણ પોતાની ભૂમિમાં કેળવણીપરિષદ ભરી કેળવણી સબંધી પોતાની જાગૃતિ બતાવી રહ્યો છે તેવા પ્રસંગમાં, રાવ બહાદુરના આ ચાર મુદ્દાઓ સર્વને માર્ગદર્શક, માનનીય, અને સર્વથા યોગ્ય લાગ્યા વિના રહેશે નહિજ. તે ચાર મુદ્દાઓ નીચે મુજબ છે—

(૧) બળવાન શરીર બાંધવું એ સૌથી પહેલું કર્તવ્ય પ્રાથમિક કેળવણીનું છે.

(૨) આદર્શરૂપ ચારિત્ર્ય, બ્રહ્મચર્ય અને નિયમિત જીવન એ પ્રાથમિક શિક્ષણનાં મુખ્ય અંગ હોવાં જોઈએ.

(૩) શિક્ષકોનો સંતોષ તેમની આર્થિક સ્થિતિ સુધાર્યા વિના મેળવી શકાય નહિ, અને તેટલા માટે તેમને પુરતો પગાર આપવો જોઈએ.

(૪) શિક્ષકોને વધારે માન્યવંત અને અસરકારી બનાવવાથીજ પ્રાથમિક શિક્ષણમાં સુધારણા કરી શકાય.

હવે રાવબહાદુરના મુખ્ય ૧૦ મુદ્દાઓ સંક્ષિપ્તમાં વિચારીએ.

(૧)

"શારીરિક કેળવણી."

સામાજિક નિયમો, સુધરેલા જમાનાના સગવડભરેલા સાધનોની વૃદ્ધિથી માણસો બેઠાડુ થયા. મોટે ભાગે હવે સાધારણ જાતનું કામ પણ

બીજા પાસે કરાવવાથી આપણી મોટાઇ ગણાય એવા ઘણા ખોટા ખ્યાલથી ભવિષ્યની પ્રજા નમાલી બનતી જાય છે તેને માટે રાવ બહાદુર જણાવે છે કેઃ—

જ્યાં સુધી કસરતને અભ્યાસક્રમમાં સ્થાન આપ્યું નથી ત્યાં સુધી તે ફરજીઆત થશે નહિ. છોકરાઓની અને છોકરીઓની પ્રાથમિક શાળાથી આરંભી ઉંચામાં ઉંચી શિક્ષણસંસ્થાઓ (કૉલેજો) સુધી શારીરિક કસરત એક ફરજીઆત વિષય થવો જોઇએ, અને કસરત કરાવ્યા પછી યોગ્ય પોષક ખોરાકને માટે દરેક વિદ્યાલયમાં વ્યવસ્થા થવી જોઇએ. કસરતનો અભાવ એ હાલની શિક્ષણપદ્ધતિમાં અનેક ખામીમાંની એક મોટી ખામી છે. તે દૂર કરવા સરકારે તેમજ ખાનગી શાળાના વ્યવસ્થાપકોએ સત્વર પ્રયત્ન કરવો એ તેમની મુખ્ય ફરજ છે.”

## (૨)
## નીતિ અને ધર્મની કેલવણી.

“ બુદ્ધિમાન સંસ્કારી પુરુષો નીતિમાન હોય તો સર્વથા માન્ય અને વન્દ્ય છે પરંતુ બુદ્ધિ સાથે નીતિનો અભાવ તિરસ્કારજ ઉત્પન્ન કરે છે. બહુ બુદ્ધિમાન સઘળા થઈ શકે નહિ પણ નીતિમાન તો બુદ્ધિ બહુ ન હોય છતાં સઘળા થઈ શકે, અને માનવજીવનનું સાર્થક એકલા જ્ઞાનમાં નહિ પણ ઉચ્ચતમ ચારિત્ર્યમાંજ રહેલું છે, માટે જ્ઞાન કરતાં ચારિત્ર્ય પહેલું જરૂરી છે. આ ચારિત્ર્ય નીતિ અને ધર્મના શિક્ષણથીજ પ્રાપ્ત થાય માટે કેળવણીમાં જ્ઞાન કરતા ધર્મ અને નીતિનું શિક્ષણ વધારે અગત્યનું છે, આ શિક્ષણનું યોગ્ય સ્થળ “ગૃહ” છે.

નીતિના શિક્ષણ માટે રાવબહાદુર નીતિના ખાસ પુસ્તકો શાળામાં ટેક્સ્ટબુક તરીકે ચલાવવાં એવો અભિપ્રાય ન ધરાવતા હોય તેમ જણાય છે નીતિનું જ્ઞાન પરોક્ષ રીતે વાણી, વર્તન અને વિચારની એકતાવાળા ઉચ્ચ ચારિત્ર્યવાળા શિક્ષકદ્વારા, વર્તના દાખલાથી જ સચોટ આપવું, પણ પ્રત્યક્ષ નીતિના ઉપદેશ આપવો એ નકામો છે એમ તેઓ માને છે

ધર્મનું શિક્ષણ તો શાળામાં દાખલ નજ કરી શકાય એવું તેમનું સ્વતંત્ર મત છે. કારણ કે હિંદ ધર્મમાં અનેક ફાંટાઓ છે. વળી સરકારી પ્રાથમિક શાળામાં હિંદુ, મુસલમાન, પારસી વગેરે સર્વ બાળકો

મુનાસબ (અ); મુનાસિબ=સંબંધ રાખનાર.
મુનીમ (અ). મુનીબ. વાણોતર, મદદગાર.
મુફલસ (અ). મુફિલસ. ગરીબ, નિર્ધન ફલ્સ=પૈસા ઉપરથી.
મુફતી (અ). મુફતી મુસલમાની ધર્મ પ્રમાણે કેમનો ચુકાદો આપનાર.
મુફારસો (અ) મુફારિકા છૂટું, જુદાઇ, અતર, ફરક=ઉપરથી.
મુબારક (અ). પધારો મળેલો છે તેવા. નેક બખ્તી વાળો, ભાગ્યશાળી, સુખી,
મુબારકબાદી (અ–ફા ). મુબારક+બાદ +ઈ, ખુશાલી બતાવવી. એકનું સારૂ થવાથી બીજાએ તેને આશિષ દેવી. બરક=તે આશીર્વાદ પામ્યો ઉપરથી
મુમતાજ મહાલ ( અ. ) મુમ્તાજ=આબરૂ પામેલી. શાહેજહાં બાદશાહની બેગમ અર્જમંદ બાનુ બેગમનું નામ છે. માજ=છુટું પડયું ઉપરથી.
મુરબ્બી (અ). પાળનાર રબ્બ=માબાપ સિવાવ બીજાની ગોદાળથી ઉછરેલો એ ઉપરથી.
મુરબ્બો (અ). મુરબ્બા. ખાંડ સાકરની ચાસણીમાં આવેલી વસ્તુ. કેરીનો મુરબ્બો વગેરે મુરબ્બીને મુર્બ્બામાં એકજ ધાતુ છે.
મુરવત (અ). મુરવ્વત. મર્દાનગી, ઉપકાર.
મુરસદ (અ). મુર્શિદ. સારો રસ્તો દેખાડનાર. રશદ = તેણે તેને ખરે રસ્તો દોર્યો ઉપરથી.
મુરાતબ (અ). મરાતિબ મર્તબા=પદવી; ફરજ્જો, એનું બહુ વચન, મુરાતિબ.
મુરાદ (અ). ઇચ્છા રવદ=પૂછયું ઉપરથી.
મુરીદ (અ). શિષ્ય, ચેલો, ઈરાદો કરનાર.
મુલક (અ). મુલ્ક.
મુલકગીરી (અ. ફા.) મુલ્કગીરી દેશમાં ફરવા નીકળવું.
મુલકી (અ). મુલ્કી–મુલક સંબંધી.
મુલતવી (અ) મુલ્તવી. વાર કરવી વાળનાર, બાકીમાં રાખવું.
મુલાયમ (અ) મુલાઇમ યોગ્ય, અનુકૂલ, એકનું થનાર, નરમ, સુંવાળું, પોચું.
મુલાકાત (અ). મળવું.
મુલ્લાં (અ). મુલગ ' મલઉન ' પરથી. 'મુલાઅ' ને તે પરથી મુલ્લા. ભણેલો ( વિદ્યાર્થી ), વિદ્વાન.

[ અપૂર્ણ ]

## પત્રલેખનની કળા.

( લેખક—મિ. અમૃતલાલ માધવલાલ શાસ્ત્રી. તાલુકાસ્કૂલ, કતારગામ )

જનસમાજમાં પત્રવ્યવહાર સામાન્ય છે, પરંતુ સુભાષિત પત્રો લખવાની કળા સંપાદન કરવી સર્વને માટે સાધારણ નથી તે પ્રાપ્ત કરવાને કેટલાક નિયમો પાળવાની અગત્ય છે. લેખનશક્તિ કેળવવામાં પત્રલેખન પાયારૂપે છે, અને તેજ કારણથી પ્રાથમિક શાળામાં તેને સ્વતંત્ર રીતે લેખનપદ્ધતિ—નિબંધ શીખવવાના વિષયમાં પ્રથમ સ્થાન આપવામાં આવે છે. એ કારણથી એ વિષયની ચર્ચા શિક્ષક અને શિષ્ય ઉભય વર્ગને કેટલેક અંશે લાભદાયી થશે એવી આશા છે.

પત્રનો બાહ્ય દેખાવ ને સૌંદર્ય નિહાળતાંજ અનેક પ્રકારની લાગણીઓ સ્ફુરી આવે છે, ને તે પરથી લેખકની પ્રકૃતિ અને સ્થિતિ સંબંધી પણ કેટલેક અનુમાન થઈ શકે છે. ડાઘાડુઘી ને છેકછાક થએલાં હોય એવો કાગળ જોતાંજ કંટાળો ઉપજે છે, ને તે પત્રનો લેખક ઉતાવળીઓ, અસ્વસ્થ ચિત્તવાળો તથા અવ્યવસ્થિત રીતે કામ કરનારો છે એમ દર્શાવે છે. સુંદર પણ ઝીણા ને ખીચાખીચ ભરેલા અક્ષરોથી લખલું પત્ર, તેનો લખનાર શાંત પ્રકૃતિનો પણ કંજુસ ને દીનવૃત્તિનો છે એમ સૂચવે છે.

કાગળનો નાનો સરખો ટુકડો અજાએબ શક્તિ ધરાવે છે. જીવનના અવનવા પ્રસંગ માટે ધન્યવાદની લાગણી પ્રદર્શિત કરતાં અભિનંદનપત્રો આપણને અધિકતર ઉચ્ચ થવાને પ્રેરે છે. ઉપકાર અને પ્રેમનાં ચિહ્નોથી અંકિત થએલાં પત્રો જીવનમાં રસ ભરી સ્વર્ગીય સુખનું ભાન કરાવે છે; આશ્વાસન પત્રો જ્ઞાન—જલનું સિંચન કરી શુષ્ક હૃદયને નવીન ચૈતન્ય અર્પે છે. નાનાં બાળકો તરફ પણ વહાલભર્યા બે અક્ષરો લખવાથી તેમનાં હૃદયમાં આનંદ સ્ફુરે છે, ને એવા પત્રોમાં તેમને આપેલા ઉપદેશના સંસ્કાર દૃઢ પડે છે, અને વળી તે ઉપરાંત, તે બાળકની લખનશક્તિને ઉત્તેજન મળે છે. આમ પત્રલખનની કળાને સારી રીતે ખેડવાથી ઉત્કૃષ્ટ પરિણામ આવે છે, પરન્તુ તેમ કરવાને કેટલાક નિયમો પાળવાની અગત્ય છે. માટે એ સબંધી કેટલાક ઉપયોગી નિયમો અત્રે આપવામાં આવે છે.

પ્રથમ તો આપણા ઉપર જે પત્રો આવનાં હોય તેનું વર્ગીકરણ કરીને

ક્રિયમ પ્રમાણે ગોઠવવા. વડીલ, મિત્ર, આશ્રિત, પત્ની, ભગિની ને નવીન પરિચયવાળા એવા અનુકૂળ વર્ગ યોજવા; કારણ કે એમ કરવાથી ઉત્તર આપતી વખતે તેમની યોગ્યતાને અનુસરી લખી શકાય. ઉત્તર આપતી વખતે વડીલ તરફ પૂજ્યત્વ, સ્નેહી પ્રતિ પ્રેમ, આભાર, ઉત્સાહ ને સલાહ જેવી લાગણીઓ અધિકાર પ્રમાણે દર્શાવવાનું ધ્યાનમાં રાખવાનું આથી બની શકે છે, પ્રત્યુત્તર આપતાં તેમનાં આવેલા પત્રોની મુખ્ય હકીકત યાદ કરી જવી, ને તે પરથી પત્ર લખવાના મુદ્દા ખોળી કાઢવા.

પત્ર લખતાં પહેલાં મનને સ્વસ્થ કરવું ને શાંત ચિત્તે વિચાર કરવો. મનને શાંત કર્યા પછી જે વિચાર જણાવવાના હોય તે સંબંધપૂર્વક સ્પષ્ટ ભાષામાં ને સ્વચ્છ અક્ષરે લખવા, પોતાના લખાણથી સામા માણસને કેવી અસર થશે તે વિષે પોતાના અંગત અનુભવથી કલ્પના કરી લેવી. છેવટે પત્ર લખ્યા પછી પુનઃ વાંચી જવો એથી ભાષા ને સંકલનાના દોષ જણાઈ આવે છે, ને તે પત્રથી સામા માણસ પર કેવી અસર થશે તે વિષે કંઈક અનુમાન થઈ શકે છે. પત્રમાં વિચારોને ક્રમિક ગોઠવવા જોઈએ. હાલ ઘણા ખરા પત્રોમાં વિષયનું અસંબદ્ધપણું એ મોટો દોષ જોવામાં આવે છે. " સુરત ગયો. ઉનાળો ચાલે છે. સાહિત્યની પરીક્ષાની તારીખ જણાઈ? ભટ્ટભાઈ કાગળને માટે પૂછાવે છે. ભરોસાની ભેંસ ભૂખે તો ન મરેને? રસપુરીનાં રોજ ઉડે છે. સાહિત્યની પરીક્ષા માટે પુસ્તકો મેળવ્યાં?" આમ ન લખતાં વિચારોને ક્રમ મુજબ પેરેગ્રાફ પાડીને દર્શાવવા જોઈએ. આ દોષ—વિચારનું અસંબદ્ધપણું ને વિષયાંતર—થી મુક્ત થવાને પ્રયત્ન કરવો જોઈએ.

હવે પત્રની ભાષા સંબંધી કંઈક કહીશું. ભાષાશૈલીમાં કૃત્રિમતા કે ડોળ ન હોવાં જોઈએ. ભાષા હમેશાં સરળ, સરકારી, એકધારી ને પ્રાસાદિક હોવી જોઈએ. સંસ્કૃતમય શબ્દપ્રયોગોથી અલંકૃત પત્ર કેવળ કૃત્રિમતા દર્શાવી આપે છે, જેમકે.—અધુના ગત ચન્દ્રવાસરથી સર્વને સપ્તાહની રજા પડી છે. ઘણા લખનારા આ રીતનું અનુકરણ કરી, ક્લિષ્ટ ભાષા લખવામાંજ મહત્તા સચવાતી હોય એમ સમજી તેવું ડોળ બતાવે છે પણ આવી રીતે લખવાથી ભાષા શુદ્ધ ને સરળ થઈ શકતી નથી, માટે તે પદ્ધતિનો ત્યાગ કરવો જોઈએ. જેમ કેવળ સંસ્કૃતમય શબ્દોથી પૂર્ણ ભાષા નિંદ્ય ગણાય છે,

તેમ એકજ પત્રમાં પોતે ઘણી ભાષાનું જ્ઞાન છે તે દર્શાવવાને અનેક ભાષાના પ્રયોગ વાપરીને અગમ્યપણે મિશ્રિત કરેલું લખાણ પણ કેવળ હાસ્યજનક છે.

કેટલાકને પદ્યમાં પત્રો લખવાનો શોખ હોય છે, પણ આમાં સમય ઘણો જાય છે, ને બધાની શક્તિ સારી ન હોવાથી કાવ્યનું સ્વરૂપ નીચું પડવાનો ઘણો સંભવ રહે છે કાવ્યમાં પત્ર લખવાનો પ્રયત્ન કરવો બધાને માટે ઇચ્છવા જોગ નથી કદાચિત પત્રમાં પ્રદર્શિત કરવાની ભાવનાને કાવ્યમાં દર્શાવવાથી તે પ્રયત્ન ફળપ્રદ નીવડે છે.

ગદ્યમાં પત્ર લખવાની બે પદ્ધતિ પ્રચલિત છે, અનેક વિશેષણો વાપરી લાંબા પત્ર લખવાની જુની પદ્ધતિનું જોર હવે નરમ પડતું જાય છે. વેપાર તેમજ વ્યાવહારિક કાર્ય માટે નવી શૈલીથી અજ્ઞાન જનો હજુ પણ જુની રીતે પત્રો લખે છે, પણ નવી રીત ટુંકીને સરળ હોવાથી બહુ જનોમાં માન્ય થતી જાય છે માટે એ પદ્ધતિનો સ્વીકાર કરવો ઇચ્છવા જોગ છે. શાળામાં શિક્ષકે બન્ને રીતે પત્ર લખતાં બાળકોને શીખવવું

પત્રોમાં અનેક વિષયની ચર્ચા થઈ શકે છે, અને ચર્ચાપત્રની સ્થિતિ આ રીતેજ ઉપસ્થિત થઈ છે. અનેક વિષયો પર પત્રમાં ચર્ચા કરવાથી તે વિષયના જ્ઞાનમાં વૃદ્ધિ થાય છે, ને તેથી લખનાર આણસની લેખનશક્તિ કેળવાય છે. એથી તે લેખક કે વક્તા તરીકે કામ કરવાને સમર્થ નીવડે છે. આ કળાને આમ સારી રીતે કેળવવાથીજ ઘણા મનુષ્યો ઉત્તમ લેખક ને વિચારક તરીકે કીર્તિ મેળવી ગયા છે. સુધરેલા દેશોમાં એ કળાને જોસભેર ખેડવામાં આવે છે. ત્યાં કેટલાંક પુસ્તકો કેવળ પત્રદ્વારા સંવાદના રૂપમાં લખાએલાં છે, અથવા તો કોઈકમાં છુટક પત્રોથી ચર્ચા કરેલી હોય છે. આપણી ગુર્જરગિરામાં પણ એ પદ્ધતિએ કેટલાંક પુસ્તકો રચાએલાં છે.

પત્ર લખતી વખતે લાંબું લખાણ કરવાનો ઘણાને કંટાળો હોય છે, અને કોઈક તો એમ પણ કહે છે કે અમને લાંબું લખાણ કરતાં આવડતું નથી એ સત્ય છે કે વૃથા લંબાણ કરવું સર્વથા અયુક્ત છે, પરંતુ સામા માણસના લખાણના વિષય પરત્વે પ્રત્યુત્તરમાં ચર્ચા કરતી વેળા લંબાણ થાય તે હિતાવહ સેવાથી ઇષ્ટ છે. મૂળ વિષયને વળગી રહી ચર્ચાના સ્વરૂપમાં પત્રો કેમ લખી શકાય તેનાં ઉદાહરણ વિસ્તારભયે અત્રે આપ્યાં નથી. સર-

## સૂચના.

૧ પત્ર સબંધી લખાણ—એડિટર તરફ મોકલવું. છાપવા મોકલવાનું લખાણ કાગળની એક બાજુએ ચોકખે અક્ષરે લખવું. છાપવા યોગ્ય લાગશે તો છપાશે, નહિ પસંદ કરેલો લેખ ટિકિટ મોકલી હશે તો પાછો મોકલવામાં આવશે.

૨. લેખકને ઉત્તેજન—વિષયો લખી મોકલનારની પૈસા લેવાની ખુશી હશે તો પ્રથમથીજ ખબર આપેથી દર છાપેલે પાને યોગ્યતા પ્રમાણે રૂ. ૧) સુધી આપવામાં આવશે. ચર્ચાપત્ર માટે કંઈ આપવામાં નહિ આવે.

૩. લવાજમ—વરસ એકનો રૂ ૧-૩-૦ ટપાલ ખર્ચ સાથે અગાઉથી. વિદ્યાર્થીઓ માટે ૦-૧૦-૦ છુટક અંકના રૂ ૦-૨-૦, પોસ્ટેજ રૂ. ૦-૦-૬ જુદું.

૪. મનિઑર્ડર—કૂપન પર ગામ કે શહેરનું ઠેકાણું સ્પષ્ટ લખવું. તેમજ ત્યાં એકથી વધારે નિશાળો હોય તો નિશાળનો નંબર તથા શાળાપત્ર ઓફિસ તરફથી અપાએલા સરનામાના લેબલ ઉપરનો નંબર લખવો.

## જાહેરખબરના ભાવ.

| મુદ્દત. | પેજ. | | |
|---|---|---|---|
| | આખું. | અર્ધું. | પા. |
| આખું વર્ષ. | રૂ. ૬૫ | રૂ. ૩૪ | રૂ. ૨૦ |
| છ માસ. | રૂ. ૩૫ | રૂ. ૧૮ | રૂ ૧૨ |
| ત્રણ માસ. | રૂ ૨૦ | રૂ. ૧૦ | રૂ. ૭ |

**છુટક છપાવવાનો દર.**

દર ત્રણ લીટીનો રૂ ૧-૨-૦ રાખ્યા છે.

આ પત્ર સાથે કોઈ પણ હેંડબીલ વહેંચવામાં આવશે નહિ.

૫ શાળાપત્રમાં આપેલી ખાનગી જાહેરખબરોમાં જણાવેલી ચોપડીઓ ખાતાએ મંજુર કરેલીજ હોય એમ હમેશ હોતું નથી માટે દરેકને મંજુર કરેલી તરીકે ગણવી નહિ.

૬. દરેક માસના શાળાપત્રનો અંક તે માસની તા. ૨૫ મી સુધીમાં ન મળે તો તે માસની આખર તારીખ સુધીમાં અમને ખબર આપવી કે જેથી તે અંક મોકલવા ગોઠવણ થાય. માસ આખર પછી અંક નહિ મળ્યાની ખબર આપનારને જો અંક સિલકમાં હશે તો છુટક અંક પ્રમાણે કિંમત લઈ મોકલવામાં આવશે.

૭ શાળાપત્રનું વરસ જાન્યુઆરિથી ડિસેમ્બર સુધી ગણવામાં આવે છે. માટે વરસની વચમાં જે ગ્રાહક થવા માગતા હશે તેમની પાસેથી [illegible] તેમને [illegible] છુટક અંક [illegible] લેવામાં આવશે.

તંત્રી.

# તૈયાર છે.

'ગુજરાતી ભાષાનું બૃહદ્ વ્યાકરણ'

કર્તા—રા બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી.
પ્રસિદ્ધકર્તા—મેસર્સ મેકમિલન અને કંપનિ, હોર્નબિ રોડ, મુંબઇ.
કિંમત રૂ. ૩–૮–૦

પૃષ્ઠ–લગભગ ૬૦૦, ૪૦ પ્રકરણમાં ભાષા–તેનો વિકાસ, ઐતિહાસિક અને અન્ય રીતે તેના વિભાગ, ભાષાનો ઇતિહાસ, વ્યાકરણનાં તમામ વિષયોનું શાસ્ત્રીય વિવરણ, વ્યુત્પત્તિ, શબ્દસિદ્ધિ, ગુજરાતી સાથે આર્ય દેશી ભાષાઓનો મુકાબલો, ભાષા શૈલી, જોડણી, પ્રબંધરસ, ગુણ અલંકાર વૃત્ત, વિચાર વગેરેનું સંપૂર્ણ વિવેચન કરવામાં આવ્યું છે.

ગુજરાતી ભાષાના શાસ્ત્રીય વ્યાકરણની ખામી દૂર કરનાર આ પ્રથમ પુસ્તક છે શિષ્ય શિક્ષક વર્ગને, સાહિત્ય પ્રેમીઓને અને શુદ્ધ ભાષા જોઇવાની ઇચ્છા ધરાવનારાઓને તે અત્યંત ઉપયોગી થઇ પડશે.

---

# "શિક્ષણ સાહિત્યો."

આ કાર્યાલયમાં શાળાઓ અને કોલેજોને ઉપયોગી ભૂગોળ, ખગોળ, પદાર્થ વિજ્ઞાન, રસાયણ, ગણિત, કસરત, કવાયત, રમત, કિન્ડરગાર્ડન મોન્ટેસરી અને સ્લોઈડ સિસ્ટમ વગેરે તમામ પ્રકારના સાહિત્ય જેવાં કે સૂર્યમાળા, પૃથ્વીના ગોળા, ચંદ્રની ક્ષયવૃદ્ધિ, નકશા, રીલીફ, મેપ્સ, યંત્ર, શક્તિઓનો સેટ. સંગ્રહસ્થાનનાં ધોરણવાર બોર્ડઝ, ઓબ્જેક્ટ લેસન બોર્ડઝ, ધંધાના હથિયારની પેટીઓ, પઝલ બોક્સીઝ વગેરે વેચવામાં આવે છે, વિશેષ હકીકત માટે અમારૂં પ્રાઇસ લિસ્ટ મફત મંગાવી વાંચો. કારખાનું દહેગામ (રેલ્વે સ્ટેશન) ના સામે બદલ્યું છે. અમદાવાદથી રેલવે ભાડું ૦–૩–૦ છે.

કાશિભાઇ છગનદાસ પટેલ.
શિક્ષણસાહિત્ય કાર્યાલય.
દહેગામ, અમદાવાદ પ્રાંતીજ રેલ્વે.

# ગુજરાત શાળાપત્ર.

પુસ્તક ૫૯ મું. મે સને ૧૯૨૦ અંક ૫ મો.

## ગુજરાતી સાહિત્યપરિષદ.

ગયા એપ્રિલ માસમાં આ પરિષદની છઠ્ઠી બેઠક આ શહેરમાં તા. ૨-૩-૪ ને રોજ ભરાઈ હતી તેની ટુંક હકીકત દર્શાવનારી નોંધ તેજ માસના આ પત્રના અંકમાં અમે આપી છે. સવિસ્તર સમાલોચના આ અંકમાં આપીએ છીએ.

પરિષદના ત્રણ દિવસના કાર્યના બહોળા વિભાગ પાડીએ તો (૧) કેટલાક અધિકારપદેથી અપાએલાં ભાષણો, અન્ય સુપ્રતિષ્ઠિત વિદ્વાનોનાં પરિષદને સ્થળે થએલાં, તેમજ અન્ય સ્થળે અપાએલાં સામાન્ય ભાષણો. (૨) કેટલાક લેખોનું વાચન તથા ચર્ચા અને (૩) કવિવર ડૉ. રવીન્દ્રનાથ ટગોરનું અત્રે થએલું આગમન, તેમજ તેમનો પરિષદે કરેલો સત્કાર, એ મુખ્ય વિભાગો પાડી શકાય. આ પરિષદે જુદી પરિષદથી એક બાબતમાં ભિન્ન માર્ગ સ્વીકાર્યો છે. લેખોનું વાચન ત્વરાથી અને અનુકૂળતાથી થાય માટે પરિષદમાં વાંચવાના લેખોના ત્રણ વિભાગ પાડ્યા હતા, જેમકે સાહિત્ય, ઇતિહાસ અને વિજ્ઞાન. પરિષદમાં એકત્ર થએલા પ્રેક્ષકોની સંખ્યા જોતાં પરિષદ સંપૂર્ણ રીતે સફળ થઈ એમ માની શકાય. કેટલાકનો આ બાબત મતભેદ હશેજ કવિવર ડૉ. રવિન્દ્રનાથને નિમંત્રણ કરી અને બોલાવ્યા, પોતે તેનો સ્વીકાર કરી પધાર્યા, અને તેમના જ્ઞાન તથા સુખ-મુદ્રાનો પ્રત્યક્ષ લાભ લેવા માટે પ્રેક્ષકોની સંખ્યા પુષ્કળ એકઠી થઈ હતી એમ કેટલાક માને છે. પરિષદ તેથી કેટલેક અંશે સાહિત્ય મેળા તરીકે ટગોર પરિષદથી ઓળખાઈ અને મનાઈ. આ બાબત બે શબ્દો કહેવા આવશ્યક છે. પરિષદમાં કવિવરની પ્રત્યક્ષ હાજરી અલ્પસમયની હતી. બાકીના દિવસોમાં પરિષદે સાહિત્યનોજ કાર્યક્રમ જાળવ્યો છે. સાહિત્યના ખરા ઉપાસક અને વિશ્વબંધુ કવિશ્રીનું સાહિત્ય પરિષદને આંગણે આગમન થાય, અને સોળ વર્ષ પછી યુવાવસ્થા મેળવનાર સંસ્થાને આવા સાત્વિક, સાહિત્યપ્રેમી સજ્જન

આશીર્વાદ આપે એથી વિશેષ ઇષ્ટ વસ્તુ શી હોઈ શકે? માટેજ અમે પરિષદને કવિશ્રીના નિમન્ત્રણ માટે ધન્યવાદ આપીએ છીએ.

પરિષદના ખરા સ્વરૂપ વિષે કેટલોક મતભેદ પ્રવર્તે છે કેટલાક આવા મહાન સમારંભવાળી પરિષદને પરિષદ કહેતાજ નથી; રા. બ. રમણભાઈએ પોતાના ભાષણનો પ્રથમ ભાગ આજ ઉદ્દેશનો લખ્યો છે. પાંચળ પરિષદને અંગે "નજ જોઈએ એમ પોતે ભાર દઈ કહ્યું હતું. પરિષદ વિષે અમે પણ બે શબ્દો લખવા યોગ્ય ધારીએ છીએ પ્રાચીન સમય, એટલે કે સંસ્કૃત ભાષાના જીવન કાળનો સમય વિચારીએ તો પરિષદનું સ્વરૂપ તથા કર્તવ્ય કેવા હતાં તે વિચારવા જેવું છે પરિષદનો સામાન્ય અર્થ સભા છે, પણ તે પદમાં રહેલું અર્થગૌરવ અતિ ગૂઢ છે વિદ્વાનો પરિષદ ભરતા; ધર્મ, ન્યાય, તત્વજ્ઞાન, કાવ્ય, ગદ્ય ઇત્યાદિ વિષયોને લગતા અગત્યના પ્રશ્નોની ચર્ચા કરતા. વાદ તે વીતવાદ નહિ, જ્ઞાનવાદ જોઈએ એજ ઉદ્દેશ સચવાતો હતો. યુવાન કે શિષ્યવર્ગ શાન્ત ચિત્તથી વિવાદોનું શ્રવણ કરતો. મિથ્યા વાદવિવાદ કે નિર્લક્ષ્ય ભાષણોને સ્થાન ન મળતું. એ દૃષ્ટિબિન્દુથી વિચારતા ગઈ પરિષદમાં થએલી વિદ્વાનોની ચર્ચા ઘણી ઉપયોગી માલમ પડી હતી પરિષદ માત્ર લેખોજ મગાવે, અને તે પણ સાહિત્યના પ્રદેશમાં જેણે ઉંડો અભ્યાસ કે મનન કર્યા નથી તેમના તરફથીજ આવે, તો પરિષદનું કાર્ય સર્વાંશે સફળ થયું ન મનાય પરિષદના કાર્ય કર્તાઓએ પ્રૌઢ અને સુપ્રતિષ્ઠિત વિદ્વાનોના લેખોનો પણ લાભ શ્રોતૃવર્ગને આપી પરિષદને યોગ્ય સ્વરૂપવાળી બનાવી હતી.

આ પરિષદના મુખ્ય કાર્યક્રમનો વિચાર કરીએ. પ્રથમ દિવસે મંગળાચરણ તથા આવકાર ગીત ગવાયા બાદ સ્વાગતમંડળના પ્રમુખ રા આણંદશંકરભાઈએ પોતાનું ભાષણ વાંચ્યું હતું ભાષણ સુન્દર અને મનોહર શૈલીવાળું, તેમજ મનન કરવા યોગ્ય વિચારોથી પરિપૂર્ણ હતું તેમનો મુખ્ય વિષય સાહિત્યનું ખરૂં સ્વરૂપ કયું હોય તેને લગતો હતો હાલનો સમય પ્રત્યેક તરેહની પ્રવૃત્તિથી અંકિત છે, તેને પ્રસંગે સાહિત્ય એકદેશી ન જોઈએ, સર્વદેશી જોઈએ, તેને એકાન્તવાસના બન્ધનમાંથી મુક્ત રાખવું એ મુખ્ય ઉલ્લેખ પોતે કર્યો હતો. આને અંગે કવિની જરૂર પડશે અને તે પણ "યુગપ્રકાશક અને યુગપ્રવર્તક ઉભયવિધ જોઈશે" એમ પોતે દર્શાવ્યું હતું. કવિ જમાનાને અસર કરે છે માટે કવિની જરૂર છે એમ

કરી દલીલોનું સમર્થન કર્યું હતું, પછી છેવટે કેટલીક સૂચનાઓ કરી હતી, અને હાલના સાહિત્યમાં મહાન કોષ, વ્યાકરણ તથા ઈતિહાસના લેખોના અભાવ માટે ખેદ પ્રદર્શિત કર્યો હતો. એક મુખ્ય સૂચના ગુજરાતી કોલેજ સ્થાપવા વિષે વિદ્વાન ભાષણકર્તાએ કરી હતી. તે વિષે બોલતાં પોતે કહે છે કે તે કોલેજ "દેશી ભાષાની ટ્રેનિંગ કોલેજો અને પંડિતોની પાઠશાળા જેવી "નિર્માલ્ય અને કાલાતીત નીવડવાના ભયમાંથી મુક્ત રહેવી જોઈએ" દેશી ભાષાની ટ્રેનિંગ કોલેજ વિષેનો ભાષણકર્તાનો મત કદાચ એણે ઉતાવળથી માની લીધેલો જણાય છે. એ કોલેજો દેશી ભાષાની ખીલવટ કે વૃદ્ધિ અર્થે યોજાએલી નથી. એ કોલેજો શિક્ષકો કેળવી તૈયાર કરે છે. દેશી ભાષા માત્ર સાધન રૂપેજ બહુધા પ્રવર્તે છે, તેનું શિક્ષણ પ્રધાનપદે હોતું નથી. અમે માનીએ છીએ કે આ કોલેજો દેશી ભાષાનીજ હોય, એટલે કે માત્ર ભાષાશિક્ષણનીજ હોય તો તે સંસ્થાઓ "નિર્માલ્ય કે કાલાતીત" નીવડેજ નહિ. આ સૂચન આવશ્યક હોવાથી આપ્યું છે. ભાષણ એકંદર ઉપયોગી હતું.

પ્રમુખનું ભાષણ-પ્રમુખપદે નિયુક્ત થએલા રા૰ બ૰ હરગોવિન્દદાસ કાંટાવાળાની યોગ્યતા સર્વ સ્વીકારે છે. પોતે ગુજરાતી સાહિત્યના સાચા સેવક છે, હજી પણ સાહિત્યના અભ્યાસમાં પોતાનો સમય ગાળે છે: તેજ તેમની યોગ્યતાનું કારણ છે તેમનું ભાષણ પુષ્કળ વિસ્તારવાળું હતું ગુજરાતી ભાષાનો ઉદય કેવી રીતે તથા ઉદયકાળ ક્યારે થયો, તેનું સાહિત્ય પદ્યાત્મકજ હતું કે ગદ્ય પણ ઉપલબ્ધ થાય છે, એ પ્રશ્નો પ્રથમ ચર્ચી હાલની ગુજરાતી ભાષાનું શબ્દભંડોળ ચાર પ્રકારનું છે એમ સૂચવ્યું હતું. તેમના મતે તે તત્સમ, તદ્ભવ, દેશ્ય અને વિદેશી શબ્દોનું બનેલું છે પછી પોતે પ્રાચીન તથા અર્વાચીન ગદ્ય તથા પદ્ય સાહિત્યનો અહેવાલ દૃષ્ટાંતો તથા વિદ્વાનોના અભિપ્રાયો ટાંકીને આપ્યો હતો. ભાષા તથા સાહિત્યના એક ઈતિહાસની દૃષ્ટિએ વિચારતાં પ્રમુખ સાહેબનું ભાષણ એક વિશાળ ખજાનો માની શકાય, પરંતુ એક બાબત વર્તુણી પડે છે. પ્રેમાનન્દનાં નાટકો તેમની દેખરેખ નીચે પ્રસિદ્ધ થયાં છે, રા૰ નરસિંહરાવે તે નાટકો પ્રેમાનન્દનાં નથી એમ સૂચવનારો એક લેખ અગાઉની એક પરિષદમાં વાંચ્યો હતો આહ્વાન આપ્યું પણ છે. પ્રમુખસાહેબ તે પ્રશ્ન પરત્વે પ્રકાશ પાડશે, ગુપ્ત પ્રમાણો પ્રકાશમાં મૂકશે, ઘણા સમયની શંકાસ્થાનની વાત નિર્ણીત કરશે

સંસ્કૃત કે ફારસી શબ્દો યોજવાની વિરુદ્ધ દલીલો આપી હતી. વિજ્ઞાનની કેળવણી સ્વભાષાદ્વારા અપાવી જોઇએ એ વિષે પણ વિચારો દર્શાવ્યા હતા. ભાષણ એકંદર બહુ ઉપયોગી હતું. વિજ્ઞાન હાલની પ્રગતિ ।। યુગનો મુખ્ય વિષય છે એમ અમે માનીએ છીએ. તેથી તેનું જ્ઞાન જેમ વિશેષ સ્વરૂપમાં આપી શકાય તેમ આપવા સાધનો અને સરળતા થવી જોઈએ એ વાત સત્ય છે.

કવિવર ડૉ. રવીન્દ્રનાથ ટાગોરના પ્રત્યક્ષ દર્શનનો લાભ અપાવવા બદલ પરિષદના સભ્યોનો જેટલો આભાર માનીએ તેટલો ઓછો છે આ સુજ્જન અને સાત્વિકતાની પ્રતિમાના આગમનથી પરિષદના ગૌરવમાં વૃદ્ધિ થઈ હતી એમ નિઃશંક કહી શકાય. સ્વભાષાના સાહિત્યની ખરા દીલથી સેવા કરનાર વ્યક્તિ આ નગરમાં આવે તો પ્રાચીન આર્યપદ્ધતિએ અર્ઘ્ય પાદ્યથી સત્કાર થવો જોઈએ એ મુજબ એક માનપત્રરૂપી અર્ઘ્ય અર્પી તેમનો સત્કાર તથા તેમના આગમન માટે ઉપકાર પરિષદે દર્શાવ્યો હતો કવિશ્રીએ ઉત્તમ વિચારો પ્રદર્શિત કરનારી સચોટ અને અનુકરણીય શૈલીમા લખેલુ ભાષણ ઉત્તરરૂપે સુંદર અને આકર્ષક રીતે વાંચ્યું હતુ. કવિશ્રીની મુખમુદ્રામાંથી નીકળતા ઉદ્‌ગારોનું શ્રવણ કરવા, અને તેમના બોધક શબ્દોનું પાન કરવા પ્રેક્ષક વર્ગ એકચિત્ત તથા આતુર હતો પરિષદ પરત્વે સંકુચિત દૃષ્ટિથી નીરખનાર પુરુષો ભલે આ આગમન પરત્વે અરુચિ દર્શાવે, તેને નિન્દે, પણ ગુજરાત ને હવે ગુજરાત નહિ મનાય સમસ્ત હિન્દ એકતા ધારણ કરે છે તે સમયે તેના ગમે તે ભાગમાં વસતી મહાન વ્યક્તિ પોતાના પ્રાન્તની નથી એમ ગુજરાતીઓ માની લે તો એ ચાલશે નહિ તેવી વ્યક્તિને દરેક સ્થળે સ્વજન ગણી માન આપવુ એ હિંદવાસીની ફરજ છે. પરિષદની શોભામાં વિશેષતા અર્પનાર બીજી મહાન વ્યક્તિ તે કર્મવીર ગાંધીજી હતા તેમને સરવે ઓળખે છે તેથી વિશેષ કહેવાની જરૂર રહેતી નથી તેમની પવિત્રતાની અને સત્ય પ્રતિ પ્રેમની અસર પરિષદને પરોક્ષરૂપે ઉપયોગી હતી, આ બન્ને મહા પુરુષોએ સામાન્ય ભાષણો આપી સાહિત્યને લગતા વિચારો શ્રોતાજનને સમજાવ્યા હતા.

પ્રદર્શન—પરિષદની અંગીભૂત યોજનારૂપે આ વર્ષે પણ એક સાહિત્ય અને કળાનું પ્રદર્શન ભોળાનાથ લેડીઝ ઇન્સ્ટિટ્યુટના મકાનમાં ભરવામાં આવ્યુ હતું, પ્રદર્શન માટે મેળવેલી અગર મોકલાએલી ચીજો ચિત્ર-

કળા, શિલ્પકળા, ફોટોગ્રાફી વગેરે વિભાગોમાં ગોઠવી હતી. પ્રદર્શન જોના-રને ખ્યાલ આવ્યો હશે કે મોટે ભાગે તે કળાનું હતું. સાહિત્યને લગતી વસ્તુઓ, ગ્રન્થો (છાપેલા કે હસ્તલિખિત) તામ્રપત્ર કે ભૂર્જપત્રનાં લખાણો બહુ ઓછી સંખ્યામાં પ્રદર્શિત થયાં હતાં. આનું મુખ્ય કારણ અમને તો એમ લાગે છે કે તેના વ્યવસ્થાપકો બહુધા કળાના શોખીન હશે અથવા તો સાહિત્યને લગતી વસ્તુઓ પ્રાપ્ત કરવાના તેમના પ્રયાસ નિષ્ફળ નીવડયા હશે. આમ છતાં એકંદર સ્વરૂપે પ્રદર્શન સુંદર, સુશોભિત અને સુવ્યવસ્થિત રીતે ગોઠવાયુ હતુ આ પ્રદર્શન ખુલ્લું મૂકવાની ક્રિયા પ્રાચીનકળા તથા સિક્કા અને અન્ય સાધનોનો સંગ્રહ કરવામાં તીવ્ર ઉત્સુકતા અને રસ ધરાવનાર ગ. શેઠ પુરુષોત્તમ વિશ્રામ માવજીએ કરી હતી. તેમણે તે ખુલ્લું મૂકતાં પહેલાં એક ભાષણ આપ્યુ હતું. જેમાં કળા—ચિત્ર તથા શિલ્પની—બગાઉ હિંદમાં હતી કે નહિ તેનું દિગ્દર્શન કર્યું હતુ; જુદા જુદા દેશોની કળાનો ઇતિહાસ આપી હિંદની કળા હિંદનીજ છે, વિદેશીય નથી એમ દર્શાવ્યું હતું; આને લગતા ઐતિહાસિક પુરાવા લેખી સ્વરૂપના ઉપલબ્ધ નથી થતા. સંસ્કૃત સાહિત્યના ગ્રન્થોમાં મકાનો, સ્થળો, દુર્ગ ઇત્યાદિના વર્ણનોથી સિદ્ધ થાય છે કે હિંદ,શિલ્પ તેમજ ચિત્રકળામાં પ્રાવીણ્ય માટે વિખ્યાત હતો આમ કહી ભાષણ સમાપ્ત કર્યું હતું.

આ ઉપરાંત સામાન્ય વર્ગના પુરુષોના લાભાર્થે સામાન્ય ભાષણોની યોજના નકી દાખલ કરી હતી આ ભાષણો બહુજ આકર્ષક નીવડયાં હતા.

પરિષદની આ યોજના મુજબ અપાએલાં સાર્વજનિક ભાષણો પૈકી અમે આપેલા એક ભાષણમા સૂચવેલી બાબતોનું કરી અહીં સૂચન કરવા રજા લઈએ છીએ ભાષણનો વિષય "આધુનિક ગુજરાતી સાહિત્ય અને તે ઉપરથી ઉપજતા વિચારો" એ હતો એ ભાષણનો મુખ્ય ઉદ્દેશ ગુજ-રાતી સાહિત્યમા હાલ શી ન્યૂનતા દૃષ્ટિગોચર થાય છે તે હતો. કેટલાક પ્રાચીન તથા અર્વાચીન પદ્ય કે ગદ્યના ઉત્તમ ગ્રન્થો ઉપલબ્ધ થતા નથી, નર્મકોષ, નવગ્રન્થાવલિ જેવાં બીજાં કેટલાક પુસ્તકોની આવૃત્તિ નવી થઇ નથી. બાળસાહિત્ય તો કૌમાર અવસ્થામાં છે, ઉંચા અને નીતિમય નાટકો બહુ થોડાં લખાય છે, રા. બ. કમળાશંકરભાઈએ હમણાંજ બૃહદ્ વ્યાકરણ પ્રસિદ્ધ કર્યું છે, તે અગાઉ આવાં ગ્રન્થની પણ ન્યૂનતા હતી. શાસ્ત્રીય રીતે લખાએલા આવાં વ્યાકરણો કે શબ્દકોષ છેજ નહિ ભાષણના અંતભાગમાં

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટિ તેમજ સાહિત્યપરિષદને આ બાબત વિજ્ઞપ્તિ કરી છે. નવું પરિષદ મંડળ આ ખોટ પુરી પાડવા યથાશક્તિ પ્રયાસ જારી રાખશે તો ગુજરાતી સાહિત્યની વૃદ્ધિ વિશેષ થશે.

પરિષદ ત્રણ દિવસના કાર્યક્રમ પછી વિસર્જન થઈ હતી. મહાન સમારંભ થયો હતો. પ્રેક્ષકોની મોટી સંખ્યા હાજર હતી, વિદ્વાનોએ ઉત્સાહપૂર્વક ભાગ લીધો હતો. આ બધું વાસ્તવિક છે, છતાં પરિષદે એક બાબત લક્ષમાં રાખવી જોઈએ કે પ્રત્યેક સમેલનમાં પૂર્ણ કરતાં કંઈક અધિક સંગીન કાર્ય થવું જોઈએ. સાહિત્યપરિષદ માત્ર ત્રણ દિવસ જાગ્રત્ અવસ્થા ભોગવી સુષુપ્ત સ્વરૂપ દીર્ઘકાળ ભોગવે એ દોષમાંથી સત્વર મુક્ત થાય એ માટે નવા પરિષદ મંડળે નવુ ઉપયોગી અને કિંમતી કામ આદરવુ જોઈ સે ગુજરાતી સાહિત્યને વિશેષ ઉચ્ચ, પ્રૌઢ, પ્રતિભાશાળી અને સમૃદ્ધિવાળુ તે બનાવશે એવુ ઇચ્છી આ સમાલોચના સમાપ્ત કરીશું.



## રેશમ બનાવનારા કીડા—જંગલી તથા ઉછેરેલા.

રેશમ બનાવર કીડા વિષે ભાષણો આપનાર પ્રો૦ લેફ્રોયના મત પ્રમાણે કેટલાક કીડા જગલી હોય છે, તો કેટલાક પાળી શકાય એવા હોય છે ચાર જાતના કીડા ચાર પ્રકારનું રેશમ બનાવે છે, અને આમાંના ત્રણ જંગલમાં સ્વતંત્ર જીવન ગાળે છે

જંગલી કીડામાંથી બનતા ઉત્તમ પ્રકારના રેશમને ટાસાર રેશમ કહે છે. આ જાત ચીન, જાપાન તથા હિંદુસ્થાનમાં જયાબધ જણાય છે. હિંદુસ્તાનમાં શુમારે ૧,૭૦,૦૦૦ લોકો આ ઉદ્યોગમાં જોડાએલા છે કીડા જંગલના ઝાડથી પોતાનું ગુજરાન ચલાવે છે, પાંદડાં ખાઈ જવાની ક્રિયા પુરી થયા પછી રેશમના તાંતણે તાંતણા કાઢી ગુંછળારૂપે વળી જાય છે. છેવટે ઇંડા આકારનો તે બને છે, જેને "કકુન" કહે છે. આમાથી કીડા બહાર આવે છે તે બન્ને જાતના હોય છે. ( નર તથા માદા. )

લોકોને રેશમ ઉપયોગમાં લેવાની ઇચ્છા હોય ત્યારે કીડાને કોશેટાની સ્થિતિમાં મારી નાખવો પડે છે. તેમ ન થાય તો બહાર નીકળતી વખતે રેશમને બગાડી નાંખવાનો ડર રહે છે. જેટલા કીડા રેશમ બનાવે છે તે

બધાને મારી નાખવાની જરૂર હોતી નથી. થોડાક જીવતા રાખવામાં આવે છે. માદાના વર્ગના કીડાને બહાર કાઢી ઝુંપડાના છાપરા ઉપર રેશમનો ઉદ્યોગ કરનારા મૂકે છે. આ છાપરા ઉપર માદા ઈંડાં મૂકે છે, જેને એકઠાં કરી પાંદડાં ઉપર મૂકવામાં આવે છે. આના કીડા બને છે, જેમાંથી કોશેટા થાય છે

બીજી એક "મ્યુગા," નામની જંગલી કીડામાંથી બનતા રેશમની જાતનું રેશમ બીજી તરહેના કીડા બનાવે છે. તે જાત આસામના જંગલોમાં બહુ ઉત્પન્ન થાય છે.

ત્રીજા પ્રકારનું રેશમ 'એરી' નામથી ઓળખાય છે એક રમુજી હકીકત આને અંગે એ છે કે આ રેશમ બનાવનાર કીડાના ગુજરાનનું સાધન દીવેલીનાં પાંદડાં છે. આ કીડાઓને સ્વાદ પણ નવાઈ ઉપજાવનારો હોવા જોઈએ.

આ ત્રણમાંથી ગમે તે એકને ચીરવામાં આવે તો જણાશે કે તેનું આખું શરીર રસીથી ભરેલી નાની નળીઓનું બનેલું છે અને આ રસી સુકાય ત્યારે રેશમરૂપે બને છે. આ રસી એક જાતનો કડણ પદાર્થ છે, પાંદડાંના રેસા તથા લાકડામાં નજરે પડતો એક જાતનો પ્રવાહી રસ છે. મનુષ્ય તેને પાચન કરી શકતો નથી. અને નાના સુંવાળા કીડા તે રસને પાંદડાં સાથે ખાઈ જાય છે, તેને પાચન કરે છે, અને પ્રવાહી રૂપે બન્યા પછી રેશમ બનાવવા માટે નાની નળીઓમાં સંઘરી રાખે છે.

થોડાંક વર્ષો ઉપર એક રસાયન શાસ્ત્રીએ આ પ્રવાહી રસ બનાવવાની રીત શોધી કાઢી. તેમાંથી બનતું કૃત્રિમ રેશમ કુદરતી રેશમ જેવુંજ હોય છે, છતાં કીડામાંથી મળતું રેશમ વધારે ઉંચી જાતનું હોય છે.

ઉછેરી શકાય એવા કીડા જે રેશમ બનાવે છે તે રેશમ પુષ્કળ મળે છે, અને તે ઘણું ઉપયોગી હોય છે આને "મલબેરી રેશમ" કહે છે, કેમકે એ રેશમ બનાવનાર કીડામાં એક એવી આદત હોય છે કે મલબેરી ઝાડ (શેતુર)નાંજ પાંદડાં તે ખાય છે

આ રેશમનો ઉદ્યોગ ફ્રાન્સ, ઇટલિ, હિંદુસ્તાન, બર્મા, ચીન, અને જાપાનમાં બહુ ચાલે છે પુષ્કળ માણસો તે ખાતે કામમાં રોકાયલા હોય છે પ્રો. લેફ્રોયની ગણતરી પ્રમાણે ७००,००० માણસો એકલા હિંદુસ્તાનમાં આ ધંધો કરે છે.

ફ્રાન્સ, ઇટલિ તથા કાશ્મીરમાં કીડા મલબેરી (શેતુર) ઝાડ ઉપર પોતાનો ગુજરો કરે છે. પાંદડાં ઝાડથી ચીમુટાં પડે ત્યારે કીડા ઉછેરવાની ક્રિયા બંધ કરવામાં આવે છે, પરંતુ બર્મા તથા હિંદુસ્તાનના કેટલાક ભાગમાં ટોપલીઓમા આ પાંદડાં મૂકી તેમાં કીડાને ઉછેરે છે. આ પાંદડાં આખું વર્ષ મળો શકે છે, માટે ઇંડાં શેવવાની ક્રિયા વર્ષમાં ૪—૫ વાર થાય છે.

હિંદુસ્તાન, બર્મા, અને ચીનમાં રેશમ કાંતવાની ક્રિયા ઘણા સાદા તેમજ અસલી સાધન વડે થાય છે છતાં યુરોપના સંચાકામની મદદથી તૈયાર થતા રેશમ કરતાં આ વધારે બારીક હોય છે, અને નાજુક તાંતણા તૈયાર કરવાનું કામ ઘણે ભાગે છોકરાંઓ કરે છે આમ રેશમ તૈયાર થાયછે.

(ટીચર્સ એઈડમાંના એક લેખનો અનુવાદ)



## પદાર્થપાઠનું શિક્ષણ.

નીચલાં ધોરણોમાં શિક્ષણ આપવાનું કામ અનુભવી શિક્ષકોજ સરળ અને સુવ્યવસ્થિત રીતે કરી શકે છે આમા પણ બાળવર્ગનું શિક્ષણ આપનાર શિક્ષકનામા ઘણા ગુણ તથા પુરતી લાયકાત હોવાં જોઈએ એ સર્વને વિદિત છે બાળક એ ઇશ્વરે સર્જેલું રમુજી રમકડું છે તેની માથે આનન્દ ઉત્સાહ અને પ્રીતિથી કામ લેવાનું હોય છે નિર્દોષતાથી પરિપૂર્ણ, તેમજ ઇશ્વરની સમીપ વસનાર એટલે કે સારા લક્ષણોવાળાં આ બાળકો છે, માટે તેમનાં સ્વાભાવિક લક્ષણો લક્ષમા રાખી તેમને કેળવવાં જોઈએ એ કિંડરગાર્ટન-પદ્ધતિનું મહાન સૂત્ર છે.૯ આથી બાળવર્ગની કેળવણીનો મોટો ભાગ ઇન્દ્રિયોના સંસ્કારો સાથે સંબધ ધરાવે છે. ફ્રોબેલ તેમજ ડૉ મોન્ટેસોરીની પદ્ધતિઓ આજ સત્યોને અવલબી રચાએલી છે નીચલાં ધોરણો, અને ખાસ કરીને બાળવર્ગો, અનટ્રેન્ડ શિક્ષકોને હસ્તગત થવાથી ઘણાં વિપરીત પરિણામ ઉદ્ભવે છે ટ્રેન્ડ તેમજ અનુભવી શિક્ષકોને આ કામ સોંપાય છે ત્યારેજ આવી આનન્દ આપનારી વ્યક્તિઓ જેનો સહવાસ પ્રાપ્ત કરનાર પુરુષોને મહા કવિ કાલિદાસે 'ધન્ય' ગણ્યા છે, તેમનાં જીવનના જ્ઞાનનો પાયો સારો રચાય છે, અને બાળકોને તે શિક્ષકોનો સહવાસ પ્રિય થઈ પડે છે. બાળકોને શિક્ષણ આપવું એ પણ એક કળા છે ઘણી વખતે જુની, ... ઉપજાવનારી રીતે શિક્ષણ અપાય છે, અને માત્ર હકીકત કહેતાં

હોય એમ શિક્ષકો કામ કરે છે. ઇન્દ્રિયોદ્વારા શિક્ષણ આપી માનસિક શક્તિઓનો ક્રમશઃ વિકાસ કરવો જોઈએ એ વાત ભૂલી જાય છે; વાર્તા કહી જવી એથી કાર્ય બસ થતું નથી. વાર્તા કહેવાનો શો ઉદ્દેશ છે, વાર્તા કહેતી વખતે બાળકોને કેવી અસર થઈ છે, ધ્યાન ખેંચી શકાયું કે નહિ, વગેરે ઝીણી બાબતો ઉપર બહુ લક્ષ દેવાનું છે બાળખેલ, તથા બાળગીત પણ તેનાજ ઉપયોગી છે એકાદ વિષયનો દૃષ્ટાંત લઈએ . પદાર્થપાઠની યોજનાનું ખરૂં સ્વરૂપ લક્ષમાં ન રહેવાથી તે પાઠોમાં શિક્ષક વધારે બોલે છે; અને બાળકોને અવલોકન કે સ્પર્શદ્વારા જ્ઞાન ન આપતાં, જુની રૂઢિએ પોતાનું કર્તવ્ય પરિપૂર્ણ કરે છે આથી પદાર્થપાઠનું શિક્ષણ કોને કહે તેનું વિવેચન અત્રે કરવું ઉચિત થઈ પડશે.

પદાર્થપાઠ એ સમસ્તપદજ સૂચવે છે કે પાઠ પદાર્થનો આપવાનો છે. આથી બાળકોને જે વસ્તુઓ તે રોજ નજરે જુએ છે અથવા વાપરે છે (ઉપયોગમાં લે છે) તેને લગતા પાઠ શીખવવા જોઈએ દૃષ્ટાંત તરીકે ખાવાની, પીવાની તથા પહેરવાની વસ્તુઓ, તથા ઘરમાંનો સરસામાન અને રોજના નજરે પડતા કુદરતી બનાવો, એજ પદાર્થપાઠના વિષયો છે. આ પદાર્થપાઠોને અંગે શિક્ષકોએ બહુજ થોડા શબ્દો વાપરવા, અને બાળકોને જે પદાર્થનું જ્ઞાન આપવાનું હોય તે પદાર્થોનું પુરૂં અવલોકન કરવા દેવું. પદાર્થ હાથમાં લઈ તેને તપાસવા દો, અને પછી ધીમે ધીમે જાણીતી બાબત ઉપરથી નવી બાબત ઉપર ક્રમે ક્રમે તેમને દોરો આવા પાઠોમાં બહુ હકીકત કે શિક્ષકનું પદાર્થને લગતું વ્યાખ્યાન નિષ્ફળ નીવડે છે; નિરીક્ષાની કેળવણી કરતાં હકીકત ગૌણપદે હોય છે. બાળકોનો મુખ્ય રસ પદાર્થનેજ લગતો હોવો જોઈએ, હાથ અને આંખ ઉપરાંત સ્નાયુસંવેદનદ્વારા પદાર્થને લગતી હકીકત શોધાવવી. આવા પાઠોમાં પુષ્કળ જુદી જુદી જાતના દૃષ્ટાંતો રજુ કરવા ,આમ કર્યાથી તેમને પદાર્થને લગતું જ્ઞાન મનમાં ઠસાવવાની તથા સમજવાની શક્તિ પ્રાપ્ત થશે દૃષ્ટાંતો પસંદ કરવા તે યોગ્ય સ્વરૂપના અને બધબેસતા જોઈએ. જરૂર પડે પ્રયોગ પણ કરવા. આસ નેત્રેન્દ્રિયની મદદથી સરખી તથા ભિન્ન સ્વરૂપની વસ્તુઓનો મુકાબલો કરતાં શીખવવું; આવા પાઠોને અંગે શિક્ષકની ફરજ ભારે હોય છે. તેણે જે પદાર્થનો પાઠ આપવાનો હોય તે વિષે પૂર્ણ વિચાર પ્રથમથી કરી તેને લગતી નોંધ તૈયાર કરવી. પુસ્તકોમાંથી ઉતારી લીધેલી નોંધ નિરુપયોગી નીવડે છે. તેણે

જાણવું જોઈએ કે દરેક પાઠમાં કોઈક મુખ્ય ઉદ્દેશ હોય છે. તેથી વિષયને લગતી હકીકત ક્રમિક સ્વરૂપમાં ગોઠવી તે મુજબ કામ કરવું. આવા પાઠોમાં વસ્તુઓ તથા ચિત્રોનો બહોળો ઉપયોગ કરવો મુખ્ય મુદ્દાઓ જેમ જેમ બાળક તારવી કાઢે તેમ તેમ પાટીઆ ઉપર લખતા જવા, જેથી પાઠને અંતે તે મુદ્દાઓ એકઠા કરી આખા પદાર્થની હકીકત બાળકોને સમગ્ર સ્વરૂપમા રજુ કરી શકાય છેવટે તે મુદ્દાઓના જ્ઞાનની કસોટી પ્રશ્નોદ્વારા કરવી. આ બન્ને બાબતો ચૂકવી નહિ. આથી બાળકોને સાદી ભાષામાં પદાર્થ વિષે હકીકત કહી જવાની હિંમત આવશે, અને ભાષાજ્ઞાન વધશે. આવી પદ્ધતિએ કામ કર્યાથી બાળકોની જિજ્ઞાસા પણ તૃપ્ત થાય છે, અને તેઓ ધ્યાન પણ આપી શકે છે.

આ કેટલીક ચર્ચાથી સમજાશે કે પદાર્થપાઠનો શિક્ષક ઘણી લાયકાત, તથા બહોળા જ્ઞાન, અને ઉત્સાહવાળો હોવો જોઈએ. માનસશાસ્ત્રના નિયમો લક્ષમાં રાખી, દરેક પદાર્થમાં કઈ જ્ઞાનેન્દ્રિયદ્વારા શિક્ષણ આવશ્યક છે તેની સંપૂર્ણ માહીતી ધરાવનાર શિક્ષકો પદાર્થપાઠનું શિક્ષણ, રસિક, અનુકૂળ અને સફળ કરી શકે એ નિર્વિવાદ છે.

શાળાપત્ર ઓફિસ.

---

## વાર્તાનું શિક્ષણ.

(લેખ :—રા નારણભાઈ વાઘજીભાઈ, આ મા. પ્રે૦ સ્કૂલ, અમદાવાદ.)

રમુજી વાર્તાઓ કોને સાંભળવી ગમતી નથી ? અલબત આબાલવૃદ્ધ સર્વને રસિક વાર્તાઓ સાંભળવી બહુ ગમે છે. વાર્તામાં રહેલી ખુબીઓ, યુક્તિઓ અને વિનોદાત્મક વસ્તુ-ઘટના સાંભળનારનાં ચિત્તને અપૂર્વ બળથી આકર્ષે છે, પરંતુ એનો ઘણો આધાર વાર્તા કહેનારની રસિકતા, વાક્પટુતા અને વસ્તુ સાથેની તન્મયતા ઉપર રહે છે. વાર્તા ગમે તેવી વિનોદાત્મક, રસભરી અને મનોહર હોય, તોપણ તેના કહેનારનું હૃદય તેમાં તદ્રુપ ન થયું હોય, ત્યાંસુધી તે ચેતન વિનાના હાડપિંજરરૂપ બની નીરસ થઈ પડે છે. રસિક વાર્તાકાર વિષયને અનુસરતી ભભકભરી ભાષા, અને આવશ્યક અંગચેષ્ટાથી શ્રોતાનાં હૃદયને પ્રફુલ્લ બનાવી, તેમાં તેમને ડૂબાવે છે. વળી વાર્તા કહેવાની ઢબ સારી હોય તોપણ પ્રસંગ અને સમ-

જાનારનો અધિકાર એ બંને બાબતો ધ્યાનમાં લઈને યોગ્ય વાર્તા પસંદ કરવાનું કલાવિધાન વાર્તાકારમાં ન હોય, તો તે પોતાના કાર્યમાં સફળ નીવડે નહિ એ ખુલ્લુંજ છે.

નાનાં બાળકો માટે પસંદ કરવાની વાર્તાઓ સરળ, રમુજી અને નીતિમય હોવી જોઈએ, અને મોટાંઓને માટે પસંદ કરવાની વાર્તાઓ પણ વિનોદાત્મક હોવા ઉપરાંત કલ્પનાપોષક, આશ્ચર્યજનક, ચાતુર્યયુક્ત, અને ચમત્કારથી ભરેલી હોય એ વધારે પ્રશસ્ય છે. નાનાં મોટાં સર્વને માટે વાર્તાઓ સત્ય બનેલી હોય કે કલ્પિત હોય, પરંતુ તેમાં એ ગુણો અવશ્ય હોવા જોઈએ કેવળ નીતિધર્મપ્રધાન વાર્તાઓ સર્વ દરજ્જાનાં મનુષ્યોને સરખી રીતે આકર્ષક નથી થતી, પરંતુ અન્ય તત્ત્વો સાથે નીતિધર્મનાં તત્ત્વો જાણ્યે અજાણ્યે શ્રોતાના હૃદયમાં ઠસી જાય એ ઇચ્છવાજોગ છે. વાર્તા અને નીતિના શિક્ષણમાં રહેલો ભેદ ધ્યાનમાં લેતાં આ બાબત સહેલાઈથી સમજાય તેવી છે. વાર્તાનો પ્રધાન હેતુ બાળકોની રસવૃત્તિ પોષી, સ્મરણશક્તિ અને વક્તૃત્વ ખીલવવાનો છે; અને નીતિશિક્ષણનો હેતુ બાળકો સમક્ષ ઉચ્ચ અને અધમ આદર્શો રજુ કરી તુલનાશક્તિ ખીલવી નીતિને ચહાતા કરવાનો, અને અનીતિ તરફ તિરસ્કાર ઉત્પન્ન કરાવવાનો છે.

આપણી શાળાઓમાં વાર્તાનો વિષય બાળવર્ગ અને પહેલા ધોરણમાં શીખવાય છે, અને નીતિનું શિક્ષણ સર્વ વર્ગોમાં અપાય છે. એ ઉપરથી મોટી ઉમરના વિદ્યાર્થીઓને માટે વાર્તાઓ નકામી ઠરતી નથી; પરંતુ છેક નીચલા વર્ગોમાં બાળકોની સ્મરણશક્તિ અને તેમનું વક્તૃત્વ ખીલવવામાં વાર્તા અગત્યનો ભાગ ભજવે છે, અને ઉપલાં ધોરણમાં બીજા વિષયોથી એ શક્તિઓ ખીલવવાનો અવકાશ મળે છે, તથા તેમના વાચનમાં સરળતા આવેલી હોવાથી વાચનપુસ્તકોમાંનો વાર્તારસ તેઓ સહેલાઈથી ઝીલી શકે છે.

બાળશિક્ષણ માટે પસંદ કરવાની વાર્તાઓ રસિક હોય, બોધદાયક હોય, કે કંઈ કલ્પનાપોષક પણ હોય, તોપણ તેના હેતુની સિદ્ધિનો મોટો આધાર શિક્ષકની કુશળતા ઉપર રહે છે. બાળકોને કઈ વાર્તાઓ વધારે રુચિકર લાગશે, કઈ વાર્તાઓમાં રસની સારી જમાવટ કરી શકાશે, અને કઈ વાર્તાઓથી તેના શિક્ષણના હેતુની સફળતા થશે તે શિક્ષકે ખાસ જાણવું જોઈએ. પશુપક્ષીની, મનુષ્યપ્રાણીની કે દેવદેવીઓની કલ્પિત વાર્તાઓમાં

રસની સારી જમાવટ થાય છે. પંચતંત્ર, હિતોપદેશ, હિકાયતે હાતીક, ઈસપનીતિ, શોર્ટ સ્ટોરીઝ વગેરે વાર્તાના સાહિત્યમાં ઉચ્ચ સ્થાન ભોગવતા ગ્રંથોમાં એવા પ્રકારની કેવળ કલ્પિત વાર્તાઓજ છે. એ વાર્તાઓમાં જેવી વાર્તારસની જમાવટ થાય છે, તેવી ઐતિહાસિક સત્ય બીનાઓમાં નથી થતી; અને એજ કારણથી ઇતિહાસના સત્ય પ્રસંગો વાંચવા કરતાં અર્ધ-કલ્પિત ઐતિહાસિક નવલકથાઓ વાચવી વિશેષ રુચિકર લાગે છે. વળી કલ્પિત પ્રસંગોમા પણ કંઈક ચમત્કારભર્યું કલાવિધાન હોય તોજ તે આકર્ષક નીવડે છે. દાખલા તરીકે "ઉંદર પુછડી બોળી બોળીને તેલ પી ગયો, અને તેણે આખી શીશી ખાલી કરી મૂકી" એમાં ઉંદરની યુક્તિ વર્ણવેલી છે, પણ એ વિનોદાત્મક નહિ નીવડવાથી નિર્જીવ લાગે છે, પરંતુ એથી ઉલટું "પાંજરામાંથી બહાર કાઢનાર બ્રાહ્મણને ખાઈ જવા માટે તૈયાર થએલા વાઘને શિઆળે પાછો પાંજરામાં સપડાવી બ્રાહ્મણને બચાવ્યો" એમા વર્ણવાએલી યુક્તિ સફળ નીવડી છે. વળી "કાંકરા નાખીને કુંજામાંનું પાણી પીવામાં' કાગડાની જે ચતુરાઈ વર્ણવાએલી છે, તેના કરતાં કાગડાનાં વખાણ કરીને એની પાસેથી પુરી પડાવી લેનાર શિઆળની તેમજ "હું તો મારૂં કાળજું ઝાડ ઉપર મૂકીને આવ્યો છું" એમ કહીને મગરના પંજામાંથી છુટી જનાર વાંદરાની ચતુરાઈ વધારે ખુબીદાર અને વિનોદાત્મક નીવડે છે.

હવે વાર્તાને રસિક બનાવનારાં તત્ત્વો વિષે વિચાર કરીએ. વાર્તા રસિક બનવાનાં અનેક કારણો છે —

૧ યુક્તિથી કોઈ પોતાનું કામ કાઢી લે છે, ત્યારે તેની કુશળતાને લીધે વિનોદ મળે છે. દા દુર્દાંત સિંહને કુવામા નાખી પોતે બચી જનાર કોહલાની વાર્તા.

૨ કોઈ પોતે ભોળપણને લીધે અન્યથી છેતરાઈ જાય છે, ત્યારે તેની બેવકુફી તરફ હાસ્ય ઉત્પન્ન થાય છે. ઉદા૦ હડકાયા કુતરાના ભ્રમથી બકરૂં ગુમાવી બેસનાર બ્રાહ્મણની વાર્તા.

૩ કોઈ યુક્તિભરેલા બે શબ્દ માત્રથી સામાને ફિક્કો પાડી દે છે, ત્યારે તેની વાક્પટુતાથી હૃદય પુલકિત થાય છે દા. "જહાંપનાહ, એક બાનો નહિ પણ બે ગધેડાનો ભાર છે" એમ કહી, મજાક કરનાર બાદશાહને ઠંડોગાર બનાવી દેનાર બીરબલની વાર્તા.

૪ કોઈ પોતે નિર્બળ હોવા છતાં પોતાને પ્રાપ્ત થએલી કુદરતી અનુકૂળતાનો લાભ લઈ સબળનું ઠાવકું હાસ્ય કરે ત્યારે નાદાનીથી સાંભળનારને રમુજ પડે છે. દા. વાઘને દાંતીઆં કરી ચીડવનાર ઝાડની ટોચે બેઠેલા વાંદરાની વાર્તા.

૫ કોઈ પોતાની બુદ્ધિનો ઉપયોગ નહિ કરતાં ખોટી દેખાદેખી કરી ફસાઈ પડે છે, ત્યારે તેની મૂર્ખાઈ તરફ હસવું આવે છે. દા. 'મીઠું' ઓગળી જવાથી પીઠ ઉપરનો ભાર કમી થયો હતો એવા ખચ્ચરની દેખાદેખીથી, પાણીમાં આળોટી લઈ પોતાના ઉપર લાદેલા ઊનનો ભાર વધારી મૂકનાર મૂર્ખ ગધેડાની વાર્તા.

આમ વાર્તામાં રસ જમાવનાર અનેક તત્ત્વો છે. ચતુર શિક્ષક દરેક વાર્તામાં કયું તત્ત્વ છે તે જાણી લઈ, શિક્ષણ આપતી વખતે બાળકો સમક્ષ તેને બહુ સ્પષ્ટ રીતે વ્યક્ત કરી પોતાનો પાઠ રસિક કરી શકે છે. રસિક અને આકર્ષક રીતે વાર્તા કહેવામાંજ શિક્ષકની ખરી ચતુરાઈ રહેલી છે. બાળક વિદ્યાર્થીઓ સહેલાઈથી સમજી શકે એવાં સરળ અને ટુંકાં ટુંકાં વાક્યો યોજવાં એ બહુ જરૂરનું છે. લાંબાં લાંબાં ક્લિષ્ટ રચનાવાળાં વાક્યોમાં કહેલું તેઓ ગ્રહણ કરી શકતા નથી, અને પરિણામે શિક્ષકનો શ્રમ વૃથા જાય છે. વાર્તા ગમે તેવી સુંદર હોય તોપણ બાળકોની શક્તિનો વિચાર કર્યા વિના તેમની સમક્ષ ગમે તેમ બોલી જવાથી અર્થ સરતો નથી. શાળાઓમાં વિદ્યાર્થીઓને શીખવવાના વિષયો પૈકી ગણિત, વાંચન, ભૂમિતિ વગેરે વિષયોમાં શિક્ષકમાં તે તે વિષયોના સારા જ્ઞાનની અને તર્ક યુક્તિની જરૂર છે, પણ વાર્તા, નીતિપાઠ, ઇતિહાસ, નિબંધ વગેરે વિષયમાં તો તેની ખરી કસોટી થાય છે. એ વિષયોનું શિક્ષણ આપવામાં શિક્ષકના તે વિષયના સારા જ્ઞાન ઉપરાંત વાણીની સુંદરતા, સરળતા અને ભાવસૂચકતા હોવાની અગત્ય છે. એ શક્તિ મેળવવા માટે શિક્ષકમાં બાળસાહિત્યનો અને બાળસ્વભાવનો અભ્યાસ, હસમુખો ચહેરો, બાળકોનાં હૃદય આકર્ષાય એવી છટાથી બોલવાની શક્તિ, કંઈક ચિત્રકળાનો શોખ વગેરે કેટલાક વિશિષ્ટ ગુણો હોવાની જરૂર છે

અપૂર્ણ.

# ગજલ એટલે શું!

( લેખક—રા. દેવશંકર કેશવરામ ભટ્ટ )

આધુનિક સમયમાં સંગીતના શોખીન જનો ગજલ શબ્દની અલૌકિક ધુન ગાવામાં એવા તો મશગુલ બને છે, કે તત્સમયમાં તેઓ આ જગતનું તેમજ જીવનનું તમામ ભાન ભૂલી જાય છે. ખરેખર દિલોજાન ગજલ દેવીની આરાધનામાં પોતાનું સર્વ સમર્પણ કરવું એજ એ રાગની અદ્‌ભુત અવર્ણનીય બલિહારી છે!!! ગુજરાતી વાચનમાળમાં પણ આ દેવીની સ્થાપના કરવામાં આવેલી છે, તો તેના વૃત્તાંતનું નિરૂપણ આ સ્થળે આલેખન કરવાનું ઉચિત ધારૂં છું.

ગજલ ફારસી ભાષાનો શબ્દ છે. કુરાનેશરીફમાંથી સુફીવાદની ઉત્પત્તિ થઈ છે. સુફીવાદનું રહસ્ય સમજનારાઓને અને વર્તન કરનારાઓને "સુફી" એવા નામથી સંબોધે છે. સુફી આશકો પોતાનો અસ્ખલિત પ્રેમ પ્રવાહ નિરંતર શ્રી સચ્ચિદાનંદ પરમાત્મા તરફ વહન કરાવે છે, એ પ્રેમ-પ્રવાહના ગાણાનું નામજ ગજલ છે. આપણા દેશના પ્રેમધર્મી આર્ય મહાત્માઓએ જેમ અમુક રાગને પસંદ કરી ઇશ્ક પુકાર્યો છે; તેમ ઇસ્લામી મહાત્માઓએ ગજલ શ્રેણીને સ્વીકારી સ્વર્ગના પથો શોધી કાઢયા છે. ઇસ્લામી સત્તા ભારતવર્ષમાં દાખલ થઈ તેને લીધે વાઙ્મય સાહિત્ય પર પરોક્ષ અને પ્રત્યક્ષ અસર થઈ તેનું "ગજલ" એ પરિણામ છે. પ્રેમધર્મી આર્યહૃદયોએ પણ ગજલ દેવીને અપૂજ્ય રાખી નથી વળી ફારસી ગજલને ગુજરાતીમાં પહેલવહેલી રજુ કરનાર મસ્ત કવિ બાલ છે.

હવે "ગજલ" એ મૂળ શબ્દોનો શો અર્થ છે તેનું જરી શોધન કરીએ. એક ફારસી લેખક કહે છે કે "પ્રિયતમની પ્રિયતમા સાથેની પ્રેમવાર્તા" તેનું નામ ગજલ છે. વળી બીજો લેખક તો એટલે સુધી કહે છે કે—"ઇશ્કના રાહમાં નડતી પારાવાર વેદના" એજ ગજલની પંક્તિઓ છે.

હવે અત્રે "પ્રેમધર્મ" નું વિવરણ કરવાનું ઉચિત ધારૂં છું, કારણ કે ગજલ એ પ્રેમધર્મની એક અલૌકિક પ્રસાદી છે. "પ્રેમ એજ પરમાત્મા છે." પ્રેમી થયા સિવાય પરમાત્મપ્રાપ્તિ થતી નથી; એવું નરસિંહ, દયારામ અને પ્રભૃતિ વગેરે મહાત્માઓ ઉચ્ચારી ગયા છે. પ્રેમભક્તિદ્વારા પ્રભુભક્તિના

પ્રયાસો ભિન્ન ભિન્ન પ્રકારે જાહેર થયેલા જોવામાં આવે છે. શ્રીકૃષ્ણના ભક્તો પોતાને "ગોપીરૂપ" માને છે, અને કૃષ્ણને પુરુષ માને છે. મીરાંબાઈ શ્રી કૃષ્ણને પોતે પ્રિયતમ તરીકે સ્વીકારતાં હતાં, અને પોતે પ્રિયતમા રૂપે પ્રિયતમની લગની લગાડતાં હતાં. વળી ઇરાનના મહાત્માઓ પ્રભુને પ્રેમ–સ્વરૂપ પ્રિયતમા–માશુક માને છે. આવો પ્રિયતમનો પ્રિયતમા સાથેનો સ્નેહ વર્ણવવો એટલે કે ભક્તોએ પ્રેમ સ્વરૂપ પરમાત્માનું ઘેલા થઈ ચિંતન કરવું, એજ આ પ્રેમ ધર્મનો મહાન ઉદ્દેશ છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે ફારસી સાહિત્યમાં સુફીવાદી મહાત્માઓ પયગંબર પ્રત્યેનાં મુખમાંથી ખરી પડતાં પ્રેમપુષ્પો એજ ગઝલની લલિત પંક્તિઓ છે.

હવે ગઝલ રાગનું નિરૂપણ પિંગલશાસ્ત્રની દૃષ્ટિએ કરીશું 'મ,–ફા–ઈ–લુન્–મ–ફા–ઇ–'લુન,' એ માપની રચનાને આપણે સામાન્ય રીતે ગઝલ તરીકે ઓળખીએ છીએ; પરંતુ મસ્ત બાલ કહે છે કે ગઝલ એ ગાણાનું નામ છે એવું સમજવામાં ભૂલ છે. તે ગાણાનું નામ નથી પણ "કવિતાના વિષય સંબંધી સામાન્ય નામ છે. અને છંદનું નામ તો "હઝજ મુસમ્મન" છે, તેની રચના માટે સૂચના કરે છે કેઃ—

" ફારસી પ્રમાણે ચાર ચાર અક્ષરી ચાર ગણ દરેક ચરણમાં આવવા જોઈએ. ગણ પ્રમાણઃ— ઽઽઽ (લ ગુગુગુ) છે. આપણી અક્ષરી રીત લાગુ પાડતાં છંદનું પ્રમાણ નીચે પ્રમાણે આવશેઃ—

| –ઽઽ | ઽ–ઽ | ઽઽ | –ઽઽ | ઽ–ઽ | ઽઽ |
|---|---|---|---|---|---|
| ય | ર | ગુગુ | ય | •ર | ગુગુ |

પ્રથમ બે પાદ અંત્યાનુપ્રાસવાળાં હોવાં જોઈએ. ગઝલની ઓછામાં ઓછી પાંચથી ૨૦ બેત રાખવાનો સામાન્ય રિવાજ છે. તેની પહેલી લીટી ટેક તરીકે ચાલુ રાખવી જોઈએ; ઇબારત સાદી અને સરળ રાખવી જોઈએ. ગઝલ પ્રભુ અને ભક્તની વચ્ચેના સ્નેહને સંબોધીને લખાવવી જોઈએ હાલમાં આ નિયમ પળાતો જોવામાં ઓછો આવે છે.

વાચનમાળાની ચોપડીમાં "ગુજારે જે શિરે તારે" કાવ્ય દાખલ થયું છે તેનું માપ ઉપર પ્રમાણેનું છે. વળી "બહરે રજઝમુસમ્મન સાલિમ" એને પણ ગઝલ એવા નામથી સંબોધે છે. તેમાં માત્રા ૨૮ આવે છે. ઉદાહરણ—

" આ અંગારૂપી બંગલાનો નિત નિવાસી, ક્યાં ગયો !
વિખુટો પુટો કરી મુજને અળગો કરી અળગો થયો"!

' બહરે તવીલ મુસમ્મન = અક્ષર ૧૪, ૨૪ માત્રા.
લગાગા, લગાગાગા, લગાગા, લગાગાગા. (ફારસી રચના)
ઉદાહરણ:—ખુદા સૌ ખલકના પણ ખ્યાલી તમારો છું.
તમારે તો ઘણા જણ પણ પ્રથમ તું અમારો છું.
* ( ગુજરાતી ગજલીસ્તાન )

## કાગળની લુગદી.

અનુવાદક—ચિ. અમ્બેલાલ સવરામભાઈ દેસાઇ–અઠવા.

જગતમાં એવો એક પણ દેશ નથી કે જ્યાં કાગળ કામમાં ન આવતા હોય. જેમ જેમ સભ્યતાની ઉન્નતિ થતી જાય છે તેમ તેમ કાગળનો વપરાશ વધતો જાય છે. હિન્દુસ્થાનમાં કાગળની લુગદી (જેનાથી કાગળ બનાવવામાં આવે છે તે) એક જાતના ઘાસમાંથી અને ચીંથરામાંથી બનાવવામાં આવે છે. બીજા કેટલાક દેશોમાં એ લુગદી લાકડામાંથી પણ બનાવવામાં આવે છે ઇંગ્લાંડમાં એ લાકડામાંથી બનેલી લુગદી સ્વીડનથી આવ્યાં કરતી હતી, પરન્તુ હાલમાં તે આવતી બંધ થઈ ગઈ છે, એટલે ત્યાંનાં કારખાનાંઓને ઘણી હાનિ પહોચવાનો સંભવ છે અમેરિકામાં એવાં લાકડાંનાં જંગલો સમાપ્ત થઈ ચુક્યાં છે, નવાં વૃક્ષો રોપવામાં આવે છે, પણ તેને વધવામાં કેટલાંક વર્ષોનો સમય લાગે છે, તેથી અમેરિકાના કારખાનાંવાળાઓને ભય ઉત્પન્ન થયો હતો, કે કાગળની લુગદી બનાવવાના સાધનના અભાવે કારખાનાંઓ બંધ કરવા પડશે.

કેહે છે કે:—"ઇશ્કના રાહમાં નડતી પરિવાર વેદના" એજ ગઝલ અપરિપક્વિતાઓ છે.

શોધો કર-

હવે અત્રે "પ્રેમધર્મ" નું વિવરણ કરવાનું ઉચિત ધારૂં છું, કારણકે ઉપરથી કે ગજલ એ પ્રેમધર્મની એક અલૌકિક પ્રસાદી છે. " પ્રેમ એજ પરમાત્મા છે."પ્રેમી થયા સિવાય પરમાત્મપ્રાપ્તિ થતી નથી,એવું નરસિંહ,દયારામ અને આદિ કબાપિ વગેરે મહાત્માઓ ઉચ્ચારી ગયા છે. પ્રેમભક્તિદ્વારા પ્રભુભક્તિનાં છે.

-ભીયનો ( Bleaching Powder ) ઉપયોગ કરવામાં આવે છે. અલબત્ત એ ઉભય વસ્તુઓ મીઠામાંથી ઘણી સુગમતાથી બની શકે છે, તોપણ તેને બનાવવાનો ઉદ્યોગ આપણા દેશના લોકોએ આરંભ્યો નથી. આજકાલ એ બન્ને વસ્તુઓ વિલાયતથી આવતી બંધ થઈ ગઈ છે, અને કારખાનાના સંચાલકોની દૂરદર્શિતાનું ફળ એ આવશે કે તેઓને મિલો બંધ કરવી પડશે.

અમેરિકન લોકોને જ્યારે લુગદી બનાવવાની સામગ્રીઓ મળવામાં મુશ્કેલી પડવા લાગી ત્યારે તેઓએ સ્પ્રીડનથી લુગદી બનાવી નહિ, પણ ઘણા પરિશ્રમ પશ્ચાત્ લુગદી બનાવવાની એક નવીન યુક્તિ ગોધી કાઢી; - એવો કયો માણસ છે કે જે રૂને નહિ જાણતો હોય? એવો કયો દેશ છે કે જ્યાં રૂની પેદાશ ન હોય? એજ રૂના છોડવા ( કરસાંઠી ) એમાંથી લુગદી બનાવવાની હાલમાં શોધ થઈ છે

એ રૂની કરસાંઠીને અત્યારસુધી અમેરિકામા કોઈ પણ કામમાં લેવામાં આવતી ન હતી, પણ ઉલટી તેને બાળવામાં દર મણે દોઢ આનો ખર્ચ થતો હતો એક મણ રૂ પાછળ લગભગ પાંચ મણ કરસાંઠી થાય છે એ ઉપરથી સુજ્ઞ વાચકને માલમ પડશે કે એને બાળવામા કેટલો ધન વ્યય થતો હતો. હાલમાં તે ઘણા ઉપયોગમાં આવે છે હજુ એ કાર્યની શરૂઆતજ થઈ છે, પણ આશા ઉત્પન્ન થાય છે કે ભવિષ્યમાં ઘણી લાભદાયક એ કળા નીવડશે. ગ્રીનવુડ ( Greenwood ) નગરમાં એક કારખાનું એ કરસાંઠીથી કાગળની લુગદી બનાવવાનું ખોલવામાં આવ્યું છે.

અધિકાંશ એ લુગદી કાગળો બનાવવાના ઉપયોગમા આવશે. સાધારણ લાકડાના રેસાથી એ કરસાંઠીના રેસા ઘણા મજબુત છે, અને એવું અનુમાન કરવામાં આવે છે કે, બીજી વસ્તુઓથી બનતા કાગળો કરતાં એ કાગળો ઘણા મજબુત બનશે. એ લુગદીને હવે આપણે રૂની લુગદી કહીશું.

રૂની લુગદી માત્ર કાગળો બનાવવાના કામમાં આવશે એટલુંજ નહિ પણ બીજા પણ ઘણા કામમાં તે આવશે; જેનું વર્ણન નીચે પ્રમાણે કરવામાં આવે છે.

**ગન કોટન**—તેજાબના પ્રભાવથી લાકડાંની લુગદીના રેસા નષ્ટ થઈ જતા હતા. રૂની લુગદીના રેસા મજબુત છે, અને તેજાબની ક્રિયાથી નષ્ટ થતા નથી. એટલે રૂની લુગદી ગન કોટન બનાવવામાં આવશે.

**નકલી રેશમ**—એમાંથી ઘણી સુગમતાથી બનાવી શકાય છે. એ બનાવવાની રીત આ પ્રમાણે છે. લુગદીને અમાઇલ-એસીટેટમાં ગાળવામાં આવે છે, અને તેનાથી કાંતી શકાય છે. જો તે બહુજ બારીક હોય તો તેનાં કપડાં પણ વણી શકાય છે. દરેક પ્રકારનાં કપડાં એનાથી વણી શકાય છે પણ કૃત્રિમ રેશમનાં કપડાં જેટલા તે સ્થાયી રહેતાં નથી.

**નકલી ચામડું**—એને સ્નિગ્ધ ઘોલથી બનાવવામાં આવે છે. ઘોલથી રંગ દઇ એની ચાદરો બનાવવામાં આવે છે. એની રીતે સાધારણ ચામડું મગરનાં ચામડાં જેવુ બની શકે છે.

કુદરતી ચામડાંમાં કોઈ ભાગ જાડો, અને કોઈ ભાગ પાતળો હોય છે, પણ આ કૃત્રિમ ચામડું સર્વ જગાએ સરખું હોય છે. એવી રીતે એક-રૂપતામાં કુદરતી ચામડાં કરતાં એ અધિક ચઢી જાય છે.

એ સ્નિગ્ધ દ્રવ્યથી બનાવેલી પાતળી પટીઓ સીનેમેટોગ્રાફની ફીલમો બનાવવાના કામમાં આવે છે.

પાઇરોક્સીલીન ( Pyroxelene ) મદિરા ( alcohol ) એસીટોન ( Acetone ) ઈત્યાદિ અનેક રસાયનિક સયોગો ( Compounds ) એ રૂની લુગદીથી બની શકે છે.

આ નવા ઉદ્યોગથી રૂની કૃષિને પણ ઘણો લાભ થશે. અમેરિકામાં રૂના છોડવાઓ ( કરસાંઠી ) ને બાળી મુકવામાં આવતી હતી, અને જડ ખેતરોમાં રહી જતી હતી, એ જડમાં એક નાનું જાનવર જેને 'બીવિલી' કહે છે તે એ જડોમાં ઘર કરીને રહેતું હતું, અને ગરમીમાં રૂની નરી ખેતીને નાશ કરવા તૈયાર રહેતું હતું. પરન્તુ હવે તો જડ પણ ઉપયોગમાં લઈ શકાય છે, અને તેથી જડને ઉખેડવી એ પહેલાંની માફક હવે નિરર્થક ગણવામાં આવશે નહીં. પહેલાં એને ઉખેડવામાં ધનક્ષય થતો હતો, હવે કરસાંઠીની સાથે લુગદી બનાવવાના કામમાં પણ એ આવી જશે

એવી રીતે બીવિલોનું ઘર તો શું, પણ તેની ભોજનસામગ્રી પણ નષ્ટ કરી નાખવામાં આવશે. તેઓને રૂનાં ખેતરોનો વ્યય કરવો પડશે અને લોકોને કરોડો રૂપીઆ ફાયદો થશે *

---

* હિન્દી માસિક "વિજ્ઞાન" ઉપરથી

## સાબુની બનાવટ.

### મહેરબાન શાળાપત્રના તંત્રી સાહેબની સેવામાં.

વિજ્ઞપ્તિ કરવાની કે જૂન જુલાઈ ૧૯૧૯ના શાળાપત્રમાં "સાબુ ને તેની બનાવટ" વિષે લેખ વાંચી જોયો, પરંતુ તેમાં સાબુ બનાવવા માટે દરેક વસ્તુનું પ્રમાણ બતાવેલું નથી સદ્દ્ગ પ્રયોગ સ્કોલર તરીકેની જિંદગીમાં અમારા સાયન્સના માસ્તર સાહેબે કરી બતાવ્યો હતો. પરંતુ કોલેજ છોડયા બાદ તે સંબંધી પુસ્તકો તથા અન્ય ગ્રંથો જાતે ખાત્રી કરતાં નીચેની રીતે સાબુ બનાવવાથી પ્રમાણસર અને સારા બને છે, તો આ લેખને શાળાપત્રમાં સ્થાન આપશો કે જેથી સાગર શિક્ષક ઉત્સાહ ધરાવી ઓછા ખર્ચથી બનાવી સ્વાશ્રયી થઈ શકે.

| વસ્તુઓ. | વજન. | સાહિત્ય. |
|---|---|---|
| કોસ્ટીક સોડા | ૧ શેર | ૧ કાચની અથવા લોઢાની |
| | | સખોટવાળી રકાબી. |
| ચોકખું પાણી | ૨ ,, ,, | લાકડાનો તાવીથો |
| કોપરેલ. | ૫ શેર. | ૧ ઉપરની જાતની |
| | | રકાબી ગરમી લગાડવાથી |
| મિઠાઈમાં વપરાતો રંગ. | ०। તોલો | ન બગડે તેવી, અથવા |
| સુગંધી ( અત્તર ) | ½ તોલો. | તો કડાઇ લેવી. |

#### બનાવટ. *

પ્રથમ રકાબીમાં કોસ્ટીક સોડાને વાટી નાખીને તેમાં તમામ પાણી ઉપરના માપમાં બતાવ્યું છે તે નાખવું, ને સોડાને ઓગાળી નાખવો; પરંતુ યાદ રાખવું કે તે પાણીમાં આંગળી નાખવી નહિ પણ લાકડાના તવેથાવડે કામ લેવું. પછી તે મિશ્રણમાં કોપરેલ ધીમે ધીમે રેડતા જવું, અને તવેથા વડે હલાવતા જવું એવી રીતે તમામ તેલ નાખી રહ્યા [illegible]

---

* શાળાપત્રમાં 'સાબુને તેની બનાવટ' [illegible] કે [illegible] લેખ [illegible] મળ્યો હતો તે ઉપયોગી જાણી [illegible] કદાચ ફેરફાર કરીને અમે [illegible] આપવામાં આવ્યો છે. તંત્રી.

તેજ રકાણીમા ૧ દિવસ રહેવા દેવુ, પછી બીજે દિવસે તે મિશ્રણ ઠરી જશે. તેના કકડા કરીને તે બધા કકડા દેવતાપર મૂકેલી કડાઇમા નાખીને બીજું નવું ૨ શેર પાણી નાખી અગ્નિની સાધારણ આંચ આપવી, અને તાવેથા વડે હલાવતા જવુ -જ્યારે તે મિશ્રણમાંથી ૫૦ ટકા પાણી બળી જાય અને ઉભરો આવવા જેવું થાય, ત્યારે નવટાંક પાણીમાં ¼ તોલો રંગ નાખી તે રંગનુ પાણી કડાઇમાં નાખવુ તેથી સાબુ રંગદાર બનશે, અને તરતજ નીચે ઉતારી લેવુ, અને તમામ મિશ્રણને બરાબર હલાવીને એક કરી દેવુ. ત્યારબાદ સુગંધીદાર કરવા માટે ઉંચું અત્તર ½ તોલો નાખવુ કે સુગંધદાર બની શકે, પછી જેવી આકૃતિ પાડવી હોય તેવાં બીબામાં અમુક અમુક વજનના કકડા છાપી કાઢવા એટલે બજારમાં વેચાતા વિલાયતી સાબુ જેવો નહાવાનો સુંદર સાબુ બનશે.

ઉપરની બધી વસ્તુઓની કિંમત સાન વખતમા ૨¼ રૂપીઆ થાય છે, અને તેટલી કિંમતમા લગભગ ૭ શેર સાબુ તૈયાર થાય છે. આ પ્રયોગ મે ઘણી વખત અજમાવીને ખાત્રી કરી છે, અને શિષ્ય તથા શિક્ષકો લાભ લઇ શકે એવા હેતુથી આ લેખ લખવામા આવ્યો છે. એજ વિનંતી.

સહી. પોપટલાલ મોનજી યાજ્ઞિક.
પે. આસિ. તાલુકા સ્કુલ. કોડીનાર,

---

## સુચના.

જૂન જુલાઇનો એક ભેગો છાપવામાં આવશે.

## જાહેર ખબર.

મ. ઉ. વિભાગના એ. ઈ. સાહેબના તા. ૧૭-૨-૨૦ નો હુકમ નં. ૧૫૩૬૮.

મ. ડિરેક્ટર સાહેબે પોતાના તા. ૧૨-૨-૨૦ ના હુકમ નં. ૧૬૧૩૬ ઉપરથી નીચેનાં પુસ્તકો પ્રાથમિક શાળાઓ માટે મંજુર કર્યાં છે, તે સર્વે લોકોની જાણ માટે પ્રસિદ્ધ કરવામાં આવે છે.

| નંબર. | ચોપડીનું નામ. | જે ભાષામાં પુસ્તક છપાયું હોયતેનું નામ | પુસ્તક શા ઉપયોગ માટે મંજુર થયું છે તે. | કિંમત. રૂ. | આ. | પા. | ટીકા. |
|---|---|---|---|---|---|---|---|
| | બશિરૂદ્દીન એહમદ, પહેલા તાલુકદાર, રેચુર | | | | | | |
| ૧ | "કુસ્તે મુઆશીરત" | ઉર્દુ | ઉર્દુ શાળાઓના તથા ઇનામ અને | | | | |
| ૨ | "ખઠ્ઠીસે ફુલહત" | " | " | | | | |
| | ગોડબોલે, એમ. બી. સદાશીવ પેઠ, પૂના સીટી. | | | | | | |
| ૩ | "સ્પામરોમીટર" | | પ્રાથમિક શાળાઓમાં ઉપયોગ માટે | ૨૦ | ૦ | ૦ | |
| | જલાલુદ્દીન એમ. એચ. મુખ્ય મોલવી, ગવર્નમેન્ટ હાઈસ્કૂલ, કાનપુર | | | | | | |
| ૪ | "કન્ડ ઓ ઉર્દુ" લોન્ગમેન્સ ગ્રીન એન્ડ કંપની મુંબઈ. | ઉર્દુ | ઉર્દુ નિશાળોમાં ઇનામ તથા લાયબ્રેરિ માટે. | ૨ | ૦ | ૦ | |
| ૫ | "લીટલ લેડી ઓફ ધી સન" | " | ઉર્દુ શાળાઓમાં ઇનામ માટે | ૦ | ૨ | ૦ | |
| ૬ | "રામ અને સીતા" | " | " | ૦ | ૨ | ૦ | |

| ૭ | મેકમિલન અને કંપની મુંબઈ "Giants & Fairies of To-day" (આજના રાક્ષસો અને અપ્સરાઓ) | „ | ઉર્દુ શાળાઓમાં ઇનામ અને લાયબ્રેરિ માટે | ૦ | ૪ | ૦ |
|---|---|---|---|---|---|---|
| ૮ | સોમાની વી. એમ. મુંબઈ. "ઘરનું નામું" | ગુજરાતી | ટ્રેનિંગ કોલેજોમાં ચલાવવા માટે | ૦ | ૪ | ૦ |
| ૯ | ઉત્તરચંદ કપુર એન્ડ સન્સ, અનારકલી • લાહોર "ઉર્દુ કા કાઇદા" કર્તા રંગ બીહારીલાલ | ઉર્દુ | ઉર્દુ શાળાઓમાં ચલાવવા માટે તથા ઇનામ માટે. | ૦ | ૧ | ૦ |
| ૧૦ | "ઉર્દુ કી પહીલી કીતાબ" કર્તા રામદાસ છબરબક્ષી | „ | „ | ૦ | ૪ | ૦ |
| ૧૧ | „ દુસરી „ | „ | „ | ૦ | ૫ | ૦ |
| ૧૨ | „ તીસરી „ | „ | „ | ૦ | ૬ | ૦ |
| ૧૩ | „ ચૌથી „ | „ | „ | ૦ | ૬ | ૦ |

(સહી) B. N. Desai
ડિરેક્ટર ઓફ પબ્લીક ઇન્સ્ટ્રક્શનની વતી.

# લેખનકળા કોપીબુકો.

**ગુજરાતી અને બાળબોધ ૭ નંબરમાં**

**દરેક નંબર કિંમત બે આના.**

કેળવણીખાતાના મે. ડિરેક્ટર સાહેબે મુબઇ ઇલાકાની ગુજરાતી નિશાળોમાં ચલાવવાને મંજુર કરી છે.

૨૦૦ અને તે ઉપરાંત કોપી ખરીદનારને સેંકડે ૧૫ ટકા કમિશન આપવામાં આવશે. પેકિંગ અને રેલ્વે ખર્ચ પણ આપવામાં આવશે, પણ પોસ્ટ મારફતનું કે સ્ટેશનથી આગળનું ખર્ચ આપવામાં આવશે નહિ.

કોપીઓ સાથે બીજાં પુસ્તકો મંગાવનારને સેંકડે એક ટકો હકસાઈ લઈ મોકલી આપવા ગોઠવણ રાખી છે. મળવાનું ઠેકાણું—દાદાભાઈ જગજીવનદાસ એન્ડ સન્સ. લેખનકળા કોપીબુકની ઓફિસ—જુની કાળકાદેવી પોસ્ટ ઓફિસ સામે નંબર ૨૧૭—મુંબઈ.

---

# દસ્કત શિક્ષક કોપી બૂકો.

ગુજરાતી અને બાળબોધ આઠ નંબરમાં, કેળવણી ખાતાના મે૰ ડિરેક્ટર સાહેબે મુબઇ ઇલાકાની દરેક ગુજરાતી નિશાળોમાં ચલાવવાને મંજુર કરી છે. લડાઇને લીધે કાગળના ભાવ બેહદ વધી જવાથી મે૰ ડિરેક્ટર સાહેબના, નં૰ ૧૧૨૪૫ ૧૯૧૭–૧૮ ની સાલના, હુકમથી હાલ થોડા વખત માટે અઢી આના દરેક નંબરની કિંમત રાખી છે ૨૦૦ અને તેથી વધુ કોપી ખરીદનારને હાલમાં સેંકડે (૧૫) ટકા કમિશન ઉપરાંત પેકિંગ અને રેલ્વે ખર્ચ આપવામાં આવશે, પણ પોસ્ટ મારફતનું કે સ્ટેશનથી આગળનું ખર્ચ આપવામાં આવશે નહિ. દસ્કત શિક્ષક કોપી બુકોની સ્ટીલ પેનો દરેક નંબરને બંધ બેસતી, ૧ થી ૮ નંબરની, દરેક બોક્સમાં એકજ જાતની, ડા. ૬ કિંમત રૂ. ૦ાા નક્કી.

**મળવાનું ઠેકાણું:–**

**આદરજી કાવસજી માસ્તર.**

**ઠે. નં૰ ૧૦ ધોબી તલાવ–મુંબઇ**

## શાળોપયોગી પુસ્તકો.

અમારે ત્યાંથી શાળામાં ચાલતી તમામ જાતની બુકો તથા તેને લગતો સર્વે સામાન, લાલ તથા બ્લુબ્લેક શાહીની ટીકડીઓ વગેરે સંગુનજફાયદાથી મળે છે. માટે જલ્દી ઓર્ડર આપો.

શાહ જેઠાભાઇ રતનસિંહ ગોમાપા બુકસેલર,
ઠે. માંડવી મસજીદ પૂલ ઉપર
મુંબઈ પોસ્ટ નં. ૩.

---

## જાહેર ખબર.

નીચે લખેલાં પુસ્તકોનો કાપી રાઇટ અમે લીધો છે, માટે તે બધાં પુસ્તકો અમારી પાસેથી મળી શકશે, માટે ઓર્ડર મોકલશો.

| | કિમ્મત. રૂ. આ. પા. | |
|---|---|---|
| ગૃહવ્યવસ્થા | ૦—૧૨—૦ | ટેક્સ્ટ બુક તરીકે મંજૂર છે, |
| બાળસ્વભાવ | ૦—૩—૦ | ” ” |
| બાળવાર્તા | ૦—૩—૦ | ઇનામ અને લાઇબ્રેરિ માટે મન્જૂર |
| સચિત્ર વાર્તા વિનોદ | ૦—૩—૦ | ” ” |
| નવીન આરોગ્ય વિજ્ઞાન | ૦—૬—૦ | ” ” |

ઉપર લખેલાં પુસ્તકો કેટલાક સ્ટેટો તથા ઇનામ અને લાયબ્રેરી માટે મંજુર થયેલ છે.

ઉષા અથવા એક સૂજન જૂની વાર્તા
કર્તા—રા. ન્હાનાલાલ દલપતરામ કવિ ૧—૪—૦

તે સિવાય દરેક જાતનાં જોઇતાં ગુજરાતી તથા સંસ્કૃત પુસ્તકો અને તમામ પ્રકારની ડ્રોઈંગ બુકો તથા ડ્રોઇંગને લગતો સામાન અમારે ત્યાંથી કિફાયત ભાવે મળી શકશે.

કિંમત રૂ. ૦-૩-૦ } **નવું દેશી નામું** { ધોરણ ૬ અને ૭ માટે
ખુડખુડીઆ અને રાણાકૃત } { ધોરણવાર બનાવેલું.

**નામદાર સરકારે ટેક્સ્ટ બુક તરીકે મંજુર કર્યું છે. તદ્દન નવીન અને સરલ પદ્ધતિએ લખાયલું હોવાથી વિદ્યાર્થીઓને અત્યંત ઉપયોગી થઈ પડેલ છે.**

માલીક—
ગીરજાશંકર કલ્યાણજી ઓઝા. | બુકસેલર એસ યુ માસ્તરની કં. ગુરા બજાર—રાજકોટ.

## શિક્ષકો અને વિદ્યાર્થીઓને થોડા શ્રમે ઘણું જ્ઞાન મળે એવાં પુસ્તકો.

**સચેતકૃત નવી ભૂમિતિનો શિક્ષક**—તેમાં વ્યાખ્યાઓ રીતો, સિદ્ધાંત અને પ્રશ્નોના '૨૪૫' આકૃતિઓ સાથે સંપૂર્ણ ખુલાસા કરવામાં આવ્યા છે આ પુસ્તક ધોરણ ૭, સાત ને ૧૦ ક્રા૦ ના વિદ્યાર્થીઓને અતિ ઉપયોગી છે. ટ્રેનિંગ કોલેજના પહેલા વર્ષના વિદ્યાર્થીઓને પણ આમ ઉપયોગી છે. ૧૬૦ ફક્ત ૦—૧૪—૦

**હિંદનો ઇતિહાસ**—૧૦ ક્રા૦ ના તમામ વિદ્યાર્થીઓ આ ઇતિહાસનો ઉપયોગ કરી પાસ થાય છે. તેમાં આજ સુધીના ૧૦ ક્રા૦ પરીક્ષાના પ્રશ્નો તથા તેના ઉત્તરો આપેલા છે ધોરણ ૬ થી સાત સુધીના તમામ વિદ્યાર્થીઓને આ ઇતિહાસ અતિ પ્રિય થએલો છે કિં૦ ફક્ત ૦—૯—૬.

**નીતિ સંવાદો**—નીતિનું શિક્ષણ આપી શકાય તેવા સંવાદોની બુક તૈયાર છે આ સંવાદો શાળાઓમાં નીતિપાઠો તરીકે ચલાવી શકાય તથા શાળાઓને લગતા તમામ જાતના ઉત્સવોમાં ભજવી શકાય તેવા છે. કીં. ૦—૨—૦

**નીતિ વાચનમાળા** કિંમત ૦—૫—૦ નીતિની શિખામણો, કિંમત ૦—૨—૦ અને તેવાંજ નીતિને લગતાં બાળશિક્ષણ ઉપયોગી ઇનામ લાયબ્રેરી માટે મંજુર થયેલાં પુસ્તકો અમારે ત્યાંથી મળશે.

ઉપરનાં પુસ્તકો ઉપરાંત ગુજરાતી, અંગ્રેજી ઉર્દુ અને સંસ્કૃત શાળાઓમાં ચાલતા તમામ પુસ્તકો, ગણિતના ખુલાશા, ગુજરાત-મુંબાઈ, હિંદુસ્તાન અને એશિઆની ભૂગોળની ચીગતવાર નોટો, સાવેશિકનો શિક્ષક, ધોરણની નોટો, સ્ટેશનરી, કાગળોનાં રીમ, મશી અને ચિત્રવાળી ડ્રોઇંગ બુકો, એક્સરસાઇઝો, ડાયરીઓ, નવા ધારા મુજબ છપાવેલા ગણોત પટા, આંકડો છાપવાની કળીઓ વગેરે મળશે. બીજા વેપારીઓ કરતાં અમારે ત્યાંથી માલ કિફાયત ભાવે મળશે, રૂ ૨૫) નો ઓર્ડર આપનારને કમીશન ઉપરાંત સુંદર ભેટ આપવામાં આવે છે

નીતિનું શિક્ષણ આપવા માટે ખાસ તૈયાર કરેલા પુસ્તકો
વિદ્વાનોના ઉંચા અભિપ્રાયવાળાં.

## નીતીવાચનમાળા.

કર્તા—ડાહ્યાલાલ વૃજલાલ પંડિત.

| | |
|---|---|
| પુસ્તક ૧ લું (ઇ. લા. માટે મંજુર) | ૦—૧—૬ |
| પુસ્તક ૨ જુ ( ,, ) | ૦—૨—૯ |
| પુસ્તક ૩ જુ ( ,, શ્રીયુત ૭ હ. પંડ્યાની પ્રસ્તાવનાસહિત | ૦ ૫—૦ |
| પુસ્તક ૪ થું | ૦—૯—૦ |
| નીતિ સમારો (બારે રતુના) | ૦—૨—૦ |

સરનામું— ધી સરસ્વતી બુક ડેપો—નડિઆદ

શિક્ષકો તેમજ શિષ્યવર્ગમાં પ્રિય થઇ પડેલ.

# સૃષ્ટિજ્ઞાન. (ત્રીજી આવૃત્તિ)

ધોરણ ૧-૨-૩-૪-૫-૬ ની વાચનમાળાના બીજા ભાગના વિદ્યાના પાઠોનું પ્રશ્નોત્તર રૂપે સંપૂર્ણ વિવેચન, પ્રે. ટ્રે. કો. ના શિક્ષણનો લાભ મેળવેલા એ સિનિઅર માસ્તરો પાસે તૈયાર કરાવેલા ઘણા ઉપયોગી અને પ્રશંસાપાત્ર થયા છે જેની ખાતરી ટુંક સમયમાં ત્રીજી આવૃત્તિ બહાર પડી તે છે, તેમજ વ. ફા. અને પ્રાવેશિક પરીક્ષાના ઉમેદવારોની ઉપરાઉપરી માગણી થવાથી અમોએ

# સૃષ્ટિજ્ઞાન યા વિદ્યાના પાઠો.

ઉપરનાજ શિક્ષકો પાસે સરળ ભાષામાં પ્રશ્નોત્તર રૂપે તૈયાર કરાવી બહાર પાડયા છે. જેમાં સાતમી ચોપડીના વિદ્યાના પાઠોનું સંપૂર્ણ વિવેચન કરવામાં આવ્યું છે તથા પરીક્ષામાં પુછતા સવાલોનો પણ સંગ્રહ કરવામાં આવ્યો છે, જેથી એના અભ્યાસ પછી ઉપર જણાવેલી પરીક્ષાઓમાં આ વિષયમાં નાપાસ થવાનો બીલકુલ સંભવ છેજ નહિ. વધારે પ્રશંસાની જરૂર નથી. બુક મંગાવી જોવાથી ખાતરી થશે. કિંમત રૂ ૦-૪-૬ જથ્થા બંધ લેનારને સારૂં કમિશન. ધોરણવાર કિંમત નીચે મુજબ—

બાળોપયોગી પ્રશ્નોત્તર રૂપે સરળ સૃષ્ટિજ્ઞાન ધો. ૧ લું. (આ. ૧) કિંમત રૂ ૦-૧-૬
" ધોરણ ૨ જું (આ. ૩) રૂ. ૦-૧-૦
" ધોરણ ૩ જું (આ. ૩) રૂ. ૦-૨-૦
" ધોરણ ૪ થું (આ. ૩) રૂ ૦-૨-૦
" ધોરણ ૫ મું (આ. ૨) રૂ. ૦-૨-૬
" ધોરણ ૬ ઠું (આ. ૨) રૂ ૦-૨-૬
" ધોરણ ૭ મું (આ. ૧) રૂ ૦-૪-૬
પ્રશ્નોત્તરરૂપ ભરતખંડનો સરળ ઇતિહાસ (ધો. ૫) રૂ. ૦-૨-૦
" " (ધો. ૬) રૂ. ૦-૩-૦

કમિશન ટકા ૨૫ આપવામાં આવશે.

પત્રવ્યવહાર નીચેને સરનામે કરો—મણિલાલ મુળજીભાઈ ઉપાધ્યાય
બુકસેલર ઍન્ડ પબ્લિશર મુ. પેટલાદ (વાયા આણંદ)

તા. ક.—આ ઉપરાંત ધોરણવાર ભૂગોળ પણ અમોએ પ્રગટ કરી છે.

## સૂચના.

૧. પત્ર સબંધી લખાણ—એડિટર તરફ મોકલવું. છપાવવા મોકલવાનું લખાણ કાગળની એક બાજુએ ચોકખે અક્ષરે લખવું છપાવા યોગ્ય લાગશે તો છપાશે, નહિ પસંદ કરેલો લેખ ટિકિટ મોકલી હશે તો પાછો મોકલવામાં આવશે.

૨. લેખકને ઉત્તેજન—વિષયો લખી મોકલનારની પૈસા લેવાની ખુશી હશે તો પ્રથમથીજ ખબર આપેથી દર છાપેલે પાને યોગ્ય પ્રમાણે રૂ. ૧) સુધી આપનામાં આવશે. ચર્ચાપત્ર માટે કંઈ આપવામાં નાહ આવે.

૩. લવાજમ—વરસ એકનો રૂ. ૧-૨-૦ ટપાલ ખર્ચ સાથે અગાઉથી. વિદ્યાર્થીએ માટે ૦-૧૦-૦. છુટક અંકના રૂ. ૦-૨-૦ પોસ્ટેજ રૂ ૦-૦-૬ જુદું

૪. મનિઑર્ડર—કૂપન પર ગામ કે શહેરનું ઠેકાણું સ્પષ્ટ લખવું તેમજ ત્યાં એકથી વધારે નિશાળો હોય તો નિશાળનો નંબર તથા શાળાપત્ર ઓફિસ તરફથી અપાએલા સરનામાના લેબલ ઉપરનો નંબર લખવો.

### જાહેરખબરના ભાવ.

| મુદ્દત. | પેજ. | | |
|---|---|---|---|
| | આખું. | અર્ધું. | પા. |
| આખું વર્ષ. | રૂ. ૬૫ | રૂ. ૩૪ | રૂ. ૨૦ |
| ૭ માસ | રૂ ૩૫ | રૂ ૧૮ | રૂ ૧૨ |
| ત્રણ માસ. | રૂ ૨૦ | રૂ. ૧૦ | રૂ ૭ |

છુટક છપાવવાનો દર.

દર ત્રણ લીટીએ રૂ ૧-૨-૦ રાખ્યા છે.

**આ પત્ર સાથે કોઈ પણ હેંડબીલ વહેંચવામાં આવશે નહિ**

૫. શાળાપત્રમાં આપેલી ખાનગી જાહેરખબરોમાં જણાવેલી ચોપડીઓ ખાતાએ મંજુર કરેલીજ હોય એમ હમેશ હોતું નથી, માટે દરેકને મંજુર કરેલી તરીક ગણવી નહિ.

૬. દરેક માસના શાળાપત્રનો અંક તે માસની તા. ૨૫ મી સુધીમાં ન મળે તો તે માસની આખર તારીખ સુધીમાં અમને ખબર આપવી કે જેવી તે અંક મોકલવા ગોઠવણ થાય માસ આખર પછી અંક નહિ મળ્યાની ખબર આપનારને જો અંક સિલકમા હશે તો છુટક અંક પ્રમાણે કિંમત લઈ મોકલવામાં આવશે

૭ શાળા પત્રનું વરસ જાન્યુઆરિથી ડિસેમ્બર સુધી ગણવામાં આવે છે માટે વરસની વચમાં જે ગ્રાહક બંધ થવા માગતા હશે તેમની પાસેથી જેટલા અંક તેમને મળ્યા હશે તેટલાની છુટક અંક લેખે કિંમત લેવામાં આવશે

તંત્રી.

ઈએ છે—પાલનપુર સ્ટેટની સ્કૂલો માટે ગુજરાતી તથા ઉર્દુ ટ્રેન્ડ શિક્ષકો ફર્સ્ટ સેકન્ડ અને થર્ડયઅર પાસ થયેલા પગાર ખાલસાના ગ્રેડ મુજબ મળશે. સર્ટિફીકેટની નકલ સાથે લખો નીચે મહી કરનારને:

છોટાલાલ મગનભાઈ એજ્યુકેશનલ ઓફિસર. પાલનપુર.

---

જોઈએ છે—એક પહેલા વર્ષનો ટ્રેન્ડ શિક્ષક પગાર રા. વીસ. દરવરસે યોગ્ય પ્રોમોશન. સર્ટિફિકેટ સાથે નીચેને શિરનામે અરજી કરો.

લાલજી હરજીવન મહેતા

મેનેજર જગરાજ નાગરદાસ. ગુ સ્કુલ બંદરરોડ કરાંચી.

---

જોઈએ છે—ધ્રાંગધ્રા સ્ટેટની સ્કૂલો માટે રૂ. ૧૫ થી ફર્સ્ટ ઇઅર, રૂ. ૨૦ થી સેકન્ડ ઇઅર, અને રૂ ૨૫ થી થર્ડઇઅર ટ્રેન્ડ શિક્ષકો. પહેલા એને મોંઘાઈ રૂ. ૪, ત્રીજાને રૂ ૩ાા મળશે એજ્યુ. સુપરિન્ટેન્ડન્ટને લખો.

---

જોઈએ છે—ટ્રેન્ડ, અનુભવી સ્ત્રી તથા પુરુષ શિક્ષકો પગાર લાયકાત મુજબ સારો. સર્ટિફિકેટ સાથે લખો. મેનેજર ઈ ઈ. ખોજા જમાત સ્કુલ ખોજા જમાત ખાના, ખડક, મુંબઈ.

---

જોઇએ-છે—ટ્રેન્ડ ઉર્દુ શિક્ષક, તથા ગુજરાતી શિક્ષક, ને ટ્રેન્ડ ગુજરાતી સ્ત્રીશિક્ષકો, પગાર લાયકાત પ્રમાણે.

હેડ મા મનસુખલાલ પ્રભુદાસ.

મ. શા મો તા કપડવંજ

---

## જાહેર ખબર.

અત્રેની ગુજરાતી પ્રાથમિક શાળાઓ માટે ટ્રેનિંગ કોલેજમા પસાર થયેલા શિક્ષકોની જરૂર છે, માટે ઉમેદવારોએ અસલ સર્ટિફિકેટની નકલ સાથે જાત, ઉમર, રહેવાનું ગામ મળતા પગારના આંકડા સાથે અરજી કરવી. તા. ૨૧—૭—૨૦

દીવાન સંસ્થાન દેવગડ બારીયા.

---



૧

# તૈયાર છે.

## 'ગુજરાતી ભાષાનું બૃહદ્ વ્યાકરણ'

કર્તા—રા. બા. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી.

પ્રસિદ્ધકર્તા—મેસર્સ મેકમિલન અને કંપનિ, હોર્નબિ રોડ, મુંબઈ.

કિંમત રૂ. ૩-૮-૦

પૃષ્ઠ-લગભગ ૬૦૦, ૪૦ પ્રકરણમાં ભાષા-તેનો વિકાસ, ઐતિહાસિક અને અન્ય રીતે તેના વિભાગ, ભાષાનો ઇતિહાસ, વ્યાકરણના તમામ વિષયોનું શાસ્ત્રીય વિવરણ, વ્યુત્પત્તિ, શબ્દસિદ્ધિ, ગુજરાતી સાથે આર્ય દેશી ભાષાઓનો મુકાબલો, ભાષા શૈલી, જોડણી, પ્રબંધરસ, શુદ્ધ અલંકાર વૃત્ત, વિચાર વગેરેનું સંપૂર્ણ વિવેચન કરવામાં આવ્યું છે.

ગુજરાતી ભાષાના શાસ્ત્રીય વ્યાકરણની ખામી દૂર કરનાર આ પ્રથમ પુસ્તક છે. શિષ્ય શિક્ષક વર્ગને, સાહિત્ય પ્રેમીઓને અને શુદ્ધ ભાષા જાણવાની ઇચ્છા ધરાવનારાઓને તે અત્યંત ઉપયોગી થઇ પડશે.

---

## "શિક્ષણ સાહિત્યો."

આ કાર્યાલયમાં શાળાઓ અને કોલેજોને ઉપયોગી ભૂગોળ, ખગોળ, પદાર્થ વિજ્ઞાન, રસાયણ, ગણિત, કસરત, કવાયત, રમત, કિન્ડરગાર્ટન મોન્ટેસરી અને સ્લોઈડ સિસ્ટમ વગેરે તમામ પ્રકારના સાહિત્ય, જેવા કે સૂર્યમાળા, પૃથ્વીના ગોળા, ચંદ્રની ક્ષયવૃદ્ધિ, નકશા, રીલીફ, મૅપ્સ, યંત્ર, શક્તિઓનો સેટ, અક્ષર-સ્થાનનાં ધોરણવાર બોર્ડ્ઝ, ઑબ્જેક્ટ લેસન બોર્ડ્ઝ, ધંધાના બુદ્ધિવ્યાપારની પેટીઓ, પઝલ બોકસીઝ વગેરે વેચવામાં આવે છે, વિશેષ હકીકત માટે અમારું સાધન લિસ્ટ મફત મંગાવી લ્યો. કારખાનું દહેગામ (રેલવે સ્ટેશન) ના સામે બદલ્યું છે. અમદાવાદથી રેલવે ભાડું ૦-૩-૦ છે.

કાશિભાઇ છગનદાસ પટેલ.<br>
શિક્ષણસાહિત્ય કાર્યાલય.<br>
દહેગામ, અમદાવાદ પ્રાંતીજ રેલવે.

---

# ગુજરાત શાળાપત્ર.

પુસ્તક ૫૯ મું.    જૂન-જુલાઈ સને ૧૯૨૦    અંક ૬-૭ મો.

## નોંધ.

### મુંબઈ કોર્પોરેશન અને આરોગ્ય.

મિ. ડોસાભાઈ ઈ. ભરૂચા નામના એક ગૃહસ્થે મ્યુનિસિપલ કોરપોરેશનને ૧૯૧૯ના ઓગષ્ટ માસમાં એક પત્ર લખ્યો હતો. તેમાં લખ્યું હતું કે મુંબઈ શહેરની અંદર દરરોજ મોટા જથામાં "હેરકટીંગ સલુન" નીકળતાં જાય છે. જે બ્રશ તથા બીજી ચીજો કે જેની સલુનોમાં વપરાશ છે, તે ઉપર પુરતુ ધ્યાન નહિ આપવામાં આવે તો ચેપી રોગનો ફેલાવો થવાનો ભય છે. તે રોગોમાંનો એક "હજામની ખસ" એ નામનો છે. જો એકનાં એકજ ઓજારો દરેક માણસને માટે વાપરવામાં આવે તો બીજા ચેપી રોગો એક માણસથી બીજા માણસને વળગે. યુરોપ અને અમેરિકામાં વાળ કાપનારાઓને સરકારે ઓજારો તથા બ્રશ વપરાયા પછી તરતજ ડિસઈન્ફેક્ટ (જન્તુનો નાશ) કરવાની ફરજ પાડી છે. મિ. ડોસાભાઈ એમ ભલામણ કરે છે કે યુરોપ અને અમેરિકામાં ચાલતા કાયદા પ્રમાણે આ લોકોને પણ કંઈક કરવાની ફરજ પાડવી જોઈએ, અને દરેક વાળ કાપનારે મ્યુનિસિપાલિટિનો પરવાનો મેળવવો જોઈએ.

આ બાબતમાં મ્યુનિસિપલ કમિશ્નર રિપોર્ટ કરતાં જણાવે છે કે શહેરમાં હજામોની બે જાતની દુકાનો છે

(૧) વાળ કાપવાની અને હજામતની સલુનો.

(૨) હમામખાના કે જેમાં ઉના તથા ટાઢા પાણીથી નાહવાનુ સાધન હોય છે.

આમાંનાં ફક્ત થોડાંજ સારી સ્થિતિમાં હોય છે. બાકીનાં બધાં સલુનો ઘણુંજ ખરાબ છે અને લગતો સુધરાઈ ખાતાનો રિપોર્ટ સૂચવે છે કે મ્યુનિસિપાલિટિએ એ ઉપર દાબ રાખવો, અને દરેક ચીજ સાફ રાખવી

મ્યુનિસિપાલિટિએ ફરજ પાડવી. સુધરાઈ ખાતાની તપાસ પ્રમાણે ધૂળ સલુનો ધૂળ તથા ગંદકીવાળાં જણાય છે. હજામતનાં બ્રશ તથા સાબુ રૂમાલ તેમજ કાંસકા ઘણાજ અસ્વચ્છ તથા ગંદાં હોય છે, અને તે માણસોના ઉપયોગ માટે વપરાય છે; હમામખાનાના માલીક મુસલમાન હોય છે. આમા એ કે વણુ નાહવાનાં વાસણ હોય છે. દિવાલ ગંદી હોય ,તથા નાહવાની ગોઠવણ તદુરસ્તીને બગાડે એવી જણાય તો મ્યુનિસિપલ એકટની અમુક કલમથી તેના માલીક સામે કામ ચલાવવુ. પાણીની વાડકીમા પણ ગંદવાડ હાય છે. ગટી ડોલમા તે પાણી નાખે છે, અને તે પાણીને ગટર સાથે કઈ પણ સબધ હોતો નથી. ભેજ સાફ કરવાની વ્યવસ્થા હોતી નથી. વાળ પણ એકઠા કરી રાખવાનું સ્થળ હોતુ નથી. માટે આને કાયદાથી અકુશમાં મુકવાની જરૂર છે. પરવાનાની, તેમજ હવા, ઉજાસ, સ્વચ્છતા (કપડાની અને દુવાલની) તેમજ યત્રોને જંતુવિનાશક દવા લગાડવી વગેરેની ફરજ પાડવી જોઇએ

આ ઉપરાંત બીજા ફેરીઆ હજામો છે, આ લોકો રાહદારી રસ્તાઓ ઉપર બેઠેલા માલમ પડે છે, અથવા તો ઘેર ઘેર ફરે છે. આ લોકો જે રૂમાલ તથા કકડા વાપરે છે તે ધોએલા હોતા નથી; અને એકનો એકજ કકડો મહિનાના મહિના સુધી એમનો એમ ધોયા વગર વાપરવામાં આવે છે. આ લોકોને પણ દરેક ચીજ સાફ રાખવાની ફરજ પાડવાની જરૂર છે. તેમને સ્વચ્છ દુવાલ, તથા બ્રશ વગેરે વાપરવાની ફરજ પાડવી.

પારિસ શહેરમાં નીચેના કાયદાઓ હજામોને પાળવાની ફરજ પાડેલી છે:—

વાળ કાપવાનાં સાધનો એક ટકા કાર્બન તથા સોડાના મિશ્રણમાં ધોવાં પડે છે, અને પછીથી સાફ કોરા કપડાએ લહોવાં પડે છે. બ્રશ, કાંસકા અને હજામત કરતી વખતે વપરાતા બીજા ઓજારોને તેમના ઉપર આખા દિવસમાં જે (ગ્રીઝ) તેલી પદાર્થ ચોટેલો હોય તે દૂર કરવા સાંજે એમોનીયાવાળા સાબુના પાણીમાં ધોવાં પડે છે, અને ચરબીવાળો પદાર્થ કાઢી નાખવો પડે છે; ધાતુનાં ઓજારો વાપરતાં પહેલાં અગ્નિના ભડકામાં (ઝાળમા) ધરી તરતજ કાઢી લેવાં, બ્રશ અને કાંસકાઓ ૪૦ ટકા ફોર્મેલીન જેમા હોય તેવી રકાબીમાં મુકી સજ્જડ બંધ કરેલી પેટીમાં રાખવાં જોઈએ. તેને ચોખાનાં ધ્રોટનો ભૂકો સ્ટેરીલાઇઝ્ડ કોટન પુલથી લગાડવો ને પછી કાઢી નાખવો. હજામોને પોતાની હથેલી ઉપર અસ્ત્રાઓને ધાર કાઢતા અટકાવવા. હમેશ-

રના ધરાકોએ પોતાને માટેજ ખાસ પોતાના ઓજારો રાખવાં; ચામડીના ઘણા રોગો હજામની દુકાનેથી જ બીજાઓને થાય છે.

મુંબઈના મ્યુનિસિપલ કમિશ્નરે હજામ લોકોનો ધંધો મ્યુનિસિપાલિટિની દેખરેખ નીચે આવે તેવી સરકારને વિનંતિ કરવા કારપોરેશનને ભલામણ કરી છે.

## (૨) લાકડાના બુચ.

બુચ—એ ભૂમધ્ય સમુદ્રના પ્રદેશોમાં પુષ્કળ ઉગતા એક ઝાડની છાલનો ભાગ છે. ખાસ કરીને સ્પેન તથા પોર્ટુગલમાં તે ઝાડ નજરે પડે છે. ત્યાં ઝાડની છાલ ઉખેડવાનો પ્રયોગ એક મોટા ઉદ્યોગ થઈ પડયો છે. આ કામને માટે ખાસ તૈયાર કરેલી ધારવાળી કુહાડીની મદદથી ઉભા અને આડા કાપ ઝાડમાં કરવામાં આવે છે, અને તે કામ પુરૂ થાય એટલે વાંકા ચપ્પુથી છાલ ઉખાડી લેવામાં આવે છે. આ ચપ્પુઓ બે બાજુએ હાથાવાળાં હોય છે, જેથી કામ એકધારૂં થઈ શકે. કામે લાગેલાં માણસો પછી ઝાડોમાંથી પુષ્કળ છાલો ઉતારે છે, અને માલ ભરી રાખવાની ગોદીમાં–ખર્ણમાં–તેના ઢગલા કરે છે આ કામ ઉછરેલાં ઝાડોમાંથી સુમારે આઠ વર્ષે એકવાર કરી શકાય છે. હાલની રીત જુદી છે. છાલ છુટી પાડયા પછી ઝાડ ઉપર કેટલોક સમય તેના રક્ષણ અર્થે રહેવા દે છે નવી છાલ સૂર્યનો તાપ ખમવા લાયક બને ત્યાંસુધી, અગર જીવડાંથી ખવાઈ ન જાય તેવી સખત બનતા સુધી, જુની છાલને ઝાડ ઉપર રાખે છે. છેવટે ઉખાડે છે; તેજ છાલના કકડા તે શીશીને લગાડવાના બુચ છે.

## (૩) જાણવાલાયક હકીકત.

(૧) મહાન યુરોપીય વિગ્રહમાં વપરાએલા તાર બધા એકઠા કરી કારખાનાંમાં મોકલી, ગાળી નવા બનાવાય છે. રેતીના કોથળા તથા ચિંથરાં (કોળીના) કાગળ બનાવવામાં વપરાય છે, ભાંગેલા કાચના કકડાનો સન્ડપેપર થાય છે. ઢોર્યું હાડકાને વાટી ચુરો કરી એક પદાર્થ બનાવવામાં આવે છે જે કાચની ભૂકીને કાગળ ઉપર ચોટાડવાના કામમાં લેવાય છે. કોઈ પણ વસ્તુ આજે નકામી નથી. તેમાંથી કંઈને કંઈ થાય છે.

(૩) અમેરિકાના ખેતીખાતાના એક પ્રવીણ પુરૂષે એવી ગણુતરી કરી છે. કે જગતમાં જંતુઓથી ખેતીને થતું વાર્ષિક નુકસાન ૧૬૦,૦૦૦,૦૦૦ પૌંડ સુધી પહોંચતું હશે.

## (૪) કાગળપરની શાહી કેવી રીતે સુકાઈ જાય છે ?

જ્યારે આપણે શાહીથી કંઈ લખી રહીએ, અથવા તો કાગળના કકડા ઉપર શાહીનો ડપકો પાડીએ છીએ, ત્યારે તે શાહી હવામાં સુકાઈ જાય છે. શાહી ખરું જોતા પાણીનાં ઝીણા અણુઓની બનેલા હોય છે, તેમાં કાળા રંગના પદાર્થનાં રજકણો મિશ્રિત થયાં હોય છે; બન્ને તત્વો એવાં બારીક હોય છે કે સૂક્ષ્મદર્શક યંત્રની મદદથી જોવાં પણ મુશ્કેલ પડે છે શાહી જેવી કાગળના સંબંધમાં આવે છે કે તરતજ પાણીનાં ઉપરનાં અણુઓ સાબુના ફીણના પરપોટા માફક ફુલે છે, અને વરાળરૂપે ઉડી જાય છે: શાહીમાંનું પાણી ઉડન ઉડી જઈ છેવટે રંગનાં અણુઓ કાગળ ઉપર છપાએલા રહે છે.

(અનુવાદ.)



## ઈશ્વર સ્તવન.

(કર્તા—રા. કાશીરામ લાલજી વ્યાસ)

(એ. ગુજરાતી સ્કૂલ. બાવડી. (કાઠિયાવાડ)

(રાગ અદ્ભુત રચના શી ..)

અધમ ઓધારણ તુ નમીએ. જપીએ...હે અવિનાશી (૨) ટેક.
ચૌદ ભુવનનો તું...જય ભુવનાધારણ કારણ તું
જેનો જગમાં નહિ આધાર, તે સૌનો છે તુંજ આધાર...અધમ ઓ૦
સકળ સૃષ્ટિનો તુંજ કરતાર, સકળ સૃષ્ટિનો તુંજ ભરતાર...અધમ ઓ૦
સદ્વિદ્યાનો તુંજ ભંડાર, દયા રાખની દે અવાર... અધમ ઓ૦
પૂજ્ય પિતાજી તારાં બાળ, પ્રણામ કરે છે વારંવાર... અધમ ઓ૦
પાપપુંજનો કરી સંહાર, સદ્વર્તન દે અપરંપાર... અધમ ઓ૦
વિદ્યા બળવે પ્રતિ વધાર, અતિજ્ઞાનમય જીવન બનાવ... અધમ ઓ૦
[illegible] કરી ઓદ્ધાર ભાનુ ઉન્નતિ નું ઉગાડ... અધમ ઓ૦

## "બાલગીત."

(ભગવાનલાલ રણછોડજી મહેતા, જૈન પાઠશાળા—મુંબઇ.)

ઓ પવિત્ર પ્રેમના ઝરા !
શક્તિમાન ઇશ્વરા...પવિત્ર.
જીવનાધાર સૃષ્ટિપાલ હે દયાનિધે !
રસિકવર. શાન્તિકર, ઓ મૃદુલકરા—
તું જગદ્ધરા...પવિ૦
ગંજન રંજન ભજન કરી શાન્તિ દે સ્થિરા
શત્રુ મિત્ર વિપત્ત સર્વ હે દયાકરા !
તું કલ્યાણકરા......પવિત્ર.

---

## * "બાળ પ્રાર્થના"

(મિ. ભાઇશંકર જીભાઇ શુક્લ, આ. માસ્તર તાલુકા સ્કૂલ ગજકોટ.)

(પદ—રાગ કલ્યાણ ત્રિતાલ.)

વિભુ સદ્બુદ્ધિ નિત આપજે,
શુભ કરવા સકટ કાપજે. (૨)... ... વિભુ.
માત પિતાની સેવા કરવા;
અંતર ઉરમિ લાવજે. (૨)... ... વિભુ
વિદ્યા લેવા વિઘ્ન હરી સૌ;
ચિતગુરુ ચરણ રખાવજે. (૨) .. ... વિભુ.
મન વાણી કાયાથી સરવે;
દુર્મતિ દૂર કરાવજે. (૨)... ... વિભુ.
નીતિ નિર્મળ વૃત્તિ કરી અમ;
દુષ્ટ કરમથી બચાવજે. (૧)... ... વિભુ.
સાર અસાર સમજવા સારૂ;
બાળની વિનતિ સ્વીકારજે. (૨)... ... વિભુ.

---

## *એક માળીને

( મિ. ર. લ. પાઠક )

( મંદાક્રાન્તા. )

માળી વ્હાલા ! તુજ ઉપવને દિવ્ય જે પુષ્પશોભા,
સોંપ્યા તુંને, બહુ હરખથી, તેહને ભૂલતો ના;
સીંચી દેજે, ફરજ સમજી, જોઈતું વારિ તેને,
ફેંકી દેજે, અવર કચરો, રીબવે જેહ એને.

લાગેલા જે, મધુર રસને, ચૂસવા જીવ ભાઈ
નાખી દેજે, નજર પડતા, તેહને દૂર જાઈ,
જો ચુકે તું, લલિત કુમળાં, રમ્ય એ છોડવાને,
સુકાશે એ, ફરજ ચૂકશે, મારશે ઉગતાને.

જોશે જ્યારે, કુમળી કળીઓ, આવતી કાંઈ એને,
ખીલે ત્યારે, કુસમ બનશે, રીઝજે જોઈ તેને;
ફેલાવે એ, પરિમળ રૂડો, ઈશની સૃષ્ટિ માંહિ,
ત્યારે વ્હાલા, સફળ ગણજે, તુજ એ જીવવાને

માળી બન્યો, પરમ ઉમંગે, દિવ્ય એ વાટિકાનો,
લીધો ધંધો, સુખદ વિમળા, છે ડને ની ચવાનો;
તો તો વ્હાલા, કદી ન મૂકજે, ઉજવલા કાર્યને એ,
એથી વ્હાલા, જરૂર ળ ડશે, મુક્તિનું દ્વાર તુને

---

## વ્હાલાં બાલ !

( લેખક—રા. મનસુખલાલ દયાળજી મેર્ડન સ્કૂલ, મોડાસા.)

બાલ ! તે તો બાલ ! જગમાં બાલપર સૌ વ્હાલ !
માત–તાત દાબે દિલડાંથી, ચુમ્બી–ચુમ્બી ગાલ !— ૧

જગમાંનું જીવન બાલુડાં, હૈયાની હીરમાળ !
કાલું કાલું બોલે કેવુ, મીઠાં મધુરાં બાલ !— ૨

મૃદુ મનનું બદન રસીલું, કોમળ કોમળ બાલ !
વેરીના હૈયામાં વાસે, તે તો રૂડાં બાલ !— ૩

અતરમાં ઉપાધિ કંઈ ના, સાચે સાચાં બાલ !
ધીરેથી વન્દન તો દેવાં, દેવદૂત એ બાલ — ૪

---

* શબ્દોની જોડણી પ્રાસ માટે બદલી છે.
*પ્રાથમિકશાળાના શિક્ષકને.

## * સત્કારગીત.

( લેખક—રા. સાકરલાલ પુરુષોત્તમ, શુક્લ ગોધરા. )

કલ્યાણ.

પધારો અમારા મોંઘેરા મેમાન, (૨)
ભાવભર્યાં દઇએ અનેરાં સન્માન.
પુનિત ચરણ આપનાથી, પુનિત થયું સ્થાન આ;
સજ્જનના મગયુક્ત, ભાગ્યશાળી સ્થાન આ.
દર્શનથી હર્ષપૂર્ણ, હૈયાં છલકાય આ,
દોષરહિત શુદ્ધ સ્નેહ, નયને ઉભરાય આ
સત્કારે, છે સ્નેહે, તે નયને, જણાયે—
સ્વીકારો અમાર સાચું એ સન્માન,
ભાવનાના ભૂખ્યા પધારો મેમાન. પધારો.

## † મેમાનને સન્માન.

( લેખક—રા. સાકરલાલ પુરુષોત્તમ, શુક્લ ગોધરા. )

ભૈરવી

આવો મીઠડાં મેમાન,
કરીએ આપના સન્માન. (૨)
હૈયામાં વસેલું વહાલ,
ધરીએ આપને મેમાન. આવો
પ્રેમ વિનાનાં માન નકામાં, લૂણવિહોણાં ધાન;
પ્રેમયુક્ત સન્માન મજાનાં, તે દઇએ મેમાન;
ભૂખ્યાં ભાવનાં મેમાન,
કરીએ સ્નેહનાં સન્માન આવો.

---

* પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કોલેજમાં તા. ૨૧-૧૧-૧૯ ને રોજ થએલા સન્ડ મેળાવડાને પ્રસંગે ગવાએલું સત્કારગીત.

† ગોધરા ગવર્મેન્ટ ટ્રેનિંગ સ્કૂલ, તા. ૨૪—૧—૧૯૨૦ ને રોજ મુંબઈ સુકાઈ તે વખતે ગવાએલું સત્કાર ગીત.

## ગરબો-સ્ત્રી શૃંગાર.

(રચનાર—રા. ધનેશ્વર હરગોવિંદ જોશી-ગોધરા.)

("પુનમ ચાંદની ખીલી પુરી અંહીંરે"—એ રાગ.)

બેની, આવોને ગરબો ગાઈએ સ્નેહથી રે;
સજવા સદ્દગુણના સુંદર શણગાર,
સખીઓ સદૈવ એને ચિત્તમાં વિચારજો રે.—ટેક.

સાખી.

સાડી સદ્દગુણની ધરી, શીલરૂપ કિનાર,
ભાલચંદ્ર દીપાવજો, પાતિવ્રત્ય એક તાર.
પ્રીતે પહેરો કંઠે વચનમૃદુના હારને રે;
એથી મળશે સુકીર્તિની લ્હાણ,
લ્હાણ લઈ ને સદા સુગત સભાળજો રે,—બેની. (૧)

કુલીનતારૂપ કંકણો, પવિત્ર કરમાં ધાર;
કરાંગુલિમાં મુદ્રિકા, શાંતિરૂપજ સાર.
સારાસારનો વિવેક સદા ચિત્ત ધારજો રે;
કાંઈ કરજો જનહિતકારી કર્મ,
કર્મો કરીને ઉભય કુળ દીપાવજો રે—બેની. (૨)

નપુર નીતિરૂપ ધરી, ચારૂ ચર્ણ મોઝાર;
પતિને પ્રેમે રીઝવી, આ શાણી સ્હકાર.
સહકારી થઈ ને વામા ધર્મ બજાવજો રે;
શ્વશુર પક્ષમાં વધારી સુસંપ,
જીવનયાત્રાના મૂલી મત્ર વિચારજો રે.—બેની (૩)

ગુણ આભૂષણ વિશ્વમાં, સદા સુંદર ઝળકાય;
મણિમુક્તાદિ તે વિના, ઝાંખાં ઝટ જણાય.
ઈશ્વર ભક્તિમાં બેની ચિત્ત લગાડતાં રે;
જીવન દીપશે કુંદન મણિ જડિત,
આર્યાવર્તની આર્યા અનુપમ વિશ્વે કહાવજો રે.—બેની (૪)

# વાર્તાનું શિક્ષણ.

(અનુસંધાન પુ. ૫૯, પૃ ૧૧૧ થી.)

(રા. નારણભાઈ વાઘજીભાઈ-પ્રે. સ્કૂલ-અમદાવાદ.)

હવે આપણે બાળવર્ગ અને પહેલા ધોરણનાં બાળક વિદ્યાર્થીઓ સમક્ષ કહેવા માટે કઈ વાર્તાઓ પસંદ કરવી તે બાબત વિચાર કરીએ. એટલું તો ખરૂંજ છે કે એકનો એકજ વિષય ઉંચા-નીચા કોઈ પણ ધોરણમાં શીખવી શકાય છે. 'ચોરસ' આકારનું ભાન બાળવર્ગના છોકરાઓને કરાવવામાં આવે છે, અને એજ બાબતનું જ્ઞાન છઠ્ઠા-સાતમા ધોરણના વિદ્યાર્થીઓને પણ આપવામા આવે છે. તેમજ 'વરસાદ' વિષય ઉપર પહેલા ધોરણનાં બાળકોને શીખવાય છે; અને તેજ વિષય ઉપર સાતમા ધોરણમાં પણ શીખવાય છે. આમાં નીચલા વર્ગોમાં શીખવતાં તદ્દન સ્થૂલ બાબતો તરફ બાળકોનું ધ્યાન ખેંચવામાં આવે છે, અને આગળ વધતાં સૂક્ષ્મ દૃષ્ટિએ અને છેક ઉપલા ધોરણોમાં સૂક્ષ્મતર દૃષ્ટિથી વિષય રજુ થાય છે. પણ આમ કરવામાં શિક્ષકમાં વિષયના સારા અને વ્યવસ્થિત જ્ઞાન ઉપરાંત બાળકોનો અધિકાર સમજવાની શક્તિની જરૂર છે. વાર્તાના સબંધમાં પણ એમજ છે જે વાર્તાઓ પહેલા ધોરણ માટે પસંદ કરીએ, તેજ વાર્તાઓ બાળવર્ગ માટે પણ પસંદ કરી શકાય; પરંતુ બાળવર્ગમાં શીખવતાં વાર્તાઓનો કેટલોક કઠિન ભાગ છોડી દેવો પડે છે, અને કાપકૂપ કરીને વાર્તા જરા સંક્ષિપ્ત કરવી પડે છે; કઈ વાર્તામાં કેટલી કાપકૂપ કરવી એ બાબત તે તે વર્ગ શીખવવાના અનુભવવાળા શિક્ષકને સહેલાઈથી સમજાય તેવી છે.

હવે વાર્તાનું શિક્ષણ આપતાં અનુભવ ઉપરથી મને જે કંઈ વિચારો આવ્યા છે તે અત્ર નોંધી શિક્ષકવર્ગનું ધ્યાન ખેંચવું યુક્ત ધારૂં છું.

૧. એકની એક વાર્તા વારવાર કહેતાં શિક્ષકના મનને કદાચ કંટાળો આવવાનો સંભવ છે, પરંતુ તેમ નહિ થવા દેતાં વર્ગના ઘણાખરા બાળકોને તે વાર્તા સારી રીતે આવડે ત્યાંસુધી વખતોવખત એકની એકજ ઢબમાં અને લગભગ સરખીજ વાક્યરચનામાં તે વાર્તા કહેવી જરૂરની છે. એમ કરવાથી બધાં બાળકોને બોલવાની હિંમત આવશે. વર્ગના ગણ્યાગાંઠયા બે ચાર છોકરાઓને વાર્તા આવડે એટલે તે

છોડી દઈને બીજી વાર્તા કહેવી એ રીત ઇષ્ટ નથી. એમ કરવાથી તો કેટલાક છોકરાઓ વાર્તા નહિ આવડવાથી છેક નાઉમેદ થઈ "નથી આવડતી" કહી માત્ર બેસીજ રહે છે.

૨. વાર્તામાંનો સંવાદરૂપ ભાગ નાનાં બાળકોને સહેલાઈથી સ્મરણમાં રહી જતો નથી, અને વાર્તા આવડતી હોવા છતાં મોઢે કહી જતાં ગુંચવાય છે. માટે બાળવર્ગ માટે પસંદ કરવાની વાર્તાઓમાં જેમ બને તેમ એવી રચનાવાળો ભાગ સરળ હોય તોજ પસંદ કરવો.

૩. સરળ રીતે કહી જવાની વાર્તા કરતાં વાર્તામાંનો ચેષ્ટાયુક્ત ભાગ બાળકોને વધારે રુચિકર થઈ પડે છે, માટે એવા ભાગની વાક્યરચના જેમ બને તેમ ભાવાત્મક કરવા, અને વાર્તા કહેતાં એ ચેષ્ટા યોગ્ય રીતે કરી બતાવવા શિક્ષકે ચૂકવું નહિ

૪. વાર્તામાં એકના એક વિચારની બીજા વાક્યમાં પુનરુક્તિ થતી હોય છે, ત્યારે બાળકો વાર્તાના રસમાં ખેંચાઈને પછીનું વાક્ય છોડી દે છે, દાખલા તરીકે "શિઆળ અને દ્રાક્ષ" એ વાર્તામાં "શિઆળે ઘણા ઠેકડા માર્યા પણ દ્રાક્ષને પહોંચાયું નહિ" એ વાક્ય પછી "ઘણાએ ફાંફાં માર્યાં પણ દ્રાક્ષ લેવાઇ નહિ ત્યારે......" બોલીએ તો "ઘણાએ ફાંફાં માર્યાં" એ વાક્ય ખરેખરૂ અર્થસૂચક હોવા છતાં અગાઉના વાક્યમાંનો વિચાર એમાં પુનરુક્ત થએલો હોવાથી બોલવાની ઉતાવળમાં બાળકો તે છોડી દે છે. માટે શિક્ષકે બહુ સંભાળપૂર્વક રચના કરવાની જરૂર છે

રસની લહેરમાં ને લહેરમાં વાર્તા કહી જતાં કેટલાક છોકરાઓ ઘણું અશુદ્ધ બોલે છે, તે તરફ શિક્ષકે પુરતું લક્ષ રાખી આરંભથીજ શુદ્ધ અને પુરેપુરાં વાક્યોમાં બોલવાની ટેવ પાડવી જોઈએ.

કેટલીક વખત બોલાતાં વાક્યો અને ચેષ્ટાનો સંબંધ બાળકો બરાબર સાચવી શકતાં નથી, અને બોલતાં હોય તેનાથી કંઈક જુદીજ (આગળ પાછળનાં વાક્યોમાંના ભાવની) ચેષ્ટા કરે છે. આવું ન બને તેટલા સારૂ જરા ધીમેથી અને સ્પષ્ટ રીતે બોલવા તરફ વારંવાર લક્ષ ખેંચતા રહેવું જોઈએ.

ઘણીક વાર સારી રીતે વાર્તા કહેનાર બાળકો પણ તેમાંનું એકાદ વાક્ય વીસરી જવાથી વચ્ચે અટકી પડે છે. આવે પ્રસંગે શિક્ષક

જાતેજ તેને યાદ દેવડાવવું જોઈએ. બીજા બાળકને પૂછતાં ઘણી વખત એકમાંથી અનેક પ્રશ્નો ઉત્પન્ન થઈ વાર્તાનો સંબંધ તૂટે છે.

અનુભવી અને વિચારક શિક્ષકોને ઉપરના વિચારોમાં ખાસ નવીનતા જેવું લાગશે નહિ, પરંતુ સમાનધર્મી અન્યના વિચાર અને પોતાના વિચારોનું તારતમ્ય કાઢવાનું બની આવે એવા હેતુથી લેખકે આવા સાધારણ વિચાર પણ પ્રદર્શિત કરવાનું યોગ્ય ધાર્યું છે.

હવે વાર્તાની શિક્ષણપદ્ધતિ વિષે વિચાર કરીએ. હાલ આપણી શાળાઓમાં વાર્તાનું શિક્ષણ આપવાની જે પદ્ધતિ પ્રચાર પામી છે, અને જે ચાલુ અને ઈચ્છવાજોગ પણ છે, તેના મુખ્ય મુદ્દા નીચે પ્રમાણે છે.

૧. પ્રથમ તો બાળકોને કહેવા માટે જે વાર્તા નક્કી કરી હોય તેમાં આવતા પદાર્થોનું અને તેમાંના પાત્રોનું ચિત્ર, મોડેલ, પ્રદર્શન વગેરે સાધનોવડે ઓળખાણ કરાવવું, તેમજ બાળકોને અપરિચિત હોય એવા જે જે શબ્દો વાર્તામાં વપરાવાના હોય તેનું સૂચકપ્રશ્નો અથવા જે કોઈ રીત ફળપ્રદ નીવડે તેવી હોય તેના વડે ભાન કરાવવું. આ પ્રમાણે પાઠના આરંભમાં પાત્રપરિચય કરાવવામાં, અને જિજ્ઞાસા જાગૃત કરવામાં ઘણી વખત વાર્તાને લગતું ભાવાત્મક ચિત્ર વધારે ઉપયોગી થઈ પડે છે એ ચિત્ર ડ્રોઈંગપેપર ઉપર તૈયાર કરેલું હોય, તો તે શિક્ષકને સંગ્રહ તરીકે રાખવાને ઉપયોગી થઈ પડે; પરંતુ સહેલાઈથી અને થોડા વખતમાં દોરી શકાય એવા ચિત્રો રંગીન પેનો વડે બોર્ડપર દોરીને તેનો ઉપયોગ કરવામાં પણ અડચણ નથી. આ પ્રમાણે અગાઉથી તૈયાર કરેલું ચિત્ર બાળકો સમક્ષ રજુ કરી તેને લગતી કેટલીક વાતચીતથી બાળકોને પાત્ર અને વાર્તાના વસ્તુનો પરિચય સહેલાઈથી કરાવી શકાય છે. માટે શિક્ષકે પોતાની વિવેકબુદ્ધિથી, જ્યાં જે ઘટે તેનો યથાપ્રતિત ઉપયોગ કરીને બાળકોની જિજ્ઞાસાવૃત્તિ જાગૃત કરવાને ચૂકવું નહિ.

૨. ત્યારપછી સરળપણે અને વાર્તાનો ભાવ જણાય તેવી અંગચેષ્ટા સાથે વાર્તા કહી જવી. વાર્તા કહેતાં ખાસ જરૂર વગર બાળકોને પ્રશ્ન ન પૂછવા, કેમકે પ્રશ્નો પૂછવાથી કેટલીક વખત એકમાંથી અનેક પ્રશ્નો ઉત્પન્ન થઈ વાર્તારસમાં ક્ષતિ થાય છે.

૩. વાર્તા કહેવાઈ રહ્યા પછી તેને લગતા પ્રશ્નો પૂછી તેના સંસ્કાર દૃઢ કરવા. પ્રશ્ન પૂછવામાં કેટલીક વખત વાર્તાના મધ્ય ભાગના કે અંત ભાગના એમ આડાઅવળા ગમે તેમ સવાલો પૂછવામાં આવે છે, એમ કરવાથી વાર્તા ક્રમ પ્રમાણે બાળકોને યાદ રહેતી નથી, માટે વાર્તાની હકીકતના અનુક્રમ પ્રમાણેજ પ્રશ્નો પૂછવા કદાચ પ્રશ્ન પૂછવાથી, બાળકોને વાર્તા બરાબર લક્ષમાં રહી નથી એવું જણાઈ આવે, તો તેજ વાર્તા, બીજી વખત મૂળનાંજ વાક્યોમાં કહી જઈ, ફરીથી પ્રશ્નો પૂછવામાં વાંધો નથી.

૪. આ પ્રમાણે વાર્તા બાળકોના મનમાં બરાબર ઠસાવ્યા પછી તેમની પાસે કહેવરાવવી. વાર્તા લાંબી હોય તો એક છોકરા પાસે આખી વાર્તા ન કહેવરાવતાં અધુરેથી બીજા ક્રમે પણ કહેવરાવી શકાય

૫. ત્રણ ચાર છોકરાઓ પાસે વાર્તા કહેવરાવી આવડયાની ખાતરી કર્યા પછી તેમા ખુબી કઢાવવા માટે કેટલાક સવાલો પૂછવા.



## "*બાળકો તરફ માતાની ફરજ"

બાળકોની કેળવણીનો મુખ્ય આધાર તેઓની માતાઓ ઉપર છે. એટલા માટે માતા સારી રીતે કેળવાયલા અને સદ્‌ગુણી હોવી જોઈએ. હવે બાળકોને સારી રીતે કેળવવા, અને સદ્‌ગુણી બનાવવા માટે શારીરિક એટલે શરીરને લગતી, માનસિક એટલે મનને લગતી, અને નૈતિક એટલે નીતિને લગતી કેળવણીની ખાસ જરૂર છે માટે એ ત્રણ પ્રકારની કેળવણી લેવાની દરેક માતાની ફરજ છે. જો પોતે એ જ્ઞાન ધરાવતી હશે, તોજ પોતાનાં બાળકોને સારી રીતે કેળવી શકશે, અને પોતાનું કર્તવ્ય બજાવવામાં ફતેહમંદ નીવડી શકશે.

૧. હવે એ ત્રણ પ્રકારની કેળવણીમાંથી પ્રથમ શારીરિક કેળવણી વિષે થોડુંક કહીશ—દરેક માતાએ પોતાનાં બાળકોની જાતે સંભાળ લેવી જોઈએ. એ કામ ચાકર નોકર તથા આયા દાયાને નહિ સોંપતાં ખરી દાઝથી પોતેજ કરવું જોઈએ. બાળકોને બરાબર નવડાવવાં ધોવડાવવાં,

* બલસારા ટ્યૂશન ક્લાસ મુંબઈમાં મિસ નાજનમાય ફરદુનજી માસ્તરે આપેલું ભાષણ.

સ્વચ્છ કપડાં પહેરાવવાં, તથા પુરતો પુષ્ટિકારક ને હલકો ખોરાક આપવો; તથા દિવસમાં એકવાર બહાર ખુલ્લી હવામાં ફરવા લઈ જવાં. બાળકોને ફરવા લઈ જવાનુ કામ પણ નોકરને ન સોંપતાં માતાએ પોતેજ કરવું, કારણ કે નોકર માણસો આપણી ગેરહાજરીમાં ગમે તેમ અપશબ્દો બોલે, તેનું અનુકરણ એટલે નકલ બાળક કરે છે, તેથી તે દુર્ગુણી નીવડે છે. તે સિવાય અંગને નિયમિત કસરત મળે તેવી રમત-ગમતો, આરામ, ઊંઘ વગેરે બાબતોમાં પોતે જાતની કાળજીથી દેખરેખ રાખી પોતાના બાળકોની તંદુરસ્તી સુધારવા તરફ લક્ષપૂર્વક જોવું જોઈએ બીજી બધી કેળવણી કરતાં શારીરિક કેળવણી ઉપર વિશેષ લક્ષ આપવાની જરૂર છે; કારણ કે જો શારીરિક સુખ હોય, તોજ બીજું બધું સુખ પ્રાપ્ત કરી શકાય છે, પણ શારીરિક સુખ વગરનું બીજું બધું સુખ નકામું છે

૨. હવે માનસિક કેળવણી વિષેની થોડીક હકીકત જણાવીશ—એ કેળવણીને માટે બાળસ્વભાવના જ્ઞાનની વિશેષ જરૂર છે બાળસ્વભાવનું જ્ઞાન તે શું હશે ? ઈશ્વરે બાળકોની અંદર જન્મથીજ માનસિક શક્તિઓ બીજરૂપે મૂકેલી છે. તે માનસિક શક્તિઓને કેવી રીતે કેળવવી, તથા બાળકોનો કુદરતી સ્વભાવ કેવો છે, અને તેમની શી ખાસિયતો છે, તે જાણી માહીતગાર બનવું, તેને બાળસ્વભાવનું જ્ઞાન કહે છે. માળીરૂપી માતા, બાગ રૂપી ઘરમાં, છોડવા રૂપી બાળકોને ઉછેરીને મોટાં કરે છે. એટલે કે એક માળી જમીનમાં બી રોપ્યા પછી છોડવાને કાંઈ પોતે ઉગાડતો નથી, પણ કુદરતની મદદથી તે પોતાની મેળેજ ઉગ્યા કરે છે, તેમ એક માતા ઈશ્વરે બાળકમાં મૂકેલી બીજરૂપ માનસિક શક્તિઓને કેળવીને તેમને સદ્ગુણી બનાવે છે.

હવે માનસિક શક્તિઓ કઈ કઈ છે, અને તેને કેવી રીતે કેળવવી જોઈએ ? બાળકોમાં સૌથી ઉત્તમ શક્તિ તે અનુકરણ એટલે નકલ કરવાની છે. બાળકોનો સ્વભાવજ એવો હોય છે, કે જેવું જુએ છે તેવું કરવા મંડી જાય છે; અને તેના સંબંધમાં જે જે માણસો આવે છે, તેનું તે અનુકરણ કરે છે. હવે ખાસ કરીને બાળકના ઘાડા સંબંધમાં ઘણો વખત સુધી તેની માતાજ હોય છે, તેથી તે હમેશાં પોતાની માતાનું અનુકરણ કરે છે. તેટલા માટે માતાનું વર્તન ઉત્તમમાં ઉત્તમ અનુકરણ કરવા લાયક હોવું જોઈએ. ઉપદેશ કરતાં દાખલો ઉત્તમ છે, એટલે બાળકને શિખામણ

દેવા કરતાં જો પોતાનો ખરેખરો દાખલો બાળકની સામે રજુ કરવામાં આવે, તો તેથી બાળકના મગજ ઉપર જે અસર થાય છે, તે લાંબો વખત ટકી શકે એવી હોય છે. માતા પોતાના બાળકને આખો વખત એમ કહે કે "તારે સાચું બોલવું જોઈએ, પ્રમાણિક થવું જોઈએ," વગેરે શિખામણ કહ્યાં કરે, તેના કરતાં પોતે સાચું બોલી અને પ્રમાણિક રહી પોતાનોજ દાખલો આપે, તો તેની અસર ઘણીજ ઉત્તમ હોય છે. હવે કેટલીક માતાઓ પોતાના બાળકોને હમેશાં અથવા કેટલોક વખત સુધી આયાઓના હવાલામાં સોંપે છે તેથી ઘણુંજ માઠું પરિણામ આવે છે; કેમકે બાળક આયાનું અનુકરણ કરે છે, અને આપણે સાધારણ રીતે જાણીએ છીએ, તેમ આયા કાંઈ કેળવાયલી હોતી નથી, તેથી આયાના દુર્ગુણ બાળકમાં પ્રવેશ થઈ બાળક દુર્ગુણી નીવડે છે.

હવે બાળકોમાં બીજી શક્તિ જિજ્ઞાસાની છે—બાળકને હમેશાં નવું નવું જાણવાની ઇચ્છા હોય છે, તે ઇચ્છાને સંતોષવી જોઈએ. બાળક પોતાની માતાને કંઈ વસ્તુ વિષે પૂછવા જાય, તો તે વેળાએ તેનો સરખો ખુલાસો કરી બાળકને સમજાવવું જોઈએ. તેને બદલે કેટલીક માતાઓ જ્યારે તેઓનાં બાળકો કાંઈ પૂછવા જાય છે, ત્યારે તેઓને તોડી પાડે છે, ને કહે છે કે, "શા માટે માથું ખાયાં કરે છે? તને તે જાણવાની જરૂર નથી. મુંગું મુંગું બેસી રહે" આમ કરવાથી બાળક બિચારું નિરાશ થઈ જાય છે, અને તેથી તેની ઈશ્વરે બક્ષેલી જિજ્ઞાસાની વૃત્તિ મંદ પડી જાય છે

ત્રીજી શક્તિ અવલોકનની છે. માટે માતાએ બાળક પાસે કાંઈ પણ વસ્તુનું બારીકીથી અવલોકન કરાવવું; અને તે વસ્તુ વિષેનું જ્ઞાન માતાએ પોતે કહી દેવું નહિ; પણ બાળકને માર્ગ બતાવી, તેની પાસેજ શોધી કઢાવવું. આથી તેની શોધકવૃત્તિને ઉત્તેજન મળશે. કાંઈ જોવાનું હોય, તો એમાં શું જોવાનું છે એમ નહિ, પણ દ્રષ્ટિથી જોવા દેવું, કારણ કે તેથી જ્ઞાન ને અક્કલ હોશિઆરીમાં વધારો થાય છે.

૩. હવે નૈતિક એટલે નીતિને લગતી કેળવણીનો ખુલાસો કરીશઃ—સત્ય, ઉદારતા, ન્યાય, પ્રેમ, પ્રમાણિકપણું, ખત, સંપ, ઉદ્યોગ, સહનશીલતા, ધીરજ, હિંમત, નમ્રતાઈ, દયાળુપણું, દુઃખ અથવા મહેનતની વખતે ડગવું નહિ, બધાં કામ તરફ માનની નજરથી જોવું, તથા ગુરૂને ધીક્કા-

રવું, સંસારમા પોતાની ફરજ સારી રીતે બજાવવી, કોઈના આશિયાળા રહેવુ નહિ, વગેરે નીતિના નિયમો પ્રમાણે ચાલતાં બાળકોને શીખવવું જોઈએ. પણ તે કાંઈ કોઈના દાખલાઓથી, કે બોધ દઈને નહિ, પણ માતાએ પોતાના આબેહુબ દાખલાઓ બાળકની સામે તે પ્રમાણેજ વર્તીને રજુ કરવા; નીતિના નિયમમાં વાણી અને વર્તન બંને એક બીજાને મળતાં હોવાં જોઈએ. એટલે બોલવુ કાંઈ, અને કરવું કાંઈ, આમ કરવાથી બાળકો માતાની આજ્ઞા પાળી શકતાં નથી. હવે આ ત્રણે પ્રકારની કેળવણી આપવામાં ભય કરતાં પ્રેમનો ઉપયોગ વિશેષ કરવો જોઈએ. એટલે કે તેને ધમકી આપીને, અથવા મારફાડ કરીને શીખવવા કરતાં, પટાવીને અથવા સમજાવી ફોસલાવીને, માયા મમતાથી અથવા રમત–ગમત મારફતે શીખવવુ જોઈએ

૪ હવે એ વિષયને લગતી પરચુરણ હકીકત આપીશું —કેટલીક માતાઓ એવુ ધારે છે, કે હજી તો બાળક નાનું છે. મોટું થશે ત્યારે શીખ્યા કરશે. આ વિચાર ભૂલભરેલો છે, કારણ કે બચપણમાં પડેલી કુટેવો એવી જડ થઈ બેઠેલી હોય છે, કે મોટપણમા તે કેમે કરી સુધારી શકાતી નથી. વળી અંગ્રેજીમાં કહેવત છે કે "habit is second nature" એટલે કે ટેવ એ કુદરતી લક્ષણ છે. માટે ભૂલો પાછળથી સુધારવા કરતાં, પ્રથમથીજ ભૂલો કરતાં અટકાવવાં, એ કેળવણીનો હેતુ લક્ષમાં રાખવો જોઈએ. જે માતાએ પોતાનાં બાળકોને દરેક રીતની સારી કેળવણી આપી હોય છે, તેમનાં બાળકો મોટપણમાં પોતાની માતાએ ઉઠાવેલી રજનો સારો બદલો આપ્યા વગર રહેશે નહિ. (આપણે પ્રતીતવાર જોઈએ છીએ, કે નેક, ચતુર, તથા અક્કલમંદ માતાનાં બાળકો કુદરતી રીતેજ ડાહ્યાં ને લાયકીવાળાં નીવડે છે; કેમકે તેમને કેટલાક ઉચ્ચ સદ્દગુણો વારસામાં મળેલા હોય છે.) એથી ઉલટું અજ્ઞાન માતાનાં બાળકો મૂર્ખ અને દુર્ગુણી નીવડે છે. માતાએ જો પોતાના બાળકના ભવિષ્યનું સુખ ઇચ્છતું હોય, તો તેઓ તરફ અણઘટતો લાડ બતાવવો નહિ, કારણ કે લાડમાં ઉછરેલાં બાળકોની ઉપર જ્યારે પાછળથી સંકટો આવી પડે છે, ત્યારે તેઓ ઘણુંજ ગભરાઈ જઈ દુઃખી થાય છે. પણ જો બાળકો મહેનત અને સંકટો સહન કરતાં ઉછરે છે, તો તેઓ ઉપર જ્યારે આફત આવે છે, ત્યારે તેઓ ગભરાઈ ન જતાં તે ધીરજથી સહન કરે છે. વળી જે

કોઈને એકનું એકજ બાળક હોય છે તો તેની માતા તેને લાડ લડાવવામાં કાંઈજ બાકી રાખતી નથી. જો તે બચ્ચાંને કોઈ જરાક ધમકાવે, કે સારી શિખામણ કહે તો તેની માતા તેની સાથે ગુસ્સો કરે છે, ને કહે છે કે "મારૂં એક પુત્ર બચ્યું છે, તેને ધમકાવવાની તને શી જરૂર પડી? એને લોહીનું પાણી કરી મોટું કર્યું, તે તારા બોલ ખમવા કે!" વગેરે અજ્ઞાનતાને લીધે આવું બોલી, બાળકનું ભવિષ્ય બગાડે છે, આથી બાળક વધારે છેકલ બને છે, અને કોઈ વેળાએ ન મેળવી શકાય, એવી વસ્તુ મેળવવાને હઠ લઈ બેસે છે, કે જ્યારે માતા અને બાળક બન્ને દુખી થાય છે

ઉપલી સઘળી બાબત ઉપરથી એવું સિદ્ધ થાય છે, કે એક બાળકને સંગીન કેળવણી આપવા માટે દરેક માતા શારીરિક, માનસિક, અને નૈતિક કેળવણીથી માહીતગાર હોવી જોઈએ બાળકને કેળવવાની જવાબદારી શિક્ષક કરતાં માતાને ઘણી વધારે છે કારણ કે બાળક ૭ વર્ષ સુધી માતાની કેળવણીમાં હોય છે, અને પ્રથમથીજ બીજ સારા રોપવાં, એ માતાની ફરજ છે. તેટલા માટે ઘરની કેળવણી ઘણીજ સંગીન હોવી જોઈએ, કે પાછળથી તે ઉપર રચાયલી ઇમારત પણ સંગીન નીવડે.

## પીંછાની લેખણ.

( લેખક—રા. મહીપતરામ હરજીવન શુક્લ. મહેતાજી, ખાંભીઆ, બોર્ડકા-કાઠીઆવાડ )

ગુજરાતી અક્ષર—જુની દફતરની ફાઈલો, જુના ચોપડા અને અન્ય જુનાં લખાણોનો તથા નવા લખાણોનો મુકાબલો કરતાં માલમ પડે છે કે, જુના ગુજરાતી લહીઆઓના અક્ષરો શોભાયમાન જણાય છે. યુરોપીય ફેશનને અવલંબીને હાલના ઘણાખરા ગુજરાતી લખનારા પણ સ્ટીલ પેનથી ગુજરાતી લખાણ કરે છે. ઇંગ્લિશ લખાણ સ્ટીલ પેનથી લખાએલું હોય તો વધુ દીપે છે એ ખરૂં છે, પરંતુ ગુજરાતી લખાણમાં તો ખાસ લેખણ વપરાય તોજ અક્ષરની ઉન્નતિ થાય તેમ છે, ઘણાક સ્ટીલ પેનના અભ્યાસીઓ લેખણ લઈ લખવા બેસે છે, તો તરત લેખણનો કુચો કરે છે અગર તો તેને ભાંગી બેસે છે આથી તેઓ મરોડદાર અક્ષરો લખવા માટે

લેખણ-જેવી, કોપિબુક નં. ૭-૮ માં વપરાતી સ્ટીલ પેન વાપરે છે; પરંતુ અનુકૂળ મરોડ લાવવા માટે હાથે ઘડેલી લેખણજ ઉત્તમ સાધન છે. વાંસી, બરૂ અને કાંઠાની કલમ બને છે, પરંતુ કેટલીક શાહીમાં તે છૂટથી ચાલી શકતી નથી, અને ચોમાસામાં તો તેની લેખણ ઘડાર્યા પછી તરત તેનાપર કુચો વળી જાય છે; આ બધી મુશીબતોને દૂર કરે એવી એક ચીજ છે, કે જેની લેખણ મરજી મુજબ મરોડવાળી ઘડી શકાય છે. ગમે તે ઋતુ હોય પણ તેનો કુચો થતો નથી ઘણેખરે ઠેકાણે તે ચીજ વિના મૂલ્યે મળી શકે છે. આ ચીજ મોરનાં પીછાં છે. મોરના પિચ્છવ્યૂથ નીચે પાંખની અડોઅડ બદામી રંગનાં, જાડી દાંડીનાં, લગોલગ સમાન્તર, રૂવાંટી વાળાં, વાંકાં અને દોઢ વેંત લાંબાં પીછાં થાય છે તેનો જે ભાગ મોના શરીર સાથે સબંધ ધરાવે છે તે ભાગપર મરજી મુજબ કલમ ઘડી શકાય છે તે ભાગ એવો ચીકટ હોય છે કે લેખણ ભાંગી જતી નથી કે તેનો કુચો થતો નથી જેવી બારીક લેખણ બનાવવી હોય તેવી તે પીછાંની બની શકે છે. રૂવાંટી (બદામી ભાગ—જાડા રેસા) પસંદ ન પડે તો તેને ચપ્પુથી છોલી નાખતાં ધોળા ભૂરા રંગની દાંડી રહે છે. ઉપર થોડો રૂવાંટીનો ગુચ્છો રાખવો હોય તો રાખી શકાય છે-આવી છોલેલી લેખણને ગુલાબી, લીલા, જાંબુડીયા કે ગમે તે પાકા રંગમાં બોળી સુશોભિત બનાવી શકાય છે, અથવા પેની ઘડેલી કલમનો દોઢ ઇંચ ભાગ (કે જે પોલો ને અર્ધ પારદર્શક જેવો હોય છે તે) કાપી લઈ હોલ્ડરના ફેન્સી હાથામાં સરેશ વા ગુંદરથી સજ્જડ બેસાડી તેનું સાધુ હોલ્ડર બનાવી શકાય છે. પેન્સિલની અણીના સામા છેડાપર તે પોલો કકડો બેસાડી દેતાં લેખણ તથા પેન્સિલ એકત્ર બનાવી શકાય છે. પીછાંના ઘાટની કલાઈની, રૂપાની કે બીજી ધાતુની કલમો બજારમાં મળે છે. તેના કરતા વગર પૈસે પ્રાપ્ત થતી આ પિચ્છલેખિની કાંઈ ખોટી નથી. સાહેબ લોકો પીછાંની કિવલ વાપરે છે. આપણે પણ તેનું અનુકરણ કરી દેશી પિચ્છલેખિની વાપરીએ તો કાંઈ ખોટું નથી.

નવેમ્બર-ડિસેમ્બરમાં મોરનાં પીછાં આપોઆપ ખરી પડે છે. આ સમયે જાડાં બદામી પીછાં ઢેર ઢેર મળી આવે છે ગામડામાં તો જેટલાં જોઈએ તેટલાં ભેગાં કરી શકાય છે. કેટલાક લોકો સાહુડીનાં સિસોળીયાંની લેખણ બનાવે છે તેને પણ પિચ્છલેખિની કહી શકાય. સાહુડીનાં સિસોળીયાંની લેખણ કરતાં આ લેખણ ઘણે દરજ્જે સારી થાય છે, સ્હેજ લાવે,

વગર પૈસે, અને સારૂં સાધન મળે તો તેનો ઉપયોગ કરવો એ આર્થિક દૃષ્ટિએ એક લાભ ગણાય છે. આ મોંઘવારીના વખતમાં ઘણે ઠેકાણે હવે આવી લેખણો જોવામાં આવે છે, છતાં કેટલેક સ્થળે પીંછાંના આ ઉપયોગ તરફ જનસમાજનું લક્ષ દોરવાયું નથી. તેથી લાગતાવળગતાની ખાસ જાણને માટે આ લેખ પ્રકટ કરવાની અગત્ય ધારી છે. શહેરી સદ્‌ગૃહસ્થોને કદાચ આ લેખ નિરુપયોગી લાગશે, પરંતુ ગ્રામ્યજનોને અને ઘણાક શિક્ષકબંધુને આમાથી, કાંઈક ગ્રહણ કરવાનું અવશ્ય મળશે, અને તેથી ઘણાક શિક્ષકબંધુઓ આ હુન્નર અજમાવવાની ઇચ્છા કરી તેને અમલમાં મૂકશે તો કાંઈક અંશે મારા લેખનું સાર્થક થયું ગણાશે.

---

## સ્વચ્છતા.

( જેનબાઈ બીખાભાંઈ પટેલ, મ્યુ. ગુ. માંડવી કન્યાશાળા—મુંબઈ. )

માહેતીજી—( વર્ગમાં આવીને ) બેસી જાઓ. શાંત થાઓ ચાલો હવે કયો વિષય છે.

રતન—બેન, ગણિત છે, અને ઘરનું લેસન તપાસવાનું છે, તેમજ ચાલ્લા, ચોટલા, રૂમાલ, નખ વગેરેના માર્ક પણ આપવાના છે.

માહેતીજી—ચાલો વારાફરતી બતાવો. બેન માણેક, તમે કેમ ચાંલ્લો નથી કર્યો ?

માણેક—બેન, મારે સૂતક છે માટે.

માહેતીજી—ઠીક. તોપણ બધી બેનો ધ્યાનમાં રાખો કે ચાંલ્લો ખાસ યાદ રાખી કરવોજ જોઈએ. ચાંલ્લો સૌભાગ્યનું ચિહ્ન છે. વળી તે હિંદુ જાતિ દર્શાવે છે, તેમજ મુખ પણ શોભે છે. માટે સવારે માથું ઓળી તુર્ત ચાલ્લો કરવો. મણીબેન તમે કેમ માથું નથી ઓળાવ્યું ?

મણી—બેન, વખત થઈ ગયો, તેથી ઉતાવળે રહી ગયું.

માહેતીજી—રહી ગયું તે કેમ ચાલે ! સવારે પ્રથમ માથું ઓળવું જોઈએ. તમે જાણો છો, કે માથું મેલું રહે તો જૂ પડે; લોક ગંદી કહે.

માથું વાસ મારે, ને ખરાબ દેખાય. તેથી વાળ પણ ટુંકા રહે. (સ્વચ્છતાથી વાળ લાંબા થાય છે) માટે દરેકે માથું સાફ રાખવું જોઈએ ચતુરલક્ષ્મી, તમોએ શું કર્યું ?

**ચતુરલક્ષ્મી**—કાંઈ નહિ બેન.

**અહેતીજી**—તમે કાંઈ ભૂલ કાઢશો ? મેં વારંવાર સુચના આપી છે માટે કહો જોઈએ ! ચતુરલક્ષ્મીએ શી ભૂલ કરી ?

**મનુ**—(ઉભી થઈને) બેન, તેમણે રૂમાલનો ઉપયોગ ન કર્યો, અને છેડાથી મોઢું લુછ્યું.

**અહેતીજી**—શાબાશ. રૂમાલ રાખવોજ જોઈએ, છેડથી બધું લુછીએ તો કપડાં મેલાં થાય. કદી છેડામાં ખરાબ ડાઘ પડી જાય છે તો તે જતા નથી, ને ખરાબ દેખાય છે. છેડે લુછવાની ટેવ હોવાને લીધે વાસણ, સ્લેટ, શરીર, ચીમની તેમજ કંઈપણ વસ્તુ એ બધું છેડેથીજ લુછાઈ જાય છે. પછી તેજ છેડો મોઢે ફેરવીએ તો મોઢે મેસ ને આંખે મરચું લાગે છે. માટે એ કુટેવ તજો. રૂમાલનો છૂટથી ઉપયોગ કરો

રૂમાલ એટલે કોઈ પણ સ્વચ્છ કપડાનો કટકો હોય તોપણ ચાલે. હવે અમૃત, પાસે આવો જુઓ તમારા નખ. અરે ! આ શું ? જાણે અઘોરી બાવો.

**અમૃત**—બેન, મારી માશીને જરા ઠીક ન હતું તેથી નથી લીધા.

**અહેતીજી**—ખોટી વાત છે. તમે આવી મોટી બાળકીઓ થઈ હજી બીજા પર ભરોસો રાખો છો, તમારે તો જાતે સ્વચ્છ રહેવું જોઈએ. આ નખ કોઈને વાગે તો ? વળી તેમાં ભરાઈ રહેલો મેલ જમોઃ ત્યારે પેટમાં જાય કે નહિ ? તેમજ આ કેટલું ખરાબ દેખાય છે ! જાઓ કબાટમાંથી ચપ્પુ લાવીને સાફ કરો.

સકીનાબાઈ, તમારી વાત રહી જાય તે ઠીક નહિ તમારી કુડતી ને ઓઢણી તો જુઓ. વળી શરીરપર પડેલા મેલના ડાઘા ઓગરાળા ! તમે કયારે નાહ્યાં હતાં ?

**સકીના**—બેન અમારે તો હિંદુ માફક રોજ નાહવાનો રિવાજ નહિ. અમે જુમાને રોજ નાહીને કપડાં બદલીએ છીએ.

અહેતીજી—મેનો, સરીતાબુની વાત ખરી છે ? મનુ, તમો સરીતાબુને સમજાવી શકશો ?

મનુ—બેન સરીતાબુ, હિંદુનો રોજ નાહવાનો રિવાજ છે એમ તમારું માનવુ ખોટુ છે. દરેક માણસે દિવસમાં એકવાર તો નાહવુજ જોઈએ રોજ નાહવાથી શરીર હલકુ રહે છે. તેમજ ચામડીનાં છિદ્રો ખુલ્લાં રહેવાથી શરીર માહેનો મેલ છિદ્રવાટે બહાર કાઢે છે.

મહેતીજી—મસ પછી આગળ સાકરબેન સમજાવશે.

સાકર—કપડાં મેલાં પહેરવાથી ગંધ આવે છે, જૂ પડે છે, શરીર પણ બેચેન લાગે છે તેમજ બીજા આપણી સોબતમાં રહેતાં સૂગ થાય છે. શરીર તેમજ કપડાં મેલાં રહેવાથી ખસ, ગુમડાં, દાદર વગેરે ચામડીના રોગો થાય છે તેથી કોઈ વખત ઘણું ખમવુ પડે છે. માટે જાતે નાહી ધોઈ રહેવુ જોઈએ.

મહેતીજી—દરેક બાળાએ જાતે સ્વચ્છ રહેતા શીખવુ. અને પોતાની નાની બેનોને પણ સાફ રાખવી કેટલીક બાળાઓ આંખે મેસના લપેડા કરી શાળામાં આવે છે તે પણ ખોટુ છે. માટે એ પ્રમાણે મો ન બગાડવુ.

હવે વખત જરા વધુ થયો છે માટે આપણા કામમા ગુંથાઈએ. આજની વાત બધાં યાદ રાખજો. ફરી કોઈ વખત સ્વચ્છતા માટે વધુ વાત કરીશુ

## "ત્રીજો અફઘાન વિગ્રહ."

(લેખક.—રા મણીલાલ બાપુજી ગાંધી. તેલંગ હા સ્કૂલ, ગોધરા.)

અફઘાનિસ્તાનમાંથી બ્રિટિશ લશ્કર ઈ. સ. ૧૮૮૦ માં પાછુ ખેંચી લેવામાં આવ્યુ ત્યારથી હિંદુસ્તાન અને અફઘાનિસ્તાન વચ્ચે મિત્રાચારી બંધાઈ હતી. હિંદુસ્તાનના વાયવ્ય કોણુ ની સરહદ ઉપર પરદેશી હુમલા કદાપિ થાય તો તેની સ્હામે થવાને અફઘાનિસ્તાનને આપણી સરકાર તરફથી દર વર્ષે ૧૨ લાખ રૂપીઆની ખાડણી મળતી. ગયા ભયંકર યુરોપીઅન વિગ્રહ દરમિઆન આ રકમ લગભગ બમણી કરવામાં આવી. બધા

સુધી અમીર હબીબુલ્લાખાન રાજ્ય કરતો હતો ત્યાં સુધી તેણે દુષ્ટ જર્મનોના કાવાદાવા છતાં પોતાના દેશને તે વિગ્રહમાંથી તટસ્થ રાખ્યો. કિંતુ આ વર્ષની શરૂઆતમાં આ ભલા અમીરનું ખૂન થયું, અને તેનો છોકરો અમનઉલ્લા તખ્તનશીન થયો તેના વખતમાં સર્વત્ર અશાંતિ અને અંધાધુંધી ચાલી અને તે અટકાવવાને નવો અમીર અશક્ત નીવડયો એવામાં મે માસની ૩જી તારીખે આપણને એવા સમાચાર મળ્યા કે પેશાવરની પશ્ચિમે લન્ડી કોટાલની નજદીકની બ્રિટિશ સરહદ અફઘાનોએ ઓળંગી

ત્રીજો અફઘાન વિગ્રહ આ પ્રમાણે શરૂ થયો. હિંદુસ્તાન સરકાર તો આ સમાચાર સાંભળતાજ આશ્ચર્ય પામી, પણ આ ચડી આવેલા અફઘાનોને હાંકી કાઢવા સત્વર હુકમો કાઢયા મે માસની ૯મી અને ૧૧મી તારીખે બે પક્ષ વચ્ચે કેટલીક લડાઈઓ થઈ, અને પરિણામે શત્રુને લૅન્ડીકોટાલમાંથી હાંકી કાઢવામાં આવ્યા. ૧૩મી મે ને દીવસે બ્રિટિશ લશ્કરે ડક્કા સર કર્યું. તા. ૧૬ અને ૧૭ મી મે ના દિવસોએ ડક્કાની પાસેની ટેકરીઓમાં કેટલાંક યુદ્ધ થયા, બ્રિટિશ સેનાની જીતનો ડંકો વાગ્યો; અને ચાને અફઘાનો હાર્યા અને વીખરાઈ ગયા.

આપણા હવાઈ વિમાનોએ પણ આ લડાઈમાં સારો ભાગ લીધો; જલાલાબાદમાં બોમ્બ ગોળા નાખ્યા, અને પરિણામે લોકોએ શહેર ખાલી કર્યું કેટલાક વિમાનોએ કાબુલ શહેર ઉપર પણ દેખા દીધી. અફઘાન સરકારને હવે લાગ્યું કે જો બ્રિટિશના આવા બળ આગળ લડાઈ ચાલુ રાખીશું તો તેનાં પરિણામ ઘણાં ગંભીર નીવડશે. છેવટે લડાઈ બંધ રાખવાને અમીરે જાતે વાઇસરોયને અરજ કરી. તદનુસાર જુલાઈની ૮ મી તારીખે યુદ્ધવિશ્રાન્તિ થઈ. સુલેહની શરતો કરવા માટે રાવળપીંડીમાં એક પરિષદ મળી જેમાં હિંદુસ્તાન સરકારે પોતાના તરફથી સર હેમિલ્ટન ગ્રાન્ટને નીમ્યા હતા. અફઘાન પ્રતિનિધિઓને પણ આ સભામાં નોતરવામાં આવ્યા હતા.

સુલેહની શરતો:—

૧. બન્ને દેશોની સરહદમાં કોઈ પ્રકારનો ફેરફાર કરવો નહિ.

૨. આપણા સરકાર તરફથી દર વર્ષે અપાતી ખંડણી હમેશને માટે બંધ

અર્થ. યુરોપીઅન વિગ્રહમાં રૂશીઆનું રાજ્ય વસ્તુત: પાયમાલ થવાથી હવે તે દિશામાંથી કોઈ પણ બળવાન સત્તા હુમલો કરી શકે એમ નથી; તેમજ અફઘાનોએ કોઈ પણ સબળ કારણ શિવાય પોતાનું વચન તોડયું. તો હવે ખંડણી બંધ થવીજ જોઈએ.

૩ ૭ માસ પછી મિત્રાચારીની સુલેહ અફઘાનિસ્તાન સાથે કરવી; દરમિઆન અફઘાનોની વર્તણૂંક સંતોષકારક હોવી જોઈએ.

આ પ્રમાણે ત્રીજા અફઘાન વિગ્રહનો અંત આવ્યો. હિંદુસ્તાન સરકાર સાથે ભાઈચારો રાખવાથી અફઘાનિસ્તાનને અનેક લાભ મળ્યા છે અને મળશે. આપણા દેશમાં આવી તેઓ વેપાર કરવા લાગ્યા છે, અને કેટલાક તો ધનાઢય બન્યા છે. તેઓએ પોતાના દેશને બ્રિટિશની મદદથી આબાદ બનાવ્યો તે દેશની પૂર્વ બાજુએ વસતી કેટલીક તોફાની ટોળીઓ તરફથી અફઘાનોને શાંતિ છે તે ફક્ત બ્રિટિશ લશ્કરને આભારીજ છે.

યુરોપિઅન વિગ્રહે આપણને બ્રિટિશ રાજ્ય તરફ વફાદારી બતાવવાનો પ્રથમ પ્રસંગ આપ્યો હતો. આ વખતે હિંદુસ્તાનને બીજો પ્રસંગ પ્રાપ્ત થયો જે તેણે વધાવી લીધો. અનેક રાજાઓએ અને સરદારોએ પોતાનાં લશ્કર સરકારને મોકલાવી દીધાં. કેટલાકે લડાઈમાં અગ્ર ભાગ લીધો હતો. પતિઆલા, ધોળપુર, રતલામ, અને બારીઆના રાજાઓએ ખુદ લડાઇમાં ભાગ લેવા પોતાની મરજી બતાવી, અને ભિન્ન ભિન્ન પ્રકારની સેવા તેઓએ બજાવી.

જ્યારે વિગ્રહ શરૂ થયો ત્યારે સખ્ત ગરમીના દિવસો હતા. અફઘાનિસ્તાનમા ઉનાળાનો તાપ સખ્ત હોય છે. મહાન વિગ્રહમાથી વિજયમાળા પહેરી બ્રિટિશ સૈનિકો હમણાંજ પાછા આવ્યા હતા; અને આરામ ભોગવવાને સ્વદેશ પ્રતિ પ્રયાણ કરવાની તૈયારીમાં હતા, એટલામાં તો તેમને આ નવા યુદ્ધમાં જોડાવાનો હુકમ થયો, જે તેમણે એક શબ્દ પણ ઉચ્ચાર્યા વિના હર્ષથી સ્વીકાર્યો, અને ત્યાં બહાદુરીથી પોતાની ફરજ બજાવી બીજી વિજયમાળા પહેરી. હિન્દી લશ્કરને માટે પણ આમજ કહેવાય!

# સંસ્કૃત પ્રાચીન ગ્રંથોમાં આવેલા દેશ, પર્વત, નદીઓ, નગર, ગામ વગેરેની હકીકત.

(લેખક—રા. છગનલાલ વિદ્યારામ રાવળ.)

ભરતખંડના પ્રાચીન ઈતિહાસમાં ઘણી વાર જુનાં શહેર, નદીઓ, અને પર્વતો વગેરેનાં નામ આવે છે, પણ તે હાલ છે કે નહી, અને છે તો કયા પ્રાંતમાં કઈ જગાએ છે, ને નથી તો પૂર્વે કયા પ્રાંતમાં ને કઈ જગાએ હતાં, વગેરે જાણવા માટે પુરતાં સાધન જણાતાં નથી, તેથી કેટલીક વાર શિક્ષકોને તે જાણવા માટે અડચણ પડે છે.* અને તેથી વખતે વિદ્યાર્થીઓમાંથી કોઈ તે વિષે પ્રશ્ન કરે છે, તો તેનો મનમાનતી રીતે ખુલાસો આપી શકાતો નથી, અને તેથી (વિદ્યાર્થીના પ્રશ્નનો ઉત્તર ન અપાવાથી) તેના મનમાં શિક્ષકના જ્ઞાન માટે કંઇક શકાશીલ રહેવુ પડે છે. તેથી આવી અડચણો ખસેડવા માટે આ નીચે તેનો એક ન્હાનો લેખ આપવામા આવ્યો છે

હરકોઈ ટુકી બાબતને લંબાવીને કહેતાં, તેમ હરકોઈ લાબી બાબતને ટુકું રૂપ આપીને કહેતાં દરેક શિક્ષકને આવડવું જોઈએ, જો તેમનામાં આ શક્તિ નહિ હોય તો શીખવવાનો વિષય, તેમનાથી સંતોષકારક રીતે શીખવી શકાશે નહિ, અને તેથી શીખનાર વિદ્યાર્થીઓને તેમાં રસ પડશે નહિ શીખવેલું ક્યારે ગણાય, કે શીખવેલી બાબત ઘેર વાંચ્યા વગર પણ યાદ રહી, બીજે દહાડે કલાસમાં આવડે કે ઘેર બહુ વાર વાંચવી ન પડે એટલુંજ નહિ, પણ સ્કૂલ છોડયા પછી પણ ઘણી મુદત સુધી તેમના મગજમાં રમી રહે આ કારણથી શીખવવાના વિષયને પદ્ધતિસર ગોઠવવો પડે છે, એટલુંજ નહિ, પણ તેને રસિક કરવા માટે તેને લગતા વિષયનાં બીજાં પુસ્તકો, શિક્ષકને આગલે દહાડે ઘેરથી વાંચી જવા પડે છે, ને તેમ થાય છે ત્યારેજ બાળકોને તે શીખવામાં રસ પડે છે

કલાસમાં ટાઈમટેબલ પ્રમાણે શીખવવાના વિષયમાં બાળકોને રમુજ પડે છે કે નહિ, તે સહેલથી સમજાય તેવું છે આખો વર્ગ કંઈ પણ ગડ-

* દાખલા તરીકે ઇતિહાસમાં આપેલાં કોસલ, રાજગૃહ, ચોલે ને પાંડવ વગેરે કયાં આવ્યાં, તેની વીગતવાર હકીકત જોઈએ તેવી જાણવામાં આવતી નથી.

બંડ કર્યા વગર ધ્યાનપૂર્વક શિક્ષકના સામુ જોઈ રહે, ત્યારે જાણવું કે તેમને તે વિષયમાં સારી રમુજ પડે છે, જ્યારે તેમ નથી હોતું, ત્યારે તેનાથી ઉલટું બને છે, એટલે કે, બળાત્કારે ધાક (દહેશત) ના માર્યા છોકરાઓ, શિક્ષકના સામુ જુએ છે ખરા, પણ તે વખતે તેમનામાંથી કેટલાકનું ચિત્ત ઘેર રમવામાં, કે ખાવા પીવામાં ગયેલુ હોય છે, ને કેટલાક, જાણી જોઈને શિક્ષકને ગુંચવવા માટે નકામા પ્રશ્નો પૂછી પૂછી વખત પુરો થઈ જવાની વાટ જોતા હોય છે. તે વખતે તેમનામાથી કોઈને પ્રશ્ન પૂછતાં, શુ પૂછ્યુ તે જાણતા નથી, ને તેથી ગભરાઈ જાય છે

આ પ્રમાણે ન બને તેટલા સારૂ દરેક શિક્ષકમાં શીખવવાના વિષયનુ બહુ બહોળુ જ્ઞાન હોવુ જોઈએ, ને તેથી ભણાવવાના દરેક દરેક વિષયનાં ચાલતાં શાલોપયોગી પુસ્તકો સિવાય, બીજા તો તે વિષયનાં બહારનાં પુસ્તકો પણ વાંચવાની તેમને ખાસ જરૂર છે, તેથી આ આપેલો લેખ તેમને પ્રાચીન ઈતિહાસના કામમાં કંઇક ભૂગોળના કામમા કંઈક મદદગાર થઈ પડશે. એવી આશા છે

**અમરાવતી**—મદ્રાસ ઇલાકામાં ગતુર જિલ્લામાં કૃષ્ણાના કાંઠે આવેલુ એક ગામ, તેની પાસે આંધ્ર દેશની ધાન્યકટક નામની રાજધાની હતી. બુદ્ધનું એક પ્રસિદ્ધ સ્તૂપ અમરાવતીમાં હતુ, તેમાથી કંઇક સંગેમરમર પત્થરનું ચિત્ર કામ, મદ્રાસના પદાર્થોના સંગ્રહમા ગોઠવેલુ છે.

**અયોધ્યા**—ઘોગ્રા (શરયૂ) નદીના કાંઠા ઉપર, ફૈજાબાદ જિલ્લામાં, કોસલ રાજ્યની રાજધાનીનુ શહેર, દશરથ રાજાનું સ્થાન. બૌદ્ધ ગ્રંથોમા સાકેત એ કોસલ રાજાઓની રાજધાની હોવાનુ જણાવેલુ છે, અયોધ્યા અને સાકેત એ એકજ છે.

**અવંતી**—પશ્ચિમ માલવ ઉર્ફે માળવા દેશની રાજધાની, એનેજ ઉજ્જયિની અથવા ઉજ્જેની કહે છે. એ પ્રસિદ્ધ સપ્તપુરી, પૈકીની એક પુરી ગણાય છે.

**અંગ**—ઉત્તર બંગાળામાં મોંગીર અને ભાગલપુર પ્રાંત. એની રાજધાની ચંપા (ભાગલપુર પાસે.)

**આર્યાવર્ત**—હિમાલય અને વિંધ્ય પર્વતની વચ્ચેનો, પૂર્વે સમુદ્રથી પશ્ચિમ સમુદ્ર સુધીનો દેશ.

આંધ્ર—કૃષ્ણા અને ગોદાવરી નદી વચ્ચેના ભાગમાં આ લોક રહેતા હતા. ઐતરેય બ્રાહ્મણમાં તેમનું નામ મળી આવે છે. આંધ્ર રાજ્ય અશોક રાજાનું માંડલિક રાજ્ય હતુ. તે રાજાના મરણ પછી, ત્યાંની સત્તા વધી, તે પશ્ચિમ દિશા ભણી નાશિક સુધી પસરી. તે રાજ્યનો શાલિવાહન વંશ ઘણો પ્રસિદ્ધ હતો, અને તે વંશના રાજાઓ બધા શાતકર્ણી કહેવાતા હતા આ રાજ્ય ઈ સ. પૂ. ૨૨૦ થી ઈ. સ. ૨૪૦ સુધી ચાલ્યુ. અને એટલા વખતમાં ત્રીસ રાજા થયા. એક શાખા આંધ્રભૃત્ય નામે હતી. તેનાથી આંધ્ર રાજ્યની સત્તા કમી થવા લાગી, આંધ્રભૃત્ય રાજ્યની પશ્ચિમ દિશાનો ભાગ અભીર લોકના હાથમાં ગયો, અને દક્ષિણ પશ્ચિમ તરફનો ભાગ કદંબ લોકના કબજામાં આવ્યો. આંધ્ર રાજાઓનું મુખ્ય શહેર અમરાવતી, પ્રતિષ્ઠાન અને વૈજયંતી હતાં.

ઇરાવતી—પરુષ્ણી ( ઋગ્વેદ ) હૈડ્રાઓટિજ (ગ્રીક) ઇરાવતી, (સંસ્કૃત) હાલનુ નામ રાવી

ઉજ્જની—ક્ષિપ્રા નદીને કાંઠે છે, અવંતી, પશ્ચિમ માળવાની રાજધાની. આ માર્ય અને ગુપ્ત સામ્રાજ્યના સરદારોની રાજધાની હતું. શૂર્પારક ( સોપારા ) ભૃગુકચ્છ (ભરૂચ) અને શ્રાવસ્તી તરફથી આવનારા મોટા રસ્તાઓ આ ઠેકાણે એકઠા મળતા હતા, તે ઉપરથી તે મોટું વ્યાપારનું શહેર હતુ; તેમ વિદ્યા અને શાસ્ત્રનું એક મોટુ ધામ હતુ. હિંદુ જ્યોતિષીઓ પહેલુ રેખાંશ અહિંથીજ ગણતા હતા. ( હાલ પહેલુ રેખાંશ, લંડન પાસેના ગ્રીનીચ ગામ આગળથી ગણાય છે )

અપૂર્ણ.

---

## ભૂગોળ સંબંધી જાણવાજોગ હકીકત.

( લેખક —મિ. ધનેશ્વર હરગોવિંદ જોશી–ગોધરા )

દુનીઆમાં નીચેની બાબતોમાં જે સર્વ–શ્રેષ્ઠ માલમ પડ્યાં, તે ભૂગોળના પુનરાવર્ત્તન વખતે શાળામાં ઉપયોગી થાય, એવા હેતુથી આ લેખ અત્રે આપવાનું ઉચિત ધાર્યું છે.

ઇમારત—ઉંચામાં ઉંચી ઇમારત ન્યુયોર્ક શહેરમાં "વુલવર્થ બિલ્ડીંગ" છે, તેની ઉંચાઇ ૭૫૦ ફુટ છે, અને ૫૭ માળ છે.

ઉચ્ચપ્રદેશ—આખી દુનીઆમાં સર્વથી ઉંચો પ્રદેશ તિબેટ છે.

ઓપેરા—પારિસમાં ઓપેરા હાઉસ (નાટકશાળા) પકું વિઘાં જેટલું છે.

ખાણ—કોલસાની ઉંડામાં ઉંડી ખાણ "લેમ્બર્ટ" બેલ્જીયમમાં છે, તેની ઉંડાઇ ૩૪૦૦ ફુટ છે.

ગુફા—અમેરિકામાં "મે મોથ" ગુફા સર્વથી મોટી છે, તેમાં આંધળાં માછલાં છે

ઘંટ—રશિયાના મોસ્કો શહેરનો "ક્રેમલીન" ઘંટ ૬૮ ફુટ ગોળ અને ૨૧ ફુટ ઉંચો છે, ને વજનમાં ૨૦૦ ટન છે.

જુનામાં જુની પાઠશાળા—સર્વથી જુની પાઠશાળા ઓકસફર્ડની છે, તે ઇ. સ ૮૭૨ માં સ્થાપવામાં આવી છે.

ઝાડ—સર્વથી ઉંચા ઝાડ ઓસ્ટ્રેલિયામાં યુકલિપ્ટસનાં છે. તેની ઉંચાઇ ૪૮૦ ફુટ ને વ્યાસ ૨૦૦ ફુટ જોવામાં આવેલ છે.

ઝૂલતો પૂલ—ન્યુયોર્ક અને બ્રુકલીન વચ્ચે ૬૦૦૦ ફૂટ લાંબો ને ૮૫ ફુટ પહોળો છે.

ઠંડામાં ઠંડુ શહેર—દુનીઆમાં અતિ ઠંડું શહેર "વર્કોયાન્સ્ક" છે.

ધોધ—નિઆગરા ધોધ સર્વ કરતાં મોટો છે અને તેની શક્તિનો સારો ઉપયોગ કરવામાં આવે છે. ૩૦—૪૦ માઇલ ધોધનો અવાજ સંભળાય છે.

નદી—સર્વ કરતા વધારે પાણી મહાસાગરમાં લાવનારી નદી આમાઝોન છે, તેમાં દરરોજ પૂર આવે છે મહાસાગરને તે નદી મળ્યા પછી ૨૦૦ માઇલ તેનો પ્રવાહ જોવામાં આવે છે, લંબાઇમાં મોટી મિસુરી નદી છે, તેની કુલ લંબાઇ ૪૨૦૦ માઇલ છે.

નહેરની લંબાઇ—અમેરિકાની "ઇરીકેનલ નહેર" ૩૮૧ માઇલ લાંબી છે.

ન્યુસપેપર—દુનીઆમાં અર્ધ કરતાં વધારે ન્યુસપેપર અંગ્રેજી છાપામાં છપાય છે.

પર્વતનું શિખર—દુનીઆમાં સર્વથી ઉંચુ શિખર હિમાલયનું ગૌરીશંકર કે એવેરસ્ટ છે, તેની ઉંચાઇ ૨૯,૦૦૨ ફુટ છે.

પિરામિડ—કેરો શહેરમાં ૧૨ એકર જમીનપર બાંધેલ ને ૪૮૦ ફુટ ઉંચો છે.

પુસ્તકાલય–પારીસમાં "બિબ્લીઓથિક નેશનલ" પુસ્તકાલયમાં ૨૦ લાખ પુસ્તકો, ૩ લાખ ચોપાનીઆં, ૧।।। લાખ હસ્તલેખો, ૩ લાખ નકશા, ૧।। લાખ સિક્કા, ૧૩ લાખ પિકચરો છે.

મહાસાગર–મોટામા મોટા પાસિફિક મહાસાગર છે.

શહેર–મોટામાં મોટું શહેર લંડન છે, તેની કુલ વસ્તી ૭૦ લાખ જેટલી છે, ને તે શહેર ૧૨૧ ચો. માઇલ જમીનપર છે.

મીઠાપાણીનું સરોવર.—સર્વથી મોટું સુપીરિયર છે, તેનુ ક્ષેત્રફળ૪,૨૦૦ ચો. માઈલ છે.

રણ–સર્વ કરતા વધારે વિસ્તારવાળું સહરાનું રણ છે. તેનું ક્ષેત્રફળ ૨૦,૦૦,૦૦૦ માઇલ છે તેની વધારેમાં વધારે લબાઇ ૩૦૦૦, માઇલ ને પહોળાઇ ૯૦૦ માઇલ છે.

રેલવે–સૌ કરતાં લાંબી–કેનેડામાં "કેનેડીયન પાસિફીક" રેલવે છે.

વરસાદ–સર્વ કરતાં વધારે વરસાદ હિંદુસ્તાનમાં ચેરાપુંજીમાં ૫૨૫ ઈંચ પડે છે.

સમુદ્રની ઉંડાઇ–જાપાનના કાંઠા પાસે સમુદ્ર ૨,૯૧,૧૨૦ ફૂટ ઉંડો છે.

---

## ગણિત શિક્ષણના કેટલાક પ્રશ્નો.

(પુ ૫૯ના ૧ લા અંકથી ચાલુ.)

(રા રા ભોગીલાલ કેશવલાલ પટવા)

(૪) લઘુતમની ટુંકી રીત.

૧૨,૧૫,૧૮,૨૪,૪૫,૭૨,૯૦ આ રકમનો લઘુતમ સામાન્ય ભાજ્ય કહાડો.

ચાલુ રીત.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૩ | ૧૨, | ૧૫, | ૧૮, | ૨૪, | ૪૫, | ૭૨, | ૯૦ |
| ૨ | ૪, | ૫, | ૬, | ૮, | ૧૫, | ૨૪, | ૩૦ |
| ૩ | ૨, | ૫, | ૩, | ૪, | ૧૫, | ૧૨, | ૧૫ |
| ૫ | ૨, | ૫, | ૧, | ૪, | ૫, | ૪, | ૫ |
| ૨ | ૨, | ૧, | ૧, | ૪, | ૧, | ૪, | ૧ |
| ૨ | ૧, | ૧, | ૧, | ૨, | ૧, | ૨, | ૧ |
| | ૧, | ૧, | ૧ | ૧, | ૧, | ૧, | ૧ |

૩ × ૨ × ૩ × ૫ × ૨ × ૨=૩૬૦ જવાબ.

ગણિત શિક્ષણમાં રીત સરળ, ટુંકી, અને ઝટ થાય અને સમજાય એવી જોઈએ. એક પણ આંક કે અક્ષર નકામા લખી સમય વધારવું નહિ.

આ નિયમથી આ રીત તપાસીએ તો આ રીતમાં ૧૭ એકડા નકામા લખવા પડયા છે અને રીત પણ ઘણી લાંબી થઈ ગઈ છે તેથી નીચેની રીત સૂચવુ છુ.

રીત.

૧૮ | ૧૨, ૧૫, ૧૮, ૨૪, ૪૫, ૭૨, ૯૦
 | ૪, ૫

૧૮×૪×૫=૩૬૦ જવાબ.

સમજુતી.

આપેલી રકમમાંથી ૧૨, ૨૪માં સમાઇ જાય છે એટલે ૨૪ નો લઘુતમ કાઢીએ તેમાં ૧૨ નો આવીજ ગયો, માટે ૧૨ ને હિસાબમાં ગણવાની જરૂર નથી. તેજ મુજબ ૧૫ તથા ૪૫, ૯૦માં અને ૧૮ તથા ૨૪, ૭૨મા સમાઇ જાય છે માટે દાખલો કરવા માંડયા પહેલાં જ જે જે રકમો બીજી રકમોમાં બરાબર સમાઈ જાય છે તે રકમો ઉપર છડા માર્યા એટલે હવે ફક્ત ૭૨ અને ૯૦ જ રહ્યા. તેમાંથી સામાન્ય ભાજક ૧૮ બહાર લેતાં ૪ અને ૫ અનુક્રમે રહ્યા. ૪ અને ૫ નો કોઈ સામાન્ય ભાજક નથી, માટે હવે આગળ કરવાની જરૂર નથી. અને તેથી ૧૮ તથા ૪ અને ૫નો ગુણાકાર કરી નાખ્યો તો જવાબ આવ્યો: આ રીત ઘણીજ ટુંકી તેમજ સરળ છે.

બીજો દાખલો ૧૫, ૨૭, ૩૬, ૫૪, ૬૦ નો લઘુતમ કાઢો.

૬ | ૧૫, ૨૭, ૩૬, ૫૪, ૬૦
૩ | ૬, ૯, ૧૦
 | ૨, ૩, ૧૦

૬×૩×૨×૩×૫=૫૪૦ જવાબ

૬૦, ૧૦૫, ૩૫, ૨૧, ૧૪૦, ૮૪, ૨૮
૧૫, ૧૦૫, ૩૫, ૨૧.

૪×૧૦૫ = ૪૨૦ જવાબ

આ દાખલામાં ૪ બહાર કાઢયા પછી બીજી લીટીમાં જે રકમો આવે છે તેને પણ ઉપરનો સમાઈ જતા અંક ઉડાવી દેવાનો નિયમ લાગુ પાડયો છે. આ મુજબ દાખલા કરવામાં જ્યારે પણ એક રકમ ઉડી જતી હોય તો તે રકમ ઉડાવી દેવાથી હિસાબ સહેલો થઇ જાય છે.

૪ | ૪૦, ૨૭, ૩૬, ૪૫, ૬૦
૯ | ૧૦, ૨૭, ૯, ૪૫, ૧૫
 | ૧૦, ૩. ૫

૪×૯×૧૦×૩=૧૦૮૦ જવાબ.

## આંકડાઓની એક રમત.

( લેખક—કાનજીભાઇ ખોડાભાઇ આયર—વીરમગામ. )

ફુરસદની વખતે બેઠા હોઈએ ત્યારે સામા માણસને કોઈ પણ મોટામાં મોટી અથવા નાનામાં નાની રકમ ધારવા કહેવુ, ને પછી તેના અંકોનો સરવાળો કરાવી તે સરવાળો ધારેલી રકમમાંથી બાદ કરાવવો. જે જવાબ આવે તેમાથી ગમ તે એક આંકડો ધારવા કહેવુ, ને બાકી વધે તે આપણને કહે. હવે આપણે તેનો મનમાં ધારેલો આકડો શોધી કાઢવા માટે આવેલી રકમને ૯ વડે ભાગવા ને ભાગ ચલાવતા પુરો ભાગ ચલાવી શેષમાં શૂન્ય લાવવા માટે જે નવો આંકડો જોડવો પડે તે ધારેલો જાણવો. તે નીચેની રીતથી સ્પષ્ટ સમજાશે

ધારો કે સામા માણસને કોઈ પણ રકમ ધારવા કહી, તો તેણે ૯૪૩૭૬૭૨ ધાર્યો, ને તેના આંકડાઓનો સરવાળો કરવા કહ્યુ તો ૯+૪+૩+૭+૬+૯+૨=૩૮ સરવાળો આવ્યો. તે બાદ કર્યો. તો ૯૪૩૭૬૭૨—૩૮ ૯૪૩૭૬૩૪ આવ્યા, તેમાથી સામા માણસે ૭ મનમાં રાખી બાકીના ૯૪૩૬૩૪ રહ્યા તે આપણને કહ્યા પછી આપણે ધારેલો આંકડો શોધી કઢાડવા માટે ૯૪૨૬૩૪–૯ કર્યા ૯૪૩૬૩૪ને નવ વડે ભાગતાં વાર લાગે માટે ૯૪૩૬૩૪ માથી ટુંકામાં ટુંકી રકમ કઢાડવા માટે સરવાળો કર્યો તો ૯+૪+૩+૬+૩+૪=૨૯ આવ્યા તેના પણ આંકડાઓનો સરવાળો કર્યો ૨+૯=૧૧ ને તેનો સરવાળો ૧+૧=૨ ટુંકામાં ટુંકી રકમ આવી, તેને ૯ વડે ભાગવાથી ૯ ) ૨૭ ( ૦ ૭ નવો આંકડો જોડવાથી પુરો ભાગ

૨૭
૦૦

ચાલી રહ્યો માટે ૭ નવો આંકડો તે ધારેલો આંકડો જાણવો. ઉપરની રીતમાં કોઇ પણ ગમે તેટલી મોટામાં મોટી રકમમાંથી છુપાવેલો આંકડો શોધી કઢાય છે. શિક્ષકોએ સાતમા ધોરણના છોકરાઓને ઉપરની રીત શીખવાડવાથી છોકરાઓને વિશેષ આનંદ થશે

(મે એ ઈ. સાહેબનો તા. ૧૩-૫-૨૦ ના હુકમ નં. ૧૯૮૭ ઉપરથી)
ઠરાવ નં. ૧૨૭૫૬
દિલ્હી સરકાર વેપાર અને ઉદ્યોગખાતાનો
જકાતખાતું.
નં. ૨૫૦ હ મુ દિલ્હી તા. ૨૨-૧૧-૧૯.

૧૮૭૮ ની સાલનો અને ૧૯૧૪ ની સાલમાં સુધારેલો સી કસ્ટમ્સ એક્ટ-દરીઆઈ જકાત-ની કલમ ૧૯ થી મળેલી સત્તાને આધારે નામદાર ગવર્નર જનરલ ઈન-કૌન્સીલ ફરમાવે છે કે એડવર્ડ ગેમન્સ નામના માણસે સાન-ફ્રાન્સીસ્કો નામના શહેરમાં પ્રસિદ્ધ કરેલા "ધી ટ્રેજેડી ઓફ ઈન્ડીઆ" નામના નાના ચોપાનીઆની એક પણ નકલ બ્રિટીશ હિંદુસ્તાનમાં સ્થળ કે જળ માર્ગે લાવવાની મના કરવામાં આવે છે.

(સહી) એ. એચ. લે-
સેક્રેટરિ હિન્દ સરકાર.

---

મ. એ. ઈ. સાહેબનો હુકમ નં ૨૭૮૨ તા. ૨-૬-૨૦
મેસર્સ કરમનદાસ નારણદાસ એન્ડ સન્સ બુકસેલર સુરત.

મિ છો. એચ. દેસાઈ કૃત "ઘરમાં રમવાની રમતો" અને "નીતિશાસ્ત્રનાં મૂળ તત્વો ભાગ ૧ લો" જે બન્ને ઈનામ તથા પુસ્તકાલય માટે મંજુર છે. તેની કિંમત આના ચારને બદલે પાંચ આના કરવાની મંજુરી આપી છે આ મંજુરી માત્ર નવી આવૃત્તિ માટે છે.

---

## જાહેરખબર.

નં. ૩૧૩૦

મ ડિરેક્ટર સાહેબ પોતાના તા ૪-૬-૨૦ ના નં. ઇ ૨૧૯૯ના કાગળથી જાહેર કરે છે કે નડિયાદ મ્યુનિસિપલ મેઇન વર્નાક્યુલર સ્કૂલના અંબારામ દાદાભાવા નામના એક વિદ્યાર્થીએ નડિઆદની સરકારી હાઈસ્કૂલમાં દાખલ થવા પોતાને મળેલા ઉપલી સ્કૂલના લીવીંગ સર્ટિફિકેટમાં પોતાની જન્મ તારીખમાં ફેરફાર કર્યો છે. આ કરવાની તેને સત્તા ન હતી, તેથી મ ડિરેક્ટર સાહેબના હુકમ નંબરની તારીખના દિવસથી એક વર્ષ સુધી સરકારે મંજુર કરેલી કોઈ પણ શાળામાં તેને દાખલ કરવાની મના કરવામાં આવી છે.

અમદાવાદ તા. ૧૦-૬-૨૦
હુકમ નં ૩૧૩૧.

સહી જે. એમ, કાદરી.
એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર
ઉત્તર વિભાગ

(મ. એ. ઈ. સાહેબનો તા. ૩૦-૩-૨૦ નો હુકમ નં. ૧૭૬૯૫)

મેસર્સ કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ, બુકસેલર્સ એન્ડ પબ્લિશર્સ સુરતનાએ છાપેલી "ભૂગોળવિદ્યાના મૂળતત્વો ભાગ ૧ લા" ની આઠમી આવૃત્તિ મ. ડિરેક્ટર સાહેબે પોતાના તા. ૨૫-૪-૨૦ ના હુકમ નંબર ૧૯૮૨૩થી મંજુર કરી છે હવે તે નિશાળો તથા લોકને વેચવા માટે છૂટ છે.

---

## જાહેર ખબર.

(મ. એ. ઈ. સાહેબના તા. ૨૬-૫-૨૦ ના હુકમ નં. ૨૫૯૭ ને આધારે)

આથી જાહેર કરવામાં આવે છે કે સુધારેલી ગુજરાતી વાચનમાળાના સંબંધમાં મેસર્સ મેકમિલન અને કંપનિ, મુંબઈ, પાસેથી લેવાતી હકસાઈ તા. ૧ લી એપ્રિલ સન ૧૯૨૦ થી લેવાનું બંધ કરવાનું સરકારે નક્કી કરેલું હોવાથી તે તારીખથી બાળપોથી તથા ૧ લીથી ૭ મી સુધીની ચોપડીઓની કિંમત નીચેના કોઠામાં બતાવ્યા મુજબ ઘટાડવામાં આવી છે -

| બાળપોથી કે ચોપડી તથા પુઠાનો પ્રકાર. | વાચનમાળાની જે આવૃત્તિઓ હાલ છે તેની તા. ૧લી એપ્રિલ સન ૧૯૨૦થી લેવાની કિંમત | તા. ૧લી એપ્રિલ સન ૧૯૨૦ પછી પ્રસિદ્ધ થએલી નવી આવૃત્તિઓની લેવાની કિંમત. |
|---|---|---|
| | રૂ. આ. પા. | રૂ. આ. પા. |
| બાળપોથી, કાગળનું પાતળું પુઠું | ૦—૧—૬ | ૦—૧—૦ |
| પહેલી ચોપડી ,, | ૦—૩—૩ | ૦—૨—૩ |
| બીજી ,, ,, | ૦—૩—૩ | ૦—૨—૩ |
| ત્રીજી ,, કાગળનું જાડું પુઠું | ૦—૪—૬ | ૦—૩—૦ |
| ચોથી ,, ,, | ૦—૫—૬ | ૦—૪—૦ |
| પાંચમી ,, ,, | ૦—૬—૯ | ૦—૪—૬ |
| છઠ્ઠી ,, ,, | ૦—૭—૦ | ૦—૫—૬ |
| સાતમી ,, ,, | ૦—૮—૦ | ૦—૬—૬ |

ડિરેક્ટર ઓવ પબ્લિક ઇન્સ્ટ. ,, ઓફિસ પુના. તા. ૨૨ મે સન ૧૯૨૦. હુકમ નં.

(સહી) જે. જી. કોવર્નટન,
ડિરેક્ટર ઓવ પબ્લિક ઇન્સ્ટ્રક્શન

## નવરોજજી પેસ્તનજી વકીલ સ્કોલરશિપ્સ.

આથી ખબર આપવામા આવે છે કે અમદાવાદ શહેરમાં અગર તેના પરાઓમાં આવેલી સરકારે મંજુર કરેલી કોઈ પણ શાળાની દેશી કન્યાઓને નવરોજજી પેસ્તનજી વકીલની ચાર સ્કોલરશિપો આપવા માટે સને ૧૯૨૦ ના ઑગષ્ટ માસની ૧૧ મી તારીખને બુધવારે તેમજ તે પછીના દિવસોએ સવારના ૧૧ થી તે સાંજના ૫ વાગતા સુધી અમદાવાદની "છોકરીઓ માટેની હાઈસ્કૂલ" ના મકાનમા હરિફાઈની પરીક્ષા લેવામાં આવશે.

૨ પરીક્ષા ઉત્તર વિભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર લેશે પરીક્ષામાં બેસવા માટેની અરજીઓ ઉત્તર વિભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરને સરનામે મોકલવી, અને ૧૧મી જુલાઈ ૧૯૨૦ તારીખે અથવા તે પહેલાં તેમને પહોંચાડવી જોઈએ. તે તારીખ પછી કોઈ પણ અરજી સ્વીકારવામા આવશે નહિ.

૩ ઉમેદવારની ઉમર, પરીક્ષાના વિષયો, સ્કોલરશિપની રકમ તથા તે કેટલો વખત ચાલુ રહે તે વગેરે હકીકત તેને લગતા ધારાઓમાથી મળશે.

ઉ. વિ. ના એ. ઇ. ની ઑફીસ.
અમદાવાદ.
તા. ૧૧ મી. મે. ૧૯૨૦

સહી જે. એસ. કાદરી
એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર
ઉત્તર વિભાગ.

---

## જાહેરખબર.

રાવસાહેબ માધવલાલ હરિલાલ સ્મારક ફંડની.

કોઇ નક્કી કરેલા વિષય ઉપર સૌથી સરસ પાઠ આપવા માટે ગુજરાત અને સુરત જિલ્લા તથા સુરત એજન્સિની કોઇ સ્ત્રી શિક્ષકને માધવલાલ હરિલાલ સ્મારક ઈનામ તરીકે રૂ. ૩૦નાં પુસ્તકો અથવા શિક્ષણના સાધનો આપવાની ગુજરાત વર્નાક્યુલર સોસાઈટિએ ગોઠવણ કરી છે

પરીક્ષા તારીખ ૪ થી ઓક્ટોબર સને ૧૯૨૦ને સોમવારને દિવસે મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજ અમદાવાદની પ્રેક્ટિસિંગ સ્કૂલમાં, કૉલેજના લેડિ સુપરિન્ટેન્ડન્ટ અને પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજના પ્રિન્સિપલ લેશે.

પાઠનો વિષય અને તે જે વર્ગમાં આપવાનો હશે, તે એક કલાક અગાઉ કહેવામાં આવશે.

મધળી અરજીઓ તારીખ ૧૫ મી સેપ્ટેમ્બર સને ૧૯૨૦ સુધીમા પોતાના જીલ્લાના ડેપ્યુટિ એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબ મારફત મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજના લેડિ સુપરિન્ટેન્ડન્ટ તરફ મોકલવી.

પાંચ વર્ષ ઉપરની અને પંદર વર્ષની અંદરની નોકરીવાળી સ્ત્રી શિક્ષિકા આ ઇનામ માટે લાયક ગણાશે.

મહાલક્ષ્મી ટ્રેનિંગકૉલેજ, ફોર વીમેન, અમદાવાદ તા. ૧૬–૪–૨૦ M. E. Chubb. લેડિ સુપરિન્ટેન્ડન્ટ.

---

## જાહેર ખબર.

### રાજકોટ બાર્ટન ફીમેલ ટ્રેનિંગ કૉલેજની સને ૧૯૨૦ ની સાલની પ્રાવેશિક પરીક્ષા.

૧. તમામ નિશાળના માસ્તરો, આસિસ્ટન્ટો અને સ્ત્રીશિક્ષકોને ખબર આપવામાં આવે છે કે આ કૉલેજમાં દાખલ થવાને જે બાઇઓ ઉમેદ રાખતી હોય, તેમની ઉમર, અભ્યાસ વગેરે હકીકતનું પત્રક અને ૧૮૯૩ ની સાલના ગુજરાતશાળાપત્રના પૃષ્ઠ ૨૬૪ મે છાપેલા નમુના પ્રમાણે બનાવી તેમાં માગેલી હકીકત બરાબર પુરી આ જાહેરખબર પહોંચે કે જેમ બને તેમ તાકીદથી અમારી તરફ મોકલવું. તા. ૨૦ મી માહે ઓગસ્ટ સને ૧૯૨૦ પછી આવા પત્રકો લેવામાં આવશે નહિ.

૨. પ્રાવેશિક પરીક્ષા હરકોઇ ઉમરની બાઇ આપી શકશે; પરંતુ જેમની ઉમર પંદર વર્ષથી ઓછી નહિ હશે, તેમજ ૨૫ વર્ષથી વધારે નહિ હશે, તેમને સ્કોલરશિપ મળી શકશે.

૩ પ્રાવેશિક પરીક્ષા કન્યાશાળાના સને ૧૯૦૨ ના જાન્યુઆરિ માસમાં પ્રગટ થએલા ધોરણ પમા પુરાની લેવામા આવશે. જેઓએ છટ્ઠા ધોરણનું સર્ટિફિકેટ મેળવ્યું હશે તેમને પણ આ પરીક્ષામા બેસવુ પડશે.

૪ દાખલ થવા ઉમેદ રાખનાર બાઇઓએ સારી ચાલનું સર્ટિફિકેટ સ્કૂલ કમિટિના મેમ્બરોનું અથવા માન જાણીતા ગૃહસ્થોનું ઉપરના પત્રક સાથે મોકલવું. ઉમેદવારમાં શરીર સબધી કોઈ પણ જાતની ખોડ હોવી ન જોઇએ.

૫. પ્રાવેશિક પરીક્ષા તારીખ ૬ઠ્ઠી સપ્ટેમ્બર સને ૧૯૨૦ ને સોમવારને દિવસે સવારના અગિઆર વાગે કૉલેજના મકાનમા શરૂ થશે.

૬. કૉલેજમાં દાખલ કરવા યોગ્ય જે બાઇઓ માલમ પડશે, તેમની તનદુરસ્તી બાબતની ખાતરી હરસાલ મુજબ કરવામાં આવશે.

રાજકોટ, તા. ૨૮ એપ્રિલ સને ૧૯૨૦

H. M. Fielding,
લેડિ સુપરિન્ટેન્ડન્ટ કાઠિઆવાડ બાર્ટન ફીમેલ ટ્રેનિંગ કૉલેજ—રાજકોટ.

## જાહેર ખબર.

આથી ખબર આપવામાં આવે છે, કે આ કોલેજમાં દાખલ થનાર સ્ત્રીઓની પ્રાવેશિક પરીક્ષા તારીખ ૨૯ મી માહે નવેમ્બર સને ૧૯૨૦ ને. સોમવાર ને રોજ સદરહુ કોલેજના મકાનમાં સવારના ૧૧ વાગેથી લેવામાં આવશે.

પરીક્ષા કન્યાશાળાના નવા છઠ્ઠા ધોરણ પ્રમાણે લેવામાં આવશે. ૧૫ વર્ષથી ઓછી અને ૨૫ વર્ષથી વધારે ઉમરની સ્ત્રીઓને દાખલ કરવામાં આવશે નહિ.

ઉમેદવારોએ પોતાની અરજ છાપેલા ફોર્મ ઉપર કરી મોકલવી.
છાપેલાં ફોર્મ માગેથી અહીંથી મોકલવામાં આવશે.

ઉમેદવારોએ પોતાની અરજ અમને તારીખ ૨૯ મી માહે ઓક્ટોબર સને ૧૯૨૦ સુધીમાં પહોંચે એવી રીતે મોકલવી.

ફોર્મમાં લાયકાત ને ઉમર સંબંધી હકીકત છે, તે છેલ્લી નિશાળનાં મહેતીજી કે મહેતાજીએ પૂરી ત્યાં પોતાની સહી કરવી.

જે ઉમેદવારના ધણી ટ્રેનિંગ કોલેજમાં ભણતા હોય, અથવા દાખલ થવા માગતા હોય, તેમણે તે બાબતની હકીકત જણાવવી.

ટર્મના વચલા ભાગમાં આવનાર વિદ્યાર્થીને મહેરબાન એજ્યુ. ઇન્સ્પે. સાહેબની પરવાનગી વગર દાખલ કરવામાં આવશે નહિ.

મહાલક્ષ્મી ટ્રેનિંગ કોલેજ, ફોર વીમેન, અમદાવાદ તા. ૧૬-૪-૨૦ | M. E. Chubb સહી સુપરિન્ટેન્ડન્ટ.

---

## જાહેર ખબર.

### હટર મેલ ટ્રેનિંગ કોલેજની પ્રાવેશિક પરીક્ષા.

૧ આથી ખબર આપવામાં આવે છે, કે હંટર મેલ ટ્રેનિંગ કોલેજની ચાલુ સાલની પ્રાવેશિક પરીક્ષા તા. ૧૩ માહે સપ્ટેમ્બર સન ૧૯૨૦ સોમવારે સવારના અગિયાર વાગે, અને તે પછીના દિવસોએ રાજકોટ મેલ ટ્રેનિંગ કોલેજના મકાનમાં લેવામાં આવશે. આ પરીક્ષા સાતમા ધોરણમાં થશે, માટે જેમણે સાતમા ધોરણનો અભ્યાસ કર્યો હોય, તેવા વિદ્યાર્થીઓએ હાજર થવું.

૨. અને ૧૮૮૦ ના સપ્ટેમ્બર માસના શાળાપત્રમાં નમુનો છપાયો છે, તે મુજબ મેહેતાજીઓએ સર્ટિફિકેટ આપતાં જણાવવું કે ઉમેદવારની ઉંમર ૧૭ વર્ષથી વધારે. અને ૨૨ વર્ષથી ઓછી છે. તેમ કાંઈ ખોડખાંપણ નથી, ને ચાલચલગત સારી છે. ચાલચલગતની બાબતમાં ખાસ તપાસ કરી પોતાની ખાત્રી કરીનેજ મહેતાજીઓએ સરટિફિકેટ આપવું.

૩. સર્ટિફિકેટમાં ઉમ્મરનાં વર્ષ, માસ અને દિવસ લખવાની સાથે અંગ્રેજી અને ગુજરાતી જન્મતિથિ લખવા ચૂકવુ નહિ.

૪ સત્તર વર્ષ કરતાં નાની ઉમરના ઉમેદવારોને પરીક્ષા આપવા સારૂ મન્જૂરી મેળવવાની જરૂર નથી તે પાસ થશે તોપણ તેને કોલેજમાં દાખલ કરવામા નહિ આવે

૫ બાવીસ વર્ષ કરતાં મોટી ઉમરના વિદ્યાર્થીઓએ પરીક્ષા આપવા માટે, તેમ પાસ થયા પછી કોલેજમાં દાખલ થવા સારૂ, કાઠિયાવાડ એજન્સિના મેહેરબાન એજ્યુકેશનલ ઓફિસર સાહેબ બહાદૂરની ખાસ પરવાનગી મેળવવી પડશે

૬. જે ઉમેદવારે પરીક્ષા પહેલાં બાર માસમા એક કરતા વધારે મહેતાજી પાસે અભ્યાસ કર્યો હોય, તેમણે તે સઘળાનાં સર્ટિફિકેટ લાવવાં. ચાલચલગતની બાબતમાં તો પરીક્ષા પહેલાં એકમાસ અગાઉનું સર્ટિફિકેટ ખાત્રી લાયક ગણુ ગે.

૭ પરીક્ષા થઈ રહ્યા બાદ લાયક જણાયેલા ઉમેદવારોને શરીર સબંધી તપાસ માટે મેહેરબાન દાકતર સાહેબ પાસે મોકલવામાં આવશે. માટે તેઓને અહીં વધારે વખત રોકાવુ પડશે.

૮ દર વર્ષે આવેશિક પરીક્ષાની જાહેર ખબર બનતાં સુધી શાળાપત્રમાં પ્રગટ કરવામાં આવશે, પણ પરીક્ષાની તારીખ ઉતાવળે જાણવાની જેની આતુરતા હશે, તેને રાજકોટમાં રહેતા તેના લાગતા વળગતા તરફથી અગર સ્કોલરો તરફથી તે મળી શકશે, કારણ કે, તારીખ મુકરર થયેથી તુર્ત કોલેજના નોટિસ બોર્ડ ઉપર તે જાહેર કરવાનો રિવાજ છે.

રાજકોટ.
તા. ૨૮ માહે એપ્રિલ
સને ૧૯૨૦

B. K. Katrecha.
એ. પ્રિ. ટ્રેનિંગ કોલેજ.
રાજકોટ.

REGISTERED No B. 43.

પુસ્તક ૫૯ મું.] [અંક ૮ મો

# Gujarat School Paper.

# गुजरात शाळापत्र.

ઓગસ્ટ સને ૧૯૨૦.

અનુક્રમણિકા.



કેળવણી ખાતાના હુકમથી

તંત્રી અને પ્રકાશક (ઓક્ટોબર ૧૯૧૪ થી)
મિ. કેખુશરૂ અરદેસર બાલા, બી. એ.,
પ્રિન્સિપલ, મેલ ટ્રેનિંગ કોલેજ—અમદાવાદ



શ્રી સત્યનારાયણ પ્રિ. પ્રેસમાં પટેલ મોતીલાલ કાશીદાસે છાપ્યું.
સિવિલ ઇસ્પિતાલ સામે ખાનાખાનાનીવાડીમાં—અમદાવાદ.

## સૂચના.

૧. પત્ર સંબંધી લખાણ—એડિટર તરફ મોકલવું. એ મોકલવાનું લખાણ કાગળની એક બાજુએ ચાકખે અક્ષરે લખવું. યોગ્ય લાગશે તો છપાશે નાહ પસંદ કરેલો લેખ ટિકિટ મોકલી તો પાછો મોકલવામાં આવશે.

૨. લેખકને ઉત્તેજન—વિષયો લખી મોકલનારની પૈસાની ખુશી હશે તો પ્રથમથીજ ખબર આપેથી દર છાપેલે પાને યોગ્યતા પ્રમાણે રૂા. ૧) સુધી આપવામાં આવશે. ચર્ચાપત્ર માટે કંઈ આપવામાં નહિ આવે

૩. લવાજમ—વરસ એકનો રૂ. ૧-૩-૦ ટપાલ ખર્ચ સાથે અગાઉથી. વિદ્યાર્થિઓ માટે ૦-૧૦-૦. છુટક અંકના રૂા. ૦-૨-૦; પોસ્ટેજ રૂા. ૦-૦-૬ જુદું.

૪ મનિઓર્ડર—કુપન પર ગામ કે શહેરનું ઠેકાણું સ્પષ્ટ લખવું. તેમજ ત્યાં એકથી વધારે નિશાળો હોય તો નિશાળનો નંબર તથા શાળાપત્ર ઓફિસ તરફથી અપાએલા સરનામાના લેબલ ઉપરનો નંબર લખવો.

### જાહેરખબરના ભાવ.

| મુદ્દત | પેજ | | |
|---|---|---|---|
| | આખુ | અર્ધું. | પા. |
| આખુ વર્ષ. | રૂ ૬૫ | રૂ ૩૪ | રૂ ૨૦ |
| ૭ માસ | રૂ. ૩૫ | રૂ. ૧૮ | રૂ. ૧૨ |
| ત્રણ માસ. | રૂ ૨૦ | રૂ. ૧૦ | રૂ. ૭ |

**છુટક છપામણીનો દર.**

દર ત્રણ લીટીએ રૂ. ૧-૨-૦ રાખ્યા છે.

**આ પત્ર સાથે કોઇ પણ હેંડ બીલ વહેંચવામાં આવશે નહિ.**

૫. શાળાપત્રમાં આપેલી ખાનગી જાહેરખબરોમાં જણાવેલી ચોપડીઓ ખાતાએ મંજુર કરેલીજ હોય એમ હંમેશ હોતું નથી. માટે દરેકને મંજુર કરેલી તરીકે ગણવી નહિ.

૬. દરેક માસના શાળાપત્રનો અંક તે માસની તા. ૨૫ મી સુધીમાં ન મળે તો તે માસની આખર તારીખ સુધીમાં અમને ખબર આપવી કે જેથી તે અંક મોકલવા ગોઠવણ થાય. માસ આખર પછી અંક નહિ મળ્યાની ખબર આપનારને જો અંક સ્ટોકમાં હશે તો છુટક અંક પ્રમાણે કિંમત લઇ મોકલવામાં આવશે.

૭. શાળાપત્રનું વરસ જાન્યુઆરિથી ડિસેમ્બર સુધી ગણવામાં આવે છે માટે વરસની વચમાં જે ગ્રાહક બંધ થવા માગતા હશે તેમને જાન્યુઆરિથી જેટલા અંક તેમને મળ્યા હશે તેટલાની છુટક અંક લેખે કિંમત વસુલ કરવામાં આવશે.

તંત્રી

જોઇએ છે—પાલનપુર સ્ટેટની સ્કૂલો માટે ગુજરાતી તથા ઉર્દુ ટ્રેન્ડ, શિક્ષકો, ફર્સ્ટ સેકન્ડ અને થર્ડઇયર પાસ થયેલા; પગાર ખાલસાના ગ્રેડ મુજબ મળશે. સર્ટિફિકેટની નકલ સાથે લખો નીચે સહી કરનારને.

છોટાલાલ મગનભાઈ એજ્યુકેશનલ ઓફિસર. પાલનપુર.

---

જોઈએ છે—એક પહેલા વર્ષનો ટ્રેન્ડ શિક્ષક, પગાર રૂ. વીસ. દર વરસે યોગ્ય પ્રોમોશન. સર્ટિફિકેટ સાથે નીચેને શિરનામે અરજી કરો.

લાલજી હરજીવન મહેતા.

મેનેજર, જસરાજ નાગરદાસ ગુ. સ્કુલ બોર્ડ હરાંચી.

---

જોઇએ છે—ટ્રેન્ડ ઉર્દુ શિક્ષક, તથા ગુજરાતી શિક્ષક, ને ટ્રેન્ડ. ગુજરાતી સ્ત્રીશિક્ષકો, પગાર લાયકાત પ્રમાણે

હેડ મા. મનસુખલાલ પ્રભુદાસ

મ. શા. મો. તા કપડવણજ

---

## જાહેરખબર.

અત્રેની ગુજરાતી પ્રાથમિક શાળાઓ માટે ટ્રેનિંગ કોલેજમા પસાર થયેલા શિક્ષકોની જરૂર છે, માટે ઉમેદવારોએ અસલ સર્ટિફિકેટની નકલ સાથે જાત, ઉંમર, રહેવાનુ ગામ માગતા પગારના આંકડા સાથે અરજી કરવી તા ૨૧—૭—૨૦.

દીવાન સંસ્થાન દેવગડ બારીયા

---

બુકસેલર લલ્લુભાઇ નારણદાસ શાહ, લીમડાચોક-સુરત

અમારી દુકાને શાળામા ચાલતી તમામ બુકો તથા સ્ટેશનરી કાગળો વગેરે, ઓછે ભાવથી આપવામાં આવશે માટે અમારી દુકનેથી ખરીદવાની કૃપા કરવી.

---

## જાહેર ખબર

દેવગઢ બારિઆ સસ્થાનની ગુજરાતી શાળાઓ વાસ્તે શિક્ષક અને શિક્ષિકાઓ જોઈએ છે પગાર તથા મુદતી વધારા નીચે મુજબ—

(૧) વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા પાસ થયેલા માટે રૂ ૧૬ થી રૂ. ૨૮.

(૨) ટ્રેનિંગ કોલેજની પહેલા વર્ષની, બીજા વર્ષની, અને ત્રીજા વર્ષની પરીક્ષા પાસ થયેલા માટે અનુક્રમે રૂ ૨૦ થી રૂ. ૩૦) રૂ ૨૫ થી ૪૦, રૂ. ૩૦ થી રૂ. ૫૦.

## સૂચના.

૧. પત્ર સંબંધી લખાણ—એડિટર તરફ મોકલવું. મોકલવાનું લખાણ કાગળની એક બાજુએ-ચોકખે અક્ષરે લખવું. યોગ્ય લાગશે તો છપાશે નાહ પસંદ કરેલો લેખ ટિકિટ મોકલી તો પાછો મોકલવામાં આવશે.

૨. લેખકને ઉત્તેજન—વિષયો લખી મોકલનારની પૈસા લેવા ખુશી હશે તો પ્રથમથીજ ખબર આપેથી દર છાપેલે પાને પ્રમાણે રૂ. ૧) સુધી આપવામાં આવશે. ચર્ચાપત્ર માટે કંઈ નહિ આવે.

૩ લવાજમ—વરસ એકનો રૂ. ૧-૩-૦ ટપાલ ખર્ચ અગાઉથી. વિદ્યાર્થીઓ માટે ૦-૧૦-૦. છુટક અંકના રૂા પોસ્ટેજ રૂા ૦-૦-૬ જુદું.

૪ મનિઓર્ડર—કુપન પર ગામ કે શહેરનું ઠેકાણું સ્પષ્ટ તેમજ ત્યાં એકથી વધારે નિશાળો હોય તો નિશાળનો નંબર તથા શાળાપત્ર ઓફિસ તરફથી અપાએલા સરનામાના લેબલ ઉપરનો નંબર લખવો.

## જાહેરખબરના ભાવ.

| મુદત | પેજ | | |
|---|---|---|---|
| | આખું | અર્ધું. | પા. |
| આખુ વર્ષ. | રૂ. ૬૫ | રૂ. ૩૪ | રૂ. ૨૦ |
| ૭ માસ. | રૂ ૩૫ | રૂ ૧૮ | રૂ. ૧૨ |
| ત્રણ માસ. | રૂ ૨૦ | રૂ. ૧૦ | રૂ. ૭ |

છુટક છપાવવાનો દર.

દર ત્રણ લીટીએ રૂ. ૧-૨-૦ રાખ્યા છે.

આ પત્ર સાથે કોઈ પણ હેંડબીલ વહેંચવામાં આવશે નહિ.

૫ શાળાપત્રમાં આપેલી ખાનગી જાહેરખબરોમાં જણાવેલી ચોપડીઓ ખાતાએ મંજુર કરેલીજ હોય એમ હમેશ હોતું નથી. માટે દરેકને મંજુર કરેલી તરીકે ગણવી નહિ.

૬. દરેક માસના શાળાપત્રનો અંક તે માસની તા. ૨૫ મી સુધીમાં ન મળે તો તે માસની આખર તારીખ સુધીમાં અમને ખબર આપવી કે જેથી તે અંક મોકલવા ગોઠવણ થાય. માસ આખર પછી અંક નહિ મળ્યાની ખબર આપનારને જો અંક શિલકમાં હશે તો છુટક અંક પ્રમાણે કિંમત લઈ મોકલવામાં આવશે.

૭ શાળાપત્રનું વરસ જાન્યુઆરિથી ડિસેમ્બર સુધી ગણવામાં આવે છે માટે, વરસની વચમાં જે ગ્રાહક બંધ થવા માગતા હશે તેમણે પાછલા જોઈતા અંકો તેમને મળ્યા હશે તેટલાની છુટક અંક લેખે કિંમત લેવામાં આવશે.

તંત્રી

જોઇએ છે—પાલનપુર સ્ટેટની સ્કુલો માટે ગુજરાતી તથા ઉર્દુ ટ્રેન્ડ, શિક્ષકો, ફર્સ્ટ સેકન્ડ અને થર્ડયીઅર પાસ થયેલા; પગાર ખાલસાના ધોરણ મુજબ મળશે. સર્ટીફીકેટની નકલ સાથે લખો નીચે સહી કરનારને.

છોટાલાલ મગનભાઈ એજ્યુકેશનલ ઓફિસર. પાલનપુર.

---

જોઈએ છે—એક પહેલા વર્ષનો ટ્રેન્ડ શિક્ષક, પગાર રૂ વીસ, દર વરસે યોગ્ય પ્રોમોશન સર્ટિફિકેટ સાથે નીચેને શિરનામે અરજી કરે.

લાલજી દરજીવન મહેતા.

મેનેજર, જસરાજ નાગરદાસ. ગુ સ્કુલ બંદરરોડ કરાંચી.

---

જોઇએ છે—ટ્રેન્ડ ઉર્દુ શિક્ષક, તથા ગુજરાતી શિક્ષક, ને ટ્રેન્ડ ગુજરાતી સ્ત્રીશિક્ષકો, પગાર લાયકાત પ્રમાણે.

હેડ મા મનસુખલાલ પ્રભુદાસ
મ. શા મો. તા કપડવણજ

---

## જાહેરખબર.

અત્રેની ગુજરાતી પ્રાથમિક શાળાઓ માટે ટ્રેનિંગ કોલેજમાં પસાર થયેલા શિક્ષકોની જરૂર છે, માટે ઉમેદવારોએ અસલ સર્ટિફિકેટની નકલ સાથે જાત, ઉમર, રહેવાનુ ગામ મળતા પગારના આંકડા સાથે અરજી કરવી તા ૨૧—૭—૨૦.

દીવાન સંસ્થાન દેવગડ બારીયા

---

બુકસેલર લલ્લુભાઇ નારણદાસ શાહ, લીમડાચોક-સુરત

અમારી દુકાને શાળામાં ચાલતી તમામ બુકો તથા સ્ટેશનરી કાગળો વગેરે, ઓછે ભાવથી આપવામાં આવશે માટે અમારી દુકાનેથી ખરીદવાની કૃપા કરવી.

---

## જાહેર ખબર.

દેવગઢ બારિયા સંસ્થાનની ગુજરાતી શાળાઓ વાસ્તે શિક્ષક અને શિક્ષિકાઓ જોઈએ છે પગાર તથા મુદતી વધારો નીચે મુજબ—

(૧) વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા પાસ થયેલા માટે રૂ ૧૬ થી રૂ. ૨૦.

(૨) ટ્રેનિગ કોલેજની પહેલા વર્ષની, બીજા વર્ષની, અને ત્રીજા વર્ષની પરીક્ષા પાસ થયેલા માટે અનુક્રમે રૂ ૨૦ થી રૂ. ૩૦) રૂ. ૨૫ થી ૪૦, રૂ. ૩૦ થી રૂ. ૫૦.

વર્નાક્યુલર ફાઈનલ પરીક્ષા પાસ કરેના શિક્ષકોને દશ વર્ષ નોકરી કર્યા પછી વીસ ટકા સુધી ટ્રેનિગ કોલેજના પહેલા વર્ષની પરીક્ષા પસાર કરેલાની પાયરીમા મુકવામા આવશે અને ટ્રેનિગ કોલેજની પહેલા વર્ષની, બીજા વર્ષની અને ત્રીજા વર્ષના પરીક્ષા પાસ કરેલા શિક્ષકોને વીસ વર્ષ નોકરી કર્યા પછી દશ ટકા સુધી પસદગીથી અનુક્રમે રૂ. ૩૫) ૫૦) ૫૫) સુધી લઇ જવામા આવશે.

સદરહુ નોકરી અખંડિત હશે તો પેન્શન મળવાને યોગ્ય ગણાશે. ઉમેદવારોએ સર્ટિફિકેટની કોપી સાથે અરજીઓ તાબડે મોકલવી.

દેવગઢબારિઆ. તા ૨૦-૭-૧૦ } B. L. Kaji ઈન્સ્પેકટર ઑફ સ્ટેટ સ્કૂલ્સ.

જોઇએ છે—ઉર્દુ ટ્રેન્ડ અને અનુભવી શિક્ષકો પગાર અનુભવ અને લાયકાત મુજબ કિન્ડરગાર્ટનના અનુભવીઓને સારો ચાન્સ આપવામા આવશે. પ્રમોશન સારા આપવામા આવે છે. પ્રોવિડન્ટ ફંડ પણ ખોલવામાં આવ્યુ છે. શિક્ષકો માટે મકાન તૈયાર થાય છે બે ચાર મહિનામાં તૈયાર થએથી તે ૫૫ ફ્રી મળશે જેઓની ઇચ્છા હોય તેમણે પોતાની લાયકાતના સર્ટિફિકેટ સાથે તથા પોતાના અનુભવની હકીકત સહિત નીચેના સરનામે અરજી કરવી. હેડ માસ્તર

મદ્રસએ શૌકતે ઇસ્લામ.
વથલી ( સોરઠ ) ( કાઠીઆવાડ. )

જોઇએ છે—બાળાની મદ્રાસા સારૂ ઉર્દુ ટ્રેનિગ પામ અને અગ્રેજી સારૂ જાણનાર અનુભવી હેડ માસ્તર અને શોહરકો સર્ટિફિકેટ સાથે અનુક્રમીએ. અરજી કરવી પગાર લાયકાત મુજબ

લખો—અન્જુમન અનવારુલ ઇ. મ. સેક્રેટરી
ધાનારડ ( કાઠીયાવાડ. )

---

---

# ગુજરાત શાળાપત્ર.

પુસ્તક ૫૯ મું. ઑગસ્ટ સને ૧૯૨૦ અંક ૮ મો.

## નોંધ.

### (૧) ઉચ્ચતર કેળવણીમાં ગુજરાતીને સ્થાન

અત્યારસુધી કેળવણીના વિષયોમાં ગુજરાતી ભાષાના વિષયશિક્ષણનું સ્થાન ગૌણપદે હતું. પ્રાથમિક કેળવણીનું શિક્ષણ ગુજરાતીમાંજ અપાય છે. માધ્યમિક શાળાઓમાં ગુજરાતી શીખવાય છે, પરંતુ તે વિષયને સ્કુલ લીવીંગ પરીક્ષાનો વિષય ન ગણવાથી તેનું પરિપૂર્ણ જ્ઞાન મેળવવા માટે લક્ષ દેવામાં વિદ્યાર્થીઓ કેટલેક અંશે કાળજી ન રાખે એ સ્વાભાવિક છે. ઉચ્ચતર એટલે કૉલેજની કેળવણીમાં માત્ર એમ. એ. ની પરીક્ષામાંજ ગુજરાતી વિષયની આવશ્યકતા સ્વીકારાઈ છે. મર્હૂમ જસ્ટિસ રાનડેના સતત પ્રયત્નોને પરિણામે આ બની શક્યું હતું. તે પછી મુંબાઈ યુનિવર્સિટિ સમક્ષ ગુજરાતી ભાષા માધ્યમિક શાળાઓમાં વિશેષ શીખવાય તેવા હેતુથી વારંવાર કેટલીક સૂચનાઓ અને દરખાસ્તો રજુ થએલી હતી પરંતુ તેનો સ્વીકાર થયો નથી. છેક થોડા સમય ઉપર મુંબાઈ યુનિવર્સિટિએ એક અગત્યનો ઠરાવ પસાર કરી ગુજરાતી ભાષાના વિષયને બી. એ. ની પરીક્ષાના વિષયોની યાદીમાં સ્થાન આપ્યું છે. આ યોજના ખરેખર સ્તુત્ય છે. ગુજરાતી ભાષા અને તેના સાહિત્યનું જ્ઞાન બી. એ. પાસ થઈ નીકળતા વિદ્યાર્થીઓને આજ સુધી નહિ જેવુંજ મળતું. તેનો પરિચય કે રુચિ પણ ભાગ્યેજ માલુમ પડી આવતાં. આશા છે કે આથી ગુજરાતી ભાષાના શિક્ષણ માટે યોગ્ય અધ્યાપકો કૉલેજોમાં નિમાશે, અને ગુજરાતી સાહિત્ય પ્રતિ પ્રેમ અને ભક્તિ વિશેષ ખીલશે. અત્રે મળેલી ગુજરાતી સાહિત્યપરિષદે એક ગુજરાતી કૉલેજ સ્થાપવાનો ઠરાવ પસાર કર્યો છે તે કૉલેજના પણ મુખ્ય હેતુ ગુજરાતી ભાષા તથા સાહિત્યનું જ્ઞાન અને વૃદ્ધિ છે. તે કૉલેજ કેવા સ્વરૂપની હોવી જોઈએ તે વિષે કેટલીક ચર્ચા જૂન માસની આખરે પ્રિ૦ આનંદશંકર-

ટીપ:—સપ્ટેમ્બર ઑક્ટોબરનો અંક ભેગો પ્રસિદ્ધ થશે.

ભાઈઓ અને બીજા સભ્યોએ અહિં કરી હતી. મુખ્ય ઉદ્દેશ આદર્શમય ગુજરાતી કૉલેજ સ્થાપવાનો છે. ગુજરાતી વાઙ્મયની અભિવૃદ્ધિનો વિચાર તેના સંચાલકો રાખે છે. આ કૉલેજ સત્વર મૂર્ત સ્વરૂપ ધારણ કરે અને આમ ગુજરાતી સાહિત્યનું ઉત્થાન વિશેષ ફળદ્રુપ અને સુન્દર બને એમ અમે ઇચ્છીએ છીએ.

## (૨) હિંદી સ્ત્રીઓની યુનિવર્સિટિ. (શારદાપીઠ)

સ્ત્રીકેળવણીની અગત્ય વિષે હવે મતભેદ છેજ નહિ. માત્ર સુધારક મતભેદ કેળવણીના સ્વરૂપ વિષે પ્રવર્તે છે. આપણા ઇલાકામાં સ્ત્રીશિક્ષણ માટે સરકારી નિશાળો ઉપરાંત કેટલેક સ્થળે મહિલાવિદ્યાલય અને વનિતાવિશ્રામ જેવી સંસ્થાઓ પણ છે આમાં પ્રો. કર્વે નામના એક સ્વાર્થત્યાગી પરહિતૈષી સજ્જને પુનામાં એક વિધવાશ્રમ સ્થાપી વિધવાઓનાં જીવન ઉન્નત તેમજ હિતકર બને એવા પ્રયાસો આદર્યા છે. તેમણે થોડાં વર્ષો ઉપર એક સ્ત્રીઉપયોગી વિદ્યાપીઠની સ્થાપના કરી છે. તેને અંગે એક સ્વતંત્ર રીતની તેમજ સ્ત્રીઓને અનુકૂળ વિષયો જેમાં શીખવી શકાય એવી એક પાઠશાળા પણ સ્થાપી છે. આજના સમયમાં કોઈ પણ સંસ્થા પુષ્કળ પૈસા વિના નભાવવી બહુ ફાવતી નથી. આ સંસ્થાની ઉપયોગિતા કંઈ તેમજ સ્ત્રીઓ ઉચ્ચતર કેળવણી માટે અધિકારી છે એમ સમજી એક ઉદાર ધનાઢ્ય પુરુષ સર. વિઠ્ઠલદાસ ઠાકરશીએ પંદર લાખ રૂપીઆ એ યુનિવર્સિટિને બક્ષીસ કર્યા છે. આ કિમ્મતી મદદ કરનાર સર. વિઠ્ઠલદાસનું અનુકરણ અન્ય ધનાઢ્ય પુરુષો કરશે અને સ્ત્રીકેળવણીની જે સંસ્થાઓ માત્ર આર્થિક કારણોથી નિર્બળ સ્થિતિમાં હોય તેનો સત્વર પુનરુદ્ધાર કરશે. સર વિઠ્ઠલદાસની રકમનો અમુક ભાગ આ શહેરના લાભ અર્થે મળ્યો છે એ આનન્દની વાત છે. અમદાવાદમાં પણ જે કન્યાઓ કે સ્ત્રીઓ સરકારની દેખરેખ નીચે ચાલતી મોટી પાઠશાળામાં જવા નારાજ હશે તેમને આ પાઠશાળામાં ભણવાનો લાભ મળશે. આમ અમદાવાદ પણ સર. વિઠ્ઠલદાસનો જેટલો ઉપકાર માને તેટલો ઓછોજ છે. સ્ત્રીકેળવણીની સંસ્થાઓ અને શાળાઓ આમ સત્વર વિકાસ પામે અને સ્ત્રીવર્ગ પોતાને આવશ્યક કેળવણી મેળવી જીવન ઉન્નતતર, સંસ્કારી અને ઉપયોગી બનાવે એથી વિશેષ ઇષ્ટ શું હોઈ શકે?

શાળાપત્ર ઑફિસ.

---

જાહેર ખબર—ટ્રે. રા. ટ્રે. કૉલેજની વાર્ષિક પરિક્ષા તા. ૧૦ મી ,, [illegible] કૉલેજના મકાનમાં શરૂ થશે. તંત્રી.

# વાચન વિષે વિશેષ વિચાર.

(લેખક મિ. વૃજલાલ કલ્યાણજી પારેખ ભાયાવદર–કાઠિઆવાડ.)

(૧) ચોપડીની પ્રસ્તાવના અને તે વિષે સરક્યુલર થયા હોય તે ધ્યાનમાં રાખી તે પ્રમાણે વર્તવુ

(૨) શીખવવાના પાઠ શિક્ષકે તૈયાર કરવા જોઈએ, એટલે તેમાં કઈ કઈ વસ્તુ બતાવાની છે; કયો પ્રયોગ કરવાનો છે; તેના વિષે શી સમજણ પાડવાની છે, અને છોકરાઓને અઘરૂં શું શુ લાગશે તે પ્રથમ વિચારી જવુ જોઈએ.

(૩) વાચનપાઠમાં વાચવુ, સમજવુ, અને યાદ રાખવું, એ પણ કામ છે. બધાં ધોરણમાં એ ત્રણે બાબત ઉપર વધતુ ઓછુ નીચે પ્રમાણે ધ્યાન આપવાનુ છે.

પહેલા ધોરણમાં વાચનપર ઘણુંજ, સમજણપર સહેજ, અને યાદ રાખવાપર બીલકુલ નહિ બીજા ધોરણમા વાચનપર ઘણું, સમજણપર સરખુ અને યાદ રાખવાપર થોડું, મતલબ બોલી જા એમ છોકરાઓને કહેવું નહી, પણ પ્રશ્ન પૂછી મતલબ કઢાવવી. ત્રીજા ધોરણમાં વાચન ને મતલબપર સરખુ અને સમજપર વધારે. ચોથા ધોરણમાં સમજપર અને મતલબ યાદ રાખવાપર સરખું ને વાચનપર વધારે. પાચમા છઠ્ઠા ને સાતમા ધોરણમા મતલબ યાદ રાખવાપર ઘણું ને વાચનપર સહેજ

(૪) વાચન શુદ્ધ, સ લ, અને રસભર્યું જોઈએ.

(૧) શિક્ષકે હળ મારે વાચી બતાવવું (૨) શબ્દજ્ઞાન બરાબર થાય, અને ઉચ્ચાર સુધર્યા હોય તો શુદ્ધ વંચાય સ્થાનનો, અર્થનો કે વાણીસ્થાનનો, એ ત્રણમાંથી જે દોષ જણાય તે દૂર કરવા પ્રયત્ન કરવા (૩) વિરામચિહ્ન મૂકયાં હોય તે પ્રમાણે વિરામ લઈ વચિ તો સરલતાથી વંચાય ઉતાવળે કે અચકાતાં વાચે તો તે સરલ ન કહેવાય, સંબંધ પ્રમાણે વાક્યના ભાગ પાડી બોલીએ તેમ વાંચવુ જોઈએ. (૪) લખાણમાં જેવો ભાવ હોય, તેવો ભાવ પોતાને તથા સાંભળનારને ઉત્પન્ન થાય તેનું નામ રસભર્યું વાચ્યું કહેવાય, રાગડો કાઢીને કે, ડોળ ઘાલીને વાચે એ રસભર્યું ન કહેવાય.

(૫) શબ્દાર્થ, વ્યુત્પત્તિ, વ્યાખ્યા, પૃ સ્થેદ, અને વાક્યનું વિવેચન વખતે ઠેકાણે કરવાથી વાચનપાઠ સમજાય છે. વાંચેતુ મોઢે બોલે ને સમજણ નહિ કહેવાય.

(૬) વારે વારે મતલબ પૂછવાથી ને સ્લેટમાં લખાવી જોવાથી મતલબ યાદ રહે છે. વગર સમજણે ગોખી જવાથી યાદ રહેતુ નથી વર્ગની સામાન્ય પરીક્ષા કર્યા પછી છોકરાવાર પરીક્ષા લેવી. જે પાઠની પરીક્ષા કરવાની હોય તેમાંના અઘરા શબ્દો, વાક્ય, અને આખા પાઠનો સાર વર્ગમાં પૂછી જોવાથી શીખવેલું કેટલુ આવડ્યુ તે સારી રીતે જાણી શકાય છે નબળા છોકરાંની પ્રથમ પરીક્ષા, વખત બચે તો બીજાઓની, વચ્ચે વચ્ચે સવાલ બધાને પૂછતા રહેવું. એમ નહિ થાય તો બીજા છોકરા કંટાળશે, ને બીજામા મન ઘાલી તમને હરકત કરશે.

## લામા *

( મિ. કમળરૂ મણિભાઈ દેશાઈ નાણાવટ સ્કૂલ ન ૨૨ સુરત )

લામા એક વિચિત્ર જાનવર છે. એની જન્મભૂમિ દક્ષિણ અમેરિકા છે દુનીઆના બીજા દેશોમાં એ જોવામા આવતા નથી દક્ષિણ અમેરિકાના રેવાસી પહેલાં એ જાનવરને પાળતા હતા, કારણ કે ત્યાં કોઈ એવુ જાનવર ન હતુ કે જેને પાળી લોકો પોતાનુ કામ ચલાવે. ઘોડા, બળદ વગેરે જે જાનવર પળાતા ત્યાં જોવામા આવે છે તે તો હાલ બીજા દેશોમાથી તેઓ લાવ્યા છે એ દેશમાં મુખ્ય પળાતુ જાનવર કેવળ લામ જ છે.

એ જાનવરમા વિચિત્રતા એ છે કે એના શરીરની બનાવટમાં બીજા જાનવરોના (દેહના) આકારની મેળવણી છે. એનું માથુ અને પગ ઊંટના જેવા છે. ગરદન પણ ઊંટના જેવી છે, પણ દેહ હરણના શરીરને મળતી આવે છે. એ સિવાય એના શરીરના વાળ ઘેટાંના ઊન જેવા હોય છે. તથા એ ઘોડાની પેઠે હણહણે છે

લામાની ચાર જાત છે. લામા, આલપાકા, ગુઆનાકો, ને વીકુના. લામાને દક્ષિણ અમેરિકાના નિવાસી પુરાણા સમયથી પાળતા આવે છે. એ લોકો એને ભાર લાદવા તથા સવારીના કામમાં લેતા હતા. લામાની

---

*હિંદી ઉપરથી.

**શરૂઆત**

સવારના બિછાના પરથી ઉઠયા પછી બાકી રહેતી ઊંઘ અને આળસને દૂર કરવા માટે આપણે શી શી યોજના કરીએ છીએ તે પુછી બાળાઓ પાસે જુદી જુદી ગરમ પીવાની ચીજોનાં નામ કઢાવવાં. (ચા, કોફી, કોકો) સુધી ચા અને કોફીનો ભુકો પરખાવવો.

| શીખવવાની બાબત. | શીખવવાની પદ્ધતિ. |
|---|---|
| **મુખ્ય વિષય.** | |
| ઊંઘ અને આળસને દૂર કરવા સાથે શરીરમાં તેજી, કૌવત અને ગરમી લાવવાને માટે, તથા દરદીનો તાવ અટકાવવા માટે કોફી ઉપયોગી છે. | બાળાઓના હાથમાં થોડોક કોફીનો ભુકો આપી તેના ગુણ કઢાવવા. આ સાથે કોફીની સરખામણી. |
| કોફી એ એક જાતના છોડના બીઆને સુકવી શેકીને તૈયાર કીધેલા બીઆનો ભુકો છે. | કોફીનો છોડ બતાવવો. ચિત્રની ઓળખ કઢાવવી |
| સેકેલા બીઆનો રંગ ઘેરો તપખીરીઓ છે, અને તેનો આકાર લંબગોળ ઈંડાના જેવો છે. આ બીઆંને આપણે બુંદદાણા કહીએ છીએ. એના છોડવા બારે માસ લીલા રહે છે. | બાળકોના હાથમાં શેકેલા તથા શેકયા વગરના બુંદદાણા આપી બન્ને વચ્ચેનો ફરક કઢાવવો, અને આપણે જે ભુકો જોયો તે સેકેલા દાણાનો તૈયાર કીધેલો ભુકો છે, જેનો આપણે કોફીનું પીણું તૈયાર કરતી વેળા ઉપયોગ કરીએ છીએ તે કઢાવવું. દાણાને મળતા આકારનું ચિત્ર માંડી બતાવવા કહેવું, અને તેઓ પાસે કઢાવવું કે આ દાણા તે ઝાડનાં બીઆં છે, જેને રોપવાથી બારે માસ લીલા રહે એવા છોડવા ઉગે છે. |

છોડનું વર્ણન—

બુંદદાણાના છોડ ગરમ દેશોમાં ઉગે છે; તેઓ આસરે ૬ થી ૮ ફુટ ઉંચા હોય છે. તેના પાંદડાં લાંબા, અણીદાર, ચળકતા લીલા રંગના હોય છે, અને ફૂલ ચંપેલીના જેવાં સફેદ હોય છે. ફૂલના ઝુમખા ડાળી ફુટેલી-હોય છે તેની નજદીકમાં ઉગે છે. ફૂલો એકી વેળા જથાબંધ ઉગવાથી દેખાવ ખુશનુમા લાગે છે. એનાં ફૂલ જેટલી ઝડપથી ઉગે છે તેટલી ઝડપથી સુકાઈ ને તે ખરી પડે છે. પાંખડી ખરી પડયા પછી ફૂલોની જગાએ નાના ઘેરા લાલ રંગના ફળો ઝુમખામાં નજરે પડે છે

દરેક ફળમાં માવાદાર ભાગની વચ્ચે બે બીઆ એકેકને વળગીને પડેલાં છે; આ બીઆં તે છે કે જેને આપણે કાચા બુંદદાણા કહીએ છીએ. કાચા બુંદદાણામાં સ્વાદ કે સોડમ જેવું કંઈ નથી.

બુંદદાણાનો છોડ ઘણું કરીને ચાના છોડની માફક ડુંગરના ઢોળાવ પર રોપવામાં આવે છે.

કોફીના છોડ માટે નવાઈ જેવું છે કે જો તેને સપાટ સિનારાવાળી જમીનપર રોપવામાં આવે તો તેના પર ફળ ઘણા મોટા જથામાં ઉગેછે.

બુંદદાણાનો છોડ યા ચિત્ર બતાવી બાળાઓ પાસે તેનાં પાંદડાં તથા ફૂલનું વર્ણન કઢાવવું.

છોડની ઉંચાઈની સરખામણી બાળાઓની પોતાની ઉંચાઈ સાથે કરાવવી, અથવા તો તેટલી ઉંચાઈ ભીંતપર મપાવવી.

ફૂલ ખરી પડયા પછી ફળ ઉગે છે એ બાળાઓ પાસે કઢાવવું.

ચિત્રમાંથી ફળ અને બીઆં દેખાડાવવા કહેવું

બાળાઓને કાચા શેક્યા વગરના અને શેકેલા બુંદદાણા આપી જુદા કઢાવવા ( ચખાડીને ) કાચા દાણાની શેકેલા દાણા સાથે સરખામણી કરાવવી.

બુંદદાણાના છોડ ઢોળાવવાળી જગામાં ઉગાડવામાં આવે છે તે કહેવું, અને તેનું કારણ કઢાવવું. ચાના છોડ માટે પણ એવીજ જગા પસંદ કરવામાં આવે છે તે જણાવવું.

'સપાટ જગામાં ઉગાડેલા છોડ વિષે કંઈક જણાવવું.

ખરાં, પણ ગુણમાં તેઓ ઉતરતા હોય છે. જ્યારે ઢોળાવવાળી જમીનપર રોપવાથી જો કે ફૂલોનો જથ્થો ઓછો થાય છે તોપણ ગુણમાં તે વધારે ચઢિયાતો છે

નાના છોડવાને શરૂઆતમાં ઘણીજ કાળજીથી વારંવાર પાણી આપવામાં આવે છે. બે વર્ષના છોડ થયા પછી ફળ આપે છે, અને લગભગ અઢારથી વીસ વર્ષ સુધી ફળ આપવાનું ચાલુ રાખે છે. ઘણું કરી મે માસમાં એનાં ફળ પાકી તૈયાર થાય છે; ફળની બહારની છાલ જ્યારે પાકીને ચીમરાવવા માંડે છે, ત્યારે ખેડુતો છોડની નીચે કપડું પાથરી ધીમેથી છોડને હલાવે છે તેથી તૈયાર થએલાં ફળો નીચે કપડા પર ખરી પડે છે આ ફળોને કેટલાક દિવસ તડકામાં સૂકાને પછી તેને ૧ચરાવડે છહીને (અથવા ચરઆમાં પીલીને છોતરા ઉખેડે છે.

નાના છોડવા પર ઘણી કાળજી શા માટે રાખવામાં આવે છે તેનું કારણ કહેવવું.

છોડ બે વર્ષના થયા પછી ફળ આપે છે અને લગભગ અઢારથી વીસ વર્ષ સુધી ફળ આપવાનું ચાલુ રાખે છે, અને મે માસમાં ફળ પાકી તૈયાર થાય છે એ બાળાઓને જણાવવું.

છોડપરથી ફળ મેળવવાની વીગત સમજાવવી

બુંદ દાણા સેકવાની રીત.

આવી રીતે મેળવેલા બીઆને કેટલાક દિવસ તડકામાં સૂકવી, સહેજ ઘી લગાડી ભઠ્ઠીમાં ભુંજે છે. શેકતી વેળા તેને વારંવાર ફેરવવાની તથા દાણો બળી ન જાય તેની ખાસ સંભાળ રાખવાની ઘણી જરૂર છે.

બની શકે તો કોફી શેકવાની વર્ક યા તો ચિત્ર બતાવી વીગત સમજાવવી અને બાળાઓના મન પર ઠસાવવું કે શેકયા પછીજ બુંદદાણામાં આપણે જોઈએ તેવો સ્વાદ અને સોડમ આવેછે.

શેકીને તૈયાર કરેલા દાણાને દળવાથી આપણે વાપરીએ છીએ તેનો ભુકો બને છે અને હમેશા બંધ દાબડામાં રાખવાની જરૂર છે.

દળવાને બદલે આખા શેકેલા બુંદદાણા વાપરવાથી શો ગેરફાયદો થાય તે બાળાઓ પાસે કહાવવું.

ચિત્રમાંથી દળવાની ઘંટી બતાવવી, દળેલી કોફીને શા માટે બંધ દાબડામાં રાખવામાં આવે છે તે કહાવવું.

કોફીના તૈયાર કરેલા ભુકામાં ચીકરી નામે એક છોડના મૂળીયાંને મુકી તેનો બારીક ભુકો ભેળવવામાં આવે છે. આ ભુકો ભેળવવાથી કોફી વધારે રંગદાર થાય છે; અને વળી કિમતમાં પણ સસ્તી પડે છે.

બની શકે તો ચીકરીનું મુળીઉં યા તો તેનું ચિત્ર દેખાડી વીગત સમજાવવી અને તે શા માટે ભેળવવામાં આવે છે તેનું કારણ કહાવવું.

હિંદુસ્તાનમાં કોફીની પેદાશ.

હિંદુસ્તાનમાં કોફી હિમાલયની તળેટીમાં, માઇસોર, મદ્રાસ, મલબાર અને સિલોનમાં ઉગાડવામાં આવે છે. પ્રથમ કોફીનો છોડવો અરબસ્તાનમાંથી લાવીને મદ્રાસ ઇલાકામાં રોપવામાં આવ્યો હતો.

હિંદુસ્તાન દેશમાં કોફી ક્યાં ક્યાં ભાગમાં ઉગાડવામાં આવે છે તે નકશામાંથી જણાવવું.

તથા પ્રથમ કોફી હિંદમાં કેમ આવી તે બાળાઓને જણાવવું.

ગેરફાયદા

કોઈ પણ વસ્તુનો હદ બહાર ઉપયોગ કરવાથી તે નુકસાન કરે છે તેમ કોફીનો પણ અતિશય ઉપયોગ કરવાથી તે પાચનશક્તિને નબળી કરેછે તે બાળાઓને જણાવવું.

પુનરાવર્તન—શીખવેલી બાબતોનું પુનરાવર્તન કરાવી મુખ્ય વીગતો કાળા પાટીઆપર લખવી.

## કાળા પાટીઆની નોંધ.

કોફી એ છોડના બીયાં છે. એના પાંદડા લાંબા, અણીદાર, ચળકતા લીલા રંગના હોય છે. ફુલ સુગંધીદાર સફેદ ચંપેલી જેવાં છે. કાચા બીયાંને સુકવી સેકીને ભળવામાં આવે છે. કોફીના ભુકામાં ચીકરીના છોડનું મૂળીઉં સુકવી તેનો ભુકો ભેળવવામા આવે છે.

("એપ્લીકેશન")—બીજી વખતે નવો પાઠ આપતી વખતે કોફીનું પીણું તૈયાર કરતા શીખવવું.

કોફીના છોડનું ચિત્ર દોરતાં શીખવવું, તથા કોફી તૈયાર કરવાનું કારખાનું જોવા માટે બાળાઓને લઈ જવું.

---

## ટ્રેનિંગ ઇન્સ્ટીટ્યુટસ ફોરમેન માટેનો અભ્યાસક્રમ.

ગ. ડિરેક્ટર સાહેબના કાગળ નં ૪૭૫૧, તા. ૨-૭-૨૦

### ૧લું વર્ષ.

વિષય—(૧) શિક્ષણપદ્ધતિ અને નિશાળવ્યવસ્થા

(અ) બાળકોના માનસિક તથા શારીરિક વિકાસને લગતા નિયમોના અભ્યાસ ઉપરથી નીકળતા કેળવણીને લગતા સામાન્ય સિદ્ધાંતો, તથા પ્રાથમિક શાળાનાં ધોરણ ૪ સુધી (૪થું, ગણતું) ના શિક્ષણ તથા વ્યવસ્થાને લગતું સવિસ્તર પ્રાયોગિક જ્ઞાન મહેતાજીઓનો ધારાસંગ્રહ તથા સરકારી દફતર અને પત્રકો.

(બ) પરીક્ષકની રૂબરૂમાં કથિતપાઠ આપવો.

(ક) વર્ગમાં શિક્ષણ. ( આખા વર્ષનું કામ. )

(૨) ભાષા—

(અ) સરકારી વાચનમાળા પુસ્તક ૧ થી ૫ સુધીના સામાન્ય વિષયોના પાઠો (ગદ્ય તથા પદ્યના); પાઠોની હકીકતના જ્ઞાન સાથે શબ્દો અને શબ્દસમૂહની સમજુતી તથા અર્થ. કવિતાની ૨૦૦ લીટીનો મુખપાઠ.

(બ) કોઇ શિષ્ટ લેખકના સરેલા ગ્રન્થમાંથી ગદ્યનાં ૫૦૦ પાનાં.

(ક) વ્યાકરણના મૂળતત્વો, અને વ્યુત્પત્તિ.

(ડ) નિબંધ ( અક્ષર ઉપર ધ્યાન દેવામાં આવશે.)

(૩) ગણિત—વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા માટે નિર્ણીત થએલો આંક-સિદ્ધાન્ત સાથે.

(૪) ઇતિહાસ—હિંદુસ્તાનનો ઇતિહાસ; મરાઠા સમય પુરો થાય ત્યાં સુધીનો. પ્રાંતના ઇતિહાસના ખાસ જ્ઞાન સાથે.

(૫) ભૂગોળઃ—

(અ) હિંદુસ્તાન અને એશિઆની ભૂગોળ.

(ચ) રાજકીય વિભાગો સહિત હિંદુસ્તાનનો નકશો દોરવો

(ક) પ્રાકૃતિક ભૂગોળ—પૃથ્વી. તેનુ કદ, આકાર, અને ગતિ.

(૬) વિદ્યાઃ—

(અ) ૧ વાચનમાળા પુસ્તક ૧ થી ૪ માના પદાર્થપાઠો.

૨. વાચનમાળા પુસ્તક ૫, ૬, ૭ માંના-નીચે લખેલા વિદ્યાના વિષયોને લગતા પાઠો.

(૧) પદાર્થ, પદાર્થના રૂપ, પદાર્થનાં લક્ષણ હવા, વાયુ અને વરાળ હવાનું દબાણ, પાણી ખેંચવાનો પંપ, અને વાયુભારમાપક યંત્ર, ગરમી અને ઠંડી પારો અને ઉષ્ણતામાપક યંત્ર ( થર્મોમીટર ), ગરમીનું વહન, અને નયન, કિરણરૂપે ફેલાવો.

(૨) તત્વો અને મિશ્રણો. હવા શેની બનેલી છે? હવામાંના પદાર્થોના ગુણ, પાણીનું બંધારણ.

(૩) માણસનાં પાસેનાં રસ્તાં. માણસનો સુધારો.

(બ) આરોગ્ય અને તાત્કાલિક ઉપાય —

(૧) શરીરની સામાન્ય રચના; અસ્થિ, સાંધા, સ્નાયુઓ, હૃદય અને લોહીનું ફરવુ, લીમ્ફેટિક સિસ્ટમ, (લીમ્ફ નામના રસની નળીઓ) શ્વાસોચ્છવાસની ક્રિયા, એલિમેન્ટરિ સીસ્ટમ (ખોરાક નળી), એક્સક્રીટરી સીસ્ટમ (મલોત્સર્ગક્રિયા ), નર્વસ સીસ્ટમ ( મજ્જાતંતુ); ચામડી, કાન, આંખ અને દાંત.

(૨) તંદુરસ્તી તથા કસરત. આરોગ્યના ચિહ્નો, આરોગ્ય, કામ, આરામ, ઊંઘ તથા કસરતના મુખ્ય નિયમો, ફેફસાં, લોહીનું ભ્રમણ, સ્નાયુ અને નસો ઉપર થતી કસરતની અસર, કસરત કરવાનું પ્રમાણ.

(૩) ખોરાક, ખોરાકના સામાન્ય સિદ્ધાંત જુદી જુદી જાતના ખોરાક અને તેની ઉપયોગિતા વનસ્પતિનો ખોરાક, માંસાહાર; દૂધ, દૂધથી ફેલાતા રોગ, અને દૂધ ઉકાળવાના લાભ, દૂધમાં ભેળ, તે શી રીતે પારખવો?

ખોરાક રાંધવાના હેતુ રાંધવાની એટલે ઉકાળવાની, તળવાની, શેકવાની વગેરે રીતથી પાચનને થતા લાભ

દરેક માણસ સ્ત્રી તથા બાળકને રોજ જોઈતો ખોરાક, ખોરાક કમી અગર વધારે લેવાથી તંદુરસ્તીને થતી અસરો.

ખોરાક લેવાનો વખત અને તેની નિયમિતતા

સરઆગમ ખોરાકનું માખીઓ ગંદકી વગેરેથી રક્ષણ કરવું આરોગ્ય અને અગમ ખોરાકથી થતા રોગ મિશ્ર ખોરાક

(૪) પીવાની ચીજો —પાણી તેના મૂળ (વરસાદ, ઝરા, સરોવર કૂવા, તળાવ) ભારે તથા હલકું પાણી (નરમ અને કઠણ) પાણીનો ઉપયોગ, તેની અસ્વચ્છતા, અસ્વચ્છતાની અસર, પીવાનું પાણી, અને તેને સ્વચ્છ કરવાની રીત
રોજ પીવાના પાણીનું પ્રમાણ પાણી દ્વારા ફેલાતા રોગ. સ્થિર પાણીની માઠી અસરો, પાણી કેવી રીતે ભરી રાખવું ટાંકીના પાણીને રોગ ફેલાવવાનું કારણ બનવામાંથી કેવી રીતે રોકવું? /
પુરૂ પાણી ન મળવાથી થતી અસર.
નિશાળમાં છોકરાંને માટે ખાસ સવડ
બીજા પ્રવાહી—ચહા, કોફી, કોકો, આલ્કોહોલ (દારૂ) તેનાં લક્ષણ તથા ખરાબ અસરો.

(૫) જાતનું આરોગ્ય —સ્વચ્છતા.
ચામડી, દમ, મોં અને દાંતનાં કર્તવ્ય પરત્વે આપવાનું ધ્યાન.
સાબુનો ઉપયોગ અને હેતુ
ધોવું, નહાવું, વાસ, રહેઠાણ.
માનસિક સ્થિતિ, અગત ટેવો, બીડી પીવી, પાન ચાવવું.

## તાત્કાલિક મદદ.

(अ) રક્તસ્ત્રાવ, ધોરી નાડીઓ અને શિરાઓ, બંધ (Ligatures) અને ગાદી વાળા બંધ (Tourniquets)

(ब) હાડકાનું ભાગવું, સાદું અને સંયુક્ત; પાટીઓ (Splints)

(क) સાપનું કરડવું ચીરો કરી દવા મૂકવી, ઘાને બાળી નાખવો; પરમેન્ગેનેટ.

(ड) ઝેર ચડવું, લોભક અને અલોભક ઝેર ઉલટી કરાવનાર ચીજો (વામક.)

(इ) ડુબી જવું. કૃત્રિમ શ્વાસોચ્છ્વાસ.

(क) દાઝવું. પાટા.

૭ ચિત્રકામ (ડ્રોઈંગ)

(अ) કુદરત અને બીજા સાધારણ પદાર્થોને કાગળ પાટીઓ ઉપર ચીતરવા

(ब) સીસાપેન કે કલમથી ચીતરવું, રંગ પુરવો; ઉપરના જેવાજ પદાર્થોના ચિત્રો સીસાપેન કે કલમથી કાગળ ઉપર પાડવાં અને રંગ પુરવો.

(क) પદાર્થોના માપના પ્રમાણોની નજરથી અટકળ કરવામાં, તથા સાદા પદાર્થોનું ખરેખરૂં માપ લેવાની કેળવણીમાં સાદાં ડ્રોઇંગનાં સાહિત્યો વાપરવાની કેળવણી.

ટીપ —अ તથા ब માં સૂચવેલા વિષયોમાં સ્મૃતિથી ચિત્ર કાઢવાનો વારવાર મહાવરો પાડવો.

૮ સૃષ્ટિજ્ઞાન અને નિશાળમાં બાગકામ.

પ્રાથમિક શાળાઓ માટે નક્કી કરેલા અભ્યાસક્રમમાં દર્શાવેલો નિશાળનો બગીચો તૈયાર કરવા માટે શિક્ષકો કેળવી લાયક બનાવવા માટે, અને અભ્યાસક્રમની સમજુતી અર્થે ઉપયોગમાં લેવાય એવું આ વિષયનું શિક્ષણ અને પ્રયોગને લગતું કામકાજ હોવાં જોઈએ.

(૧) વનસ્પતિ જ્ઞાન.

(અ) છોડના અંગ અને તેના ઉપયોગ. મૂળ, જુદા જુદા આકાર અને કર્તવ્ય.

થડ; જુદા જુદા આકાર અને કર્તવ્ય.

પાન, સાદા અને સંયુક્ત સાદાં પાનના આકાર અને નસોની રચના અને પાનનાં કર્તવ્ય.

(વ) ફૂલઃ ભાગ અને કર્તવ્ય.

ફલીકરણ

ફળની વૃદ્ધિ.

(ક) બીઃ રચના અને બીજોદ્ભવ ક્રિયા.

(૨) પ્રાથમિકશાળાનાં ચાર ધોરણના અભ્યાસક્રમ શીખવવા પુરતુ પ્રાણિ જ્ઞાન

(૩) પ્રાથમિક શાળાનાં ચાર ધોરણના અભ્યાસક્રમ શીખવવા પુરતું આકાશ, સૂર્ય, ચંદ્ર, તારા, વરસાદ, ખડક અને જમીન વગેરેનું જ્ઞાન.

૯ કસરત હિંદી અખાડાની સાદી કસરતો, દોડવુ, કૂદવુ, અને દેશી રમતો, નિશાળની ડ્રિલ, જેમાં (૧) આજ્ઞા આપવી, (૨) સહાધ્યાયીને શીખવવુ, અને (૩) બાળકોના વર્ગને શીખવવું તથા દેશી રમતો શીખવવાની રીતનો સમાવેશ કરવો.

૧૦ સ્લોઈડ હુન્નરકળા શિક્ષણ (ઐચ્છિક)-(કાચલાઉ-અભ્યાસક્રમ)

(અ) સિદ્ધાંત ભાગ—સ્લોઈડનો ઉદ્દેશ અને પ્રાથમિકશાળાના શિક્ષણના અભ્યાસક્રમમાં સ્લોઇડની અગત્ય, સિદ્ધાંતો અને પેપર (કાગળનું) સ્લોઇડ પદ્ધતિ અને તેનો પ્રાથમિક શાળાના બીજા વિષયો સાથે કેવી રીતે સંબંધ જોડવો તે.

(બ) પ્રાયોગિક—"એન રીચ"ના "પેપર સ્લોઈડ ફોર પ્રાયમરી ગ્રેઈડસ" (પ્રાથમિક ધોરણો માટે સ્લોઈડના કાગળના નમુનાને લગતુ પુસ્તક) એ નામના પુસ્તકમા બતાવેલો ક્રમિક અભ્યાસક્રમ અનુસરવો

ટીપ—દરેક ૮૦ મિનિટનો એવા ૩૨ પીરિયડ, અથવા દરેક ૪૦ કે ૪૫ મિનિટનો હોય તો ૬૪ પીરિયડ આખા વર્ષમા આ વિષય શીખવવા માટે ઓછામાં ઓછા મળવા જોઈએ; અને ૮૦ મિનિટનો એક અથવા ૪૦

કે ૪૫ મિનિટના બે પીરિયડ લઈ સરાસરી એક સારો નમુનો પુરો થવો જોઈએ. વિસ્તારપૂર્વક લખાણવાળી નમુનાની સમજુતીની નોંધોની જરૂર નથી.

## બીજું વર્ષ.

૧ શિક્ષણ—શિક્ષણપદ્ધતિ અને નિશાળવ્યવસ્થા.

પહેલા વર્ષના અભ્યાસક્રમના અ વિભાગમા સુચવ્યા ઉપરાંત કેળવણીને લગતા સિદ્ધાંતોનુ વધારે વિસ્તૃત જ્ઞાન, પ્રાથમિક શાળાના પાંચમા ધોરણ સુધીના શિક્ષણ અને વ્યવસ્થાનુ સવિસ્તર પ્રાયોગિક જ્ઞાન.

(બ) પરીક્ષક રૂબરૂ પાઠ આપવો.

(ક) વર્ગમાં શીખવવુ. (આખા વર્ષનું કામ.)

ભાષા—

(અ) ગુજરાતી વાચનમાળા ૬ ઠ્ઠી અને ૭ મીના સામાન્ય વિષયોના પાઠો (ગદ્ય તથા પદ્યને લગતા) વિષયના જ્ઞાન સહિત. શબ્દો અને શબ્દસમૂહના અર્થ તથા સમજુતી.

(બ) કોઈ શિષ્ટ લેખકના ગ્રન્થમાંથી ગદ્યનાં ૭૫ પાનાં. તેવાજ ગ્રન્થમાંથી ૫૦૦ લીટીની કવિતા, અને ૨૦૦ લીટીઓનો મુખપાઠ.

(ક) વ્યાકરણ:—વિશેષ જ્ઞાન. પિંગળ તથા વ્યુત્પત્તિ.

(ડ) નિબંધ—(અક્ષર ઉપર ધ્યાન દેવામા આવશે)

(૩) ગણિત:—

(અ) અંકગણિત.—પુનરાવર્તન.

(બ) ભૂમિતિ—વર્નાક્યુલર ફાઇનલ પેરીક્ષા માટે મંજુર કરેલો અભ્યાસક્રમ.

(ક) દેશીનામુ. રોજમેળ અને ખાતાવહી લખવાની રીત.

(૪) ઇતિહાસ,—હિંદુસ્તાનનો ઇતિહાસ—પુનરાવર્તન, અને બ્રિટિ સમય.

(૫) ભૂગોળ —

(અ) યુરોપ અને આફ્રિકાની ભૂગોળ.

(બ) હિંદુસ્તાનનો નકશો દોરવો, જમીનનો આકાર,વરસાદ, પેદાશ. બતાવવાં

(ક) પ્રાકૃતિક ભૂગોળ—જમીન અને પાણી.

વિદ્યા:—

(અ) વાચનમાળાનાં પુસ્તક ૫, ૬, ૭ માંના નીચે બતાવેલા વિજ્ઞાનને લગતા પાઠો.

(૧) ન્યૂટનનો ગુરુત્વાકર્ષણનો નિયમ ગુરુત્વમધ્યબિન્દુ પ્રવાહીનું દબાણ, અને ફુવારો આર્કિમિડિઝનો નિયમ. કેશાકર્ષણ ગુપ્ત ગરમી. હવામાનો ભેજ. ગરમીનો સિદ્ધાંત વાયુનું પ્રસરણ.

(૨) કાર્ય અને કાર્યશક્તિ ઉચ્ચાલન. ગરગડી અને રેંટ. બળ તથા બળોનું સમતોલપણું. ટેકાવ (ઢાળ), ફાચર અને પેચ. યંત્ર અને યાંત્રિક ફાયદો.

(૩) દ્રાવણ. પહેનદાર વસ્તુઓ. રસાયન પ્રીતિ, રસાયન આકર્ષણ. તેજાબ, અલ્કલી, ક્ષાર. કાર્બન અને કાર્બોનિક એસિડ. દહન અને શ્વાસોચ્છ્વાસ કોલસો અને કોલગેસ. ફોસ્ફરસ અને દિવાસળી

(ચ) આરોગ્ય:—

૧ કપડાં, (વસ્ત્રો)—અપૂર્ણ સ્વરૂપનાં વસ્ત્રો માટે વપરાતી ચીજોના ગુણ, સુતર, ફ્લેનલ, શણ, ઊન આરોગ્યની દૃષ્ટિએ દરેકની ઉપયોગિતા, બીનજરૂરી કપડાની નુકસાનકારક અસર: રમત, તથા કસરત માટેનાં કપડા, કપડાની સ્વચ્છતા, તેને લગતી સૂચના.

૨ રહેવાનાં મકાનો માટેનાં ઘરની સ્થિતિ, (ઉંચાઈ, દેખાવ). ભેજનાં કારણો તથા અટકાવ. રહેવાના મકાનની પસંદગી, ઓરડાનું માપ, સુવાના ઓરડા, ઘરની સાફસુફ, માખીઓ તથા મચ્છરોથી રક્ષણ; નિશાળની સાફસુફ, આરોગ્યની સગવડ.

૩ હવા અને ઉજાસ—હવાનું બંધારણ, દરેક પુરુષને જોઈતી તાજી હવા. ઘનફુટ જગા; હવા બગડવી (બળવું, પદાર્થનું કોહવું, ધૂળ અને જંતુઓ). બગડેલી અથવા દુર્ગંધ હવા શ્વાસમાં લેવાથી થતી અસર, હવાના સામાન્ય નિયમો. ગીચ વસ્તીની અસર, રહેવાનાં મકાનોની હવા, નિશાળમાંની હવા. મકાનો તથા શાળાના ખાનો ઉજાસ.

ઝાડો તથા મેલા પાણીનો નિકાસ, કચરો તથા અસ્વચ્છ વસ્તુઓ ખમેડવી; ઘરનો કચરો એકઠો કરવા તથા ખમેડવાં વિષે.

૫ સામાન્ય જાતના, એક બીજાને લાગુ પડે એવા રોગનો અટકાવ. જેવા કે કૉલેરા, ક્ષય વગેરે રોગનાં જંતુઓ, માખી, મચ્છર ચાંચડ.

૭ ડ્રોઇંગ:—

(अ) વિશેષ અઘરા દાખલા સાથે પહેલા વર્ષના વિષયો જારી રાખવા.

(ब) કુદરતી અને બીજા પદાર્થોનું ચાક અથવા પીંછી વડે રંગકામ.

(क) સ્કેલ (માપ) પ્રમાણે ચીતરવુ.

ટીપ—૧ લા વર્ષના અભ્યાસ પ્રમાણે સ્મૃતિથી ચિત્ર પાડવું.

૮ સૃષ્ટિજ્ઞાન અને નિશાળમાં બાગકામ.

૧ વનસ્પતિ જ્ઞાન—

(अ) એકદળ અને દ્વિદળ વનસ્પતિનાં મૂળ, થડ, પાન અને ફૂલમાં તફાવત,

(ब) બીનો ફેલાવો.

(क) અપુષ્પ વનસ્પતિનું નિરીક્ષણ.

(ड) જુદા જુદા સ્થાન પ્રમાણે વનસ્પતિનો અભ્યાસ.

(इ) વનસ્પતિના વર્ગીકરણના સિદ્ધાન્ત

(फ) નીચેના છોડના વર્ગની વનસ્પતિનો અભ્યાસ:—

વાલ, કપાસ, રાઈ, સૂર્યમુખી, કાકડી, રીંગણી, નારંગી, તાડ, કેળ, દાડમ, ખજુર.

૨. પ્રાથમિક શાળાના પાચ ધોરણોનો અભ્યાસક્રમ શીખવવા પુરતુ પ્રાણિજ્ઞાન

૩. પહેલા વર્ષના અભ્યાસક્રમ ઉપરાંત, પ્રાથમિક શાળાના સૃષ્ટિજ્ઞાનનો અભ્યાસક્રમ શીખવવા પુરતુ આકાશી પદાર્થો, ધુમ્મસ, ઝાકળ, કરા, વરસાદ અને હવામાનના માપ સંબંધી જ્ઞાન

૧ લા તથા બીજા વર્ષ માટે ટીપ—કૉલેજના વિદ્યાર્થી ચોક્કસ અને ખરૂં જ્ઞાન મેળવે એ જરૂરનું છે કેમકે તેથી પોતાના શિક્ષક તરીકેના ભવિષ્યના જીવનમાં વિદ્યાર્થીને ખોટુ જ્ઞાન ન આપે એવું જોતા રહે; આથી આ જ્ઞાન પાયારૂપે માની લેવાનું છે. ટ્રેનિંગ કૉલેજના સૃષ્ટિજ્ઞાનના વિષયના

શિક્ષકનું મુખ્ય કર્તવ્ય એ છે કે પ્રાથમિકશાળાને લગતા અભ્યાસક્રમનું શિક્ષણ આપવામાં અનુસરવાની શિક્ષણપદ્ધતિનું જ્ઞાન આપવું આ અભ્યાસક્રમનો ખાસ અભ્યાસ અને પુષ્કળ પ્રયોગ પાઠો ઉપર ધ્યાન દેવામાં આવશે બધા અભ્યાસક્રમનું જ્ઞાન બે વર્ષમાં પુરૂં કરવું જોઈએ.

**૧ લા તથા બીજા વર્ષ માટે ટીપ**—વાર્ષિક પરીક્ષા માટેના પ્રશ્નપત્રો ટુંકા આવશે વિષયના મુદ્દાને બદલે તે શીખવવાની પદ્ધતિ ઉપર વિશેષ ધ્યાન આપવામાં આવશે. પરીક્ષાનું પરિણામ નક્કી કરવામાં આખા વર્ષની દરેક વિદ્યાર્થીના કામની નોંધ ધ્યાનમાં લેવાશે.

૯ કસરત—સ્કૂલડ્રિલનો વિસ્તૃતક્રમ. (૧) આજ્ઞા આપવી, (૨) સહાધ્યાયીને શીખવવું, (૩) છોકરાઓના વર્ગને શિખવવું અને દેશી રમતોનો સમાવેશ આમાં કરવો.

૧૦ સ્લોઈડ–હસ્તકળા શિક્ષણ—(ઐચ્છિક, કામચલાઉ, અભ્યાસક્રમ)

(અ) સિદ્ધાંતભાગ, વુડ સ્લોઈડને લગતા લાકડાના વિભાગ માટે જોઈતાં સાધનો, ઓજારો, માહિતી વગેરે, અને પ્રાથમિકશાળાના બીજા વિષયો સાથે તેનો સંબંધ કેવી રીતે જોડવો તે.

(બ) પ્રાયોગિક:—ગુરતાફ લાર્સનનું "સ્લોઇડ ફોર ધી પ્રાયમરી ગ્રેડસ" (નણ ઉપલા પ્રાથમિક શાળાના ધોરણો માટે સ્લોઇડ) નામના પુસ્તકમાં બતાવેલી સામાન્ય પદ્ધતિ પ્રમાણે નીચેના નમુના બનાવવા.

(૧) પેન્સીલ શાર્પનર–(પેન્સીલને ઘસી અણીદાર બનાવવાનું પાટીઉં)
(૨) પાઘડી ભરાવવાનું ખીટીઉં
(૩) કબોર્ડ–કુચીઓ, લટકાવવાની પટ્ટી.
(૪) પેન હોલ્ડર
(૫) હથિઆર મૂકવાની ખોઈવાળી છાજલી
(૬) પાટલો
(૭) સાઈન બોર્ડ (નામ ચીતરવાનું પાટીઉં
(૮) ખાનાવાળી પેટી

## ત્રીજું વર્ષ.

૧ શિક્ષણપદ્ધતિ અને નિશાળની વ્યવસ્થા.

(અ) પહેલા અને બીજા વર્ષના અ વિભાગમા દર્શાવેલા ફેરફારોના સિદ્ધાંતોનું પરિપૂર્ણ જ્ઞાન. પ્રાથમિક શાળાના સાત ધોરણ સુધીના શિક્ષણ અને વ્યવસ્થા પરત્વે સવિસ્તર પ્રાયોગિક જ્ઞાન.

(બ) પરીક્ષકોની રૂબરૂ પાઠ આપવો.

(ક) વર્ગમાં શીખવવું. (આખા વર્ષનું કામ.)

ટીપ.—ત્રીજા વર્ષમાં નીચેની બાબતો પરત્વે ખાસ ધ્યાન દેવું.

(ક) બાળવર્ગમાં નાનાં બાળકોને શીખવવાની રીત.

(બ) બાળવર્ગમાં શિક્ષણ આપવા માટે જરૂરી સાદાં સાધનો તૈયાર કરવાની અને બનાવવાની ચતુરાઈ.

(ક) છેક ઉપલા ધોરણો માટે કાળા પાટીઆ ઉપર લખાણ, અને ચિત્રકામ,

ભાષાઃ—

(અ) ગદ્યના પ્રમાણભૂત કોઈ ગ્રન્થના ૧૦૦ પાનાં; તેવાજ કાવ્યના ગ્રન્થમાંથી ૫૦૦ લીટીની કવિતા, ૨૦૦ લીટીની કવિતાનો મુખપાઠ.

(બ) વ્યાકરણ—વ્યુત્પત્તિ અને પિંગળનું સંપૂર્ણ જ્ઞાન.

(ક) નિબંધ (અક્ષર ઉપર ધ્યાન દેવામા આવશે.)

(૩) ગણિત —

(અ) અંકગણિત તથા ભૂમિતિનું પુનરાવર્તન.

(બ) દેશીનામું

(૪) ઈતિહાસ.—

હિંદુસ્તાનનો ઈતિહાસ પુનરાવર્તન, (સિંધ સિવાય) અને સ્થાનિક પ્રાચીન સમયની હકીકત પરત્વે ખાસ લક્ષ આપવું. બ્રિટિશ હિંદની રાજ્ય વ્યવસ્થાની હકીકત સાથે બ્રિટિશ સામ્રાજ્યના ઈતિહાસનો ટુંક અહેવાલ.

(૫) ભૂગોળ:—

(અ) દુનિઆની સામાન્ય ભૂગોળ, બ્રિટિશ સામ્રાજ્યના ખાસ જ્ઞાન સહિત.

(બ) ઈંગ્લાંડ અને વેલ્સનો નકશો દોરવો.

(ક) સામાન્ય પ્રાકૃતિક ભૂગોળ.

(૬) વિદ્યાઃ—

(અ) (૧) વાચનમાળા પુસ્તક ૫, ૬, ૭ માંથી વિદ્યાને લગતા નીચેના વિષયો.

(૧) પ્રકાશ અને તેનો ફેલાવો. પ્રકાશનુ પરાવર્તન અને વક્રીભવન પ્રમશના ગુણ અવાજ અને તેનો ફેલાવો; પડઘો. ફોનોગ્રાફ ( સ્વરમવાહક યંત્ર ) વિદ્યુત અને વીજળી. લોહચુંબક અને હોકાયંત્ર. ટેલિગ્રાફ (તાર).

(૨) સૂર્ય અને ચંદ્ર અદ્ભના ગ્રહો. બહારના ગ્રહો નિહારિકા અને નિહારિકાવાદ.

(૨) પૃથ્વીનો ઈતિહાસ.

(બ) આરોગ્ય

(૧) શરીરનો પ્રતિરોધ—અલગ રહેવું ચેપી તથા ફેલાય તેવા સામાન્ય રોગો; તેના કારણો તથા અટકાવ.

ચેપી રોગવાળાને અલગ રાખવા, રોગની અસર દૂર કરવાની વ્યવહારૂ રીતો.

શરીરની જીવાત, જીવાતવાળાં માથાં અને જીવાતવાળાં કપડાં ખાડણ, દરાજ, અને બીજા ચામડીના રોગ.

(૨) નિશાળનું આરોગ્ય—નિશાળ માટે જગા, ઉજાસ, હવા, પાણી પુરું પાડવું, આરોગ્યને લગતી વ્યવસ્થા અને સાહિત્ય, સ્વચ્છતા, આરોગ્ય માટે નમુનારૂપ ( પદાર્થપાઠની ગરજ સારનાર ) નિશાળના ખંડ, બેસવાની સ્થિતિ, શારીરિક કસરત, નિશાળનું કામ, ઘેર કરવાનું કામ. માનસિક થાક વગેરે.

(૭) ડ્રોઈંગ—

(અ) પહેલા તથા બીજા વર્ષ કરતા વધારે મુશ્કેલ નમુનાઓ લઇ કાળા પાટીઆ ઉપર ચાકથી અને કાગળપર પેન્સીલ કે પેનથી ચિત્ર પાડવાનો અભ્યાસ જારી રાખવો.

(બ) નિશાળોના પાઠમા આવતા સાદા દેખાવો તથા બનાવો સમજાવનારૂ સાદુ ચિત્ર પાડવું.

ટીપઃ—આગળ મુજબ સ્મૃતિથી ચિત્ર પાડવું

(૮) શારીરિક કેળવણી—સ્કુલ ડ્રિલને લગતો વિશેષ વિસ્તૃત અભ્યાસક્રમ, (૧) આજ્ઞા આપવી, (૨) સહાધ્યાયીઓને શીખવવું અને છોકરાઓના વર્ગને શીખવવાના કામ ઉપરાંત દેશી રમતો.

ટીપઃ—જે વિદ્યાર્થીની ઇચ્છા હોય તે કસરત વધારાના વિષય તરીકે શીખશે, સાથે કુસ્તી અને મલખમના ઉપયોગને ઉત્તેજન આપવું.

૯ સ્લૉઇડ—દસ્તકળાશિક્ષણ (ઐચ્છિક) (કામચલાઉ અભ્યાસક્રમ.)

(અ) સિદ્ધાંત ભાગ બીજા વર્ષ માટે કહ્યો છે તે;

(બ) પ્રયોગ વિભાગ—ગુસ્તાફ લાર્સનના પ્રાથમિક શાળાનાં સન્ ઉપલા ધોરણ માટે સ્લોઇડ નામના પુસ્તકમાં બતાવેલીસામાન્ય પદ્ધતિ પ્રમાણે નીચેના નમુના તૈયાર કરાવા

(૧) પેડ બોર્ડ (આડણી)

(૨) કોટ ભરાવવા માટે વાંકીઉ (ખીંટી)

(૩) પેનરેક (કલમદાન)

(૪) બે કરતાં વધારે ખાનાવાળી પેટી.

(૫) કલમ અને ખડીઓ મૂકવાની સોઇવાળી પાટલી.

(૬) છબીનું ચોકઠું.

(૭) કાગળ કાપવાની લાકડાની છરી.

(૮) કાગળો મૂકવાનું બોર્ડ.

(ટીપ.—મધાડા ઉપરના નમુના.)

(૯) આંકણી.

(૧૦) કાનસ નાખવાનો હાથો.

(૧૧) પેચીઆનો હાથો.

(૧૨) ફરસીનો હાથો

(૧૩) મેલેટ—મોગરી

(૧૪) દેશી મગદળીઆ.

સામાન્ય ટીપઃ—વાર્ષિક પરીક્ષાને માટેના પ્રશ્નપત્રો જુદા હોવા જોઈએ વિષયના મુદ્દા કરતાં વિષય શીખવાની રીત સાથે વધારે મેળ મેળવતા હોવા જોઈએ પ્રાયોગિક પરીક્ષા લેવામાં આવશે, અને પરીક્ષાનું પરિણામ નક્કી કરતી વખતે દરેક વિદ્યાર્થીએ કરેલા આખા વર્ષના કામની નોંધ ધ્યાનમાં લેવામાં આવશે.

## પહેલું બીજું અને ત્રીજું વર્ષ.

૧૧ માટીના નમુના. (ઐચ્છિક) ભૂગોળ ચિત્રકામ, પદાર્થપાઠ, સષ્ટિજ્ઞાન વગેરે વિષયોમાં આવતા પદાર્થોના માટીના બનાવેલા નમુના.

---

* ભાષા—ત્રણે વર્ષમાં નિર્ણીત કરેલાં પાનાની સંખ્યા ઓછામાં ઓછી વિભાગોની સમજવી. ટ્રેનિંગ કોલેજોના અધિકારી ડિસ્ટ્રિક્ટ ટ્રેનિંગ સ્કૂલોના અધિકારીની સમ્મતિથી પાનાની સંખ્યામાં વધારો કરી શકશે, પસંદ કરેલા શિષ્ટ ગ્રન્થોની કઠિનતા ઉપર આધાર રાખીને આમ કરશે.

ટીપ—ગુજરાતી સાહિત્યના પાઠો અને વ્યાકરણ, વ્યુત્પત્તિ, પિંગળ ને લગતા શિક્ષણમા ગુજરાતી ભાષાના સંસ્કૃત કે ફારસી ભાષા સાથેના સંબંધ ઉપર યોગ્ય ધ્યાન આપવું

ઇતિહાસ અને ભૂગોળ.

ટીપ.—સરકારી વાચનમાળામાં આપેલા ઇતિહાસના પાઠો દરેક વર્ગમાં ઉપલા અભ્યાસક્રમમાંના ઇતિહાસના વિષયમાં શીખવવા.

સરકારી વાચનમાળામાં આપેલા ભૂગોળના પાઠો દરેક વર્ગમાં ઉપર લખેલા અભ્યાસક્રમમાં ભૂગોળના વિષય સાથે શીખવવા.

| પરીક્ષાના વિષયો | લેખી પરીક્ષા. | | | મોઢાની અથવા પ્રયોગની પરીક્ષા. | | |
|---|---|---|---|---|---|---|
| | ૧લું વર્ષ | ૨ જું વર્ષ. | ૩ જું વર્ષ. | ૧લું વર્ષ. | ૨ જું વર્ષ. | ૩ જું વર્ષ |
| **ફરજિઆત વિષયો** | | | | | | |
| (૧) પદ્ધતિ અને શાળાની વ્યવસ્થા. | | | | | | |
| (अ) શિક્ષણના સિદ્ધાંત અને પ્રયોગ | ૧૦૦ | ૧ ૦ | ૧૦૦ | | | |
| (ब) પરીક્ષકોની રૂબરૂમાં વર્ગ શીખવવો. | | | | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ |
| (क) આખા વર્ષનું નિશાળનું કામ | | | | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ |
| (૨) ભાષા. | | | | | | |
| (अ) નિબંધ | ૫૦ | ૫૦ | ૫૦ | | | |
| (ब) સાહિત્ય વ્યાકરણ વગેરે. | ૧૨૫ | ૧૨૫ | ૧૨૫ | | | |
| (क) વાચન અને મુખપાઠ | | | | ૨૫ | ૨૫ | ૨૫ |
| ૩. ગણિત. | | | | | | |
| (अ) અંકગણિત. | ૧૦૦ | ૫૦ | ૫૦ | ૫૦ | | |
| (ब) ભૂમિતિ. | | ૨૫ | ૨૫ | | | |
| (क) દેશીનામું | | ૨૫ | ૨૫ | | | |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૪. ઇતિહાસ. | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | | |
| ૫. ભૂગોળ | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | | | |
| ૬. વિદ્યા. | | | | | | |
| (અ) વિદ્યાનાં મૂળતત્ત્વો | ૫૦ | ૫૦ | ૫૦ | | | |
| (બ) આરોગ્ય અને તાત્કાલિક મદદ | ૫૦ | ૫૦ | ૫૦ | | | |
| ૭. ચિત્રકામ. | | | | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ |
| ૮. સ્વિદ્યાન તથા બાગકામ | ૫૦ | ૫૦ | | ૫૦ | ૫૦ | |
| ૯. શારીરિક કેળવણી. | | | | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ |
| ઐચ્છિક વિષયો: | | | | | | |
| ૧૦* સ્લોઇડ. | ૫૦ | ૫૦ | ૫૦ | ૫૦ | ૫૦ | ૫૦ |
| ૧૧ *માટીના નમુના | | | | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ |
| | ૭૭૫ | ૭૭૫ | ૭૨૫ | ૬૭૫ | ૬૨૫ | ૫૭૫ |

*સ્લોઇડ અગર માટીના નમુનાના વિષયમાંથી ગમે તે એક દરેક વર્ગે વિદ્યાર્થી પસંદ કરી શકશે. ખાસ કરીને ટ્રેનિંગ ઇન્સ્ટીટ્યુશનના ઉપરિઓ નક્કી કરશે જ્યાં સગવડો મળી શકે એમ હોય ત્યાં અને ઇન્સ્પેક્ટરની મંજુરીથી કયો ઐચ્છિક લેવો તેનો નિર્ણય ગમ્યાને એની સગવડો લક્ષમાં રાખી ઐચ્છિક વિષયો રાખ્યા રાખશે પણ તેમાં સંસ્થાના ઉપરી અને ઇન્સ્પેક્ટરની મંજુરી લેવી. સર્ટિફિકેટ માટેની પરીક્ષા આપવા બેઠેલા બહારના વિદ્યાર્થીઓને વિષયમાં પરીક્ષા આપવાની નહિ.





# સૃષ્ટિજ્ઞાન. ( ત્રીજી આવૃત્તિ )

ધોરણ ૧-૨-૩-૪-૫-૬ ની વાચનમાળાના ત્રીજા ભાગના વિદ્યાના પાઠોનુ પ્રશ્નોત્તર રૂપે સંપૂર્ણ વિવેચન, પ્રે. રા. ટ્રે. કો. ના શિક્ષણનો લાભ મેળવેલા એ સિનિઅર માસ્તરો પાસે તૈયાર કરાવેના ઘણા ઉપયોગી અને પ્રશંસાપાત્ર થયા છે. જેની ખાતરી ટુંક સમયમાં ત્રીજી આવૃત્તિ બહાર પડી તે છે, તેમજ વ ફા. અને આવેશિક પરીક્ષાના ઉમેદવારની ઉપરાઉપરી માગણી થવાથી અમોએ

# સૃષ્ટિજ્ઞાન યા વિદ્યાના પાઠો.

ઉપરનાજ શિક્ષકો પાસે સરળ ભાષામાં પ્રશ્નોત્તર રૂપે તૈયાર કરાવી બહાર પડયા છે. જેમા સાતમી ચોપડીના વિદ્યાના પાઠોનુ સંપૂર્ણ વિવેચન કરવામાં આવ્યુ છે તથા પરીક્ષામાં પુછાતા સવાલોનો પણ સંગ્રહ કરવામાં આવ્યો છે, જેથી એના અભ્યાસ પછી ઉપર જણાવેલી પરીક્ષાઓમાં આ વિષયમાં નાપાસ થવાનો બીલકુલ સંભવ છેજ નહિ. વધારે પ્રશંસાની જરૂર નથી ભુક મંગાવી જોવાથી ખાતરી થશે કિંમત રૂ. ૪-૬ જથ્થાબધ લેનારને સારૂં કમિશન ધોરણવાર કિંમત નીચે મુજબ—

બાળોપયોગી પ્રશ્નોત્તર રૂપે સરળ સૃષ્ટિજ્ઞાન ધો. ૧ લુ.

| | | | |
|---|---|---|---|
| | | ( આ ૧ ) | કિંમત રૂ ૦-૧-૬ |
| ,, | ધોરણ ૨ જું | ( આ. ૩ ) | રૂ. ૦-૧-૦ |
| ,, | ધોરણ ૩ જું | ( આ. ૩ ) | રૂ. ૦-૨-૦ |
| ,, | ધોરણ ૪ થું | ( આ ૨ ) | રૂ ૦-૨-૦ |
| ,, | ધોરણ ૫ મુ | ( આ. ૨ ) | રૂ. ૦-૨-૬ |
| ,, | ધોરણ ૬ ઠું. | ( આ. ૨ ) | રૂ. ૦-૨-૬ |
| ,, | ધોરણ ૭ મું | ( આ ૧ ) | રૂ. ૦-૪-૬ |
| પ્રશ્નોત્તરરૂપ ભરતખંડનો | સરળ ઇતિહાસ | ( ધો. ૫ ) | રૂ. ૦-૨-૦ |
| | ,, | ( ધો. ૬ ) | રૂ. ૦-૩-૦ |

કમિશન ટકા રૂપે આપવામાં આવશે

પત્રવ્યવહાર નીચેને સરનામે કરો—મણિલાલ મુળજીભાઇ ઉપાધ્યાય,
બુકસેલર એન્ડ પબ્લીશર, મુ. પેટલાદ ( વાયા આણંદ )

તા. ક.—આ ઉપરાંત ધોરણવાર નોટો પણ અમોએ પ્રગટ કરી છે.

પુસ્તક ૫૯ મું.] [અંક ૯-૧૦ મો.

# Gujarat School Paper.

# ગુજરાત શાળાપત્ર.



સપ્ટેમ્બર—ઓક્ટોબર સને ૧૯૨૦.

અનુક્રમણિકા.





કેળવણી ખાતાના હુકમથી.

તંત્રી અને પ્રકાશક (ઓક્ટોબર ૧૯૧૪ થી)

મિ. કેખુશરૂ અરદેશર બાલા, બી. એ,

પ્રિન્સિપાલ, મેલ ટ્રેનિંગ કૉલેજ—અમદાવાદ



શ્રી સત્યપ્રકાશ પ્રિં. પ્રેસમાં પરશોત્તમદાસ કાળીદાસે છાપ્યું.
ઠેકાણું: ઘીકાંટા સામે પાનાભાઈની વાડીમાં—અમદાવાદ

# गुजरात शाळापत्र.

પુસ્તક ૫૮ મું. સપ્ટેંબર-ઓક્ટોબર સને ૧૯૨૦ અંક ૯-૧૦ મો.

## ૧ અગ્રલેખ.

### (૧) હિંદુસ્તાન અને કેળવણી.

ગયા ઓગસ્ટ માસમાં મુંબાઈ યુનિવર્સિટિ તરફથી ગ્રેજ્યુએટોને ડિગ્રિ-એનાયત કરતી વખતે વાઇસ ચેન્સેલર સર ચીમનલાલ સેતલવાડે, ઉપલા વિષયને લગતું એક વિસ્તૃત, વિદ્વત્તાભર્યું ભાષણ આપ્યું હતું. કલકત્તા યુનિવર્સિટિ કમિશન તરફથી પ્રસિદ્ધ થએલા સેડલર રિપોર્ટમાંની ઘણી અગત્યની બાબતો વિષે તેમણે ઉલ્લેખ કર્યો હતો. તે રિપોર્ટ બંગાળાની કેળવણીને લગતો હોવાથી ત્યાંની અને મુંબાઈ ઇલાકાની કેળવણીની હાલ કેવી સ્થિતિ છે તેનું સૂચન યોગ્ય હોવાથી આ સ્થળે નોંધ લઈએ છીએ.

જાણકારોના કહેવા મુજબ બંગાળામાં ૧૯૧૭ માં યુનિવર્સિટિના વિદ્યાર્થીઓની સંખ્યા ૨૬૦૦૦ ની હતી; જેમાંના ૨૨૦૦૦ બી. એ. તથા

---

### ગ્રાહકોને વિજ્ઞપ્તિ.

ચાલુ વર્ષમાં અમારા માસિકનું વાર્ષિક લવાજમ રૂ. ૧-૩-૦ હતું. તપાસી જોતાં જણાયું છે કે છાપવાના દર વધતા જાય છે અને કાગળોની અછતને લીધે તેની કિંમત પણ અતિશય વધી છે, તેથી વર્ષ આખર આ માસિકને આર્થિક નુકશાન વેઠવાનો સંભવ છે. આથી લાચારીથી અમે અમારા માસિકનું વાર્ષિક લવાજમ તા. ૧-૧-૨૧થી રૂ. ૧-૩-૦ને બદલે રૂ ૧-૮-૦ (દોઢ રૂપીઆ) ટપાલ ખર્ચ સાથે રાખવાનું નક્કી કર્યું છે. ઉત્તર ભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબે તા. ૨૯-૯-૨૦ ના હુકમ નંબર ૮૧૫૦ થી તે વધારો કરવાની મંજુરી આપી છે. અમારા ગ્રાહકો જે મદદ આપતા આવ્યા છે તે જારી રાખશે એવી આશા છે.

**તંત્રી.**

---

ટીપ:—નવેમ્બર ડીસેંબરનો અંક ભેગો પ્રસિદ્ધ થશે.

બી. એસ. સી. ના વર્ગોમાં ભણતા હતા. મુંબાઈ ઇલાકામાં આજુ વર્ષે કોલેજોમાં ભણતા વિદ્યાર્થીઓની સંખ્યા ૬૦૦૦ થી થોડીક વધારે છે. સંખ્યાની દ્રષ્ટિએ કલકત્તા યુનિવર્સિટિને પ્રથમ સ્થાને મૂકી શકાય. કુલ ૩૬ કોલેજો તે સંસ્થામાં જોડાયેલી છે, જેમાંની ૧૧ એકલા કલકત્તામાંજ અને ૨૫ બીજાં સ્થળોએ છે; ઘણી કોલેજો ખાનગી દેખરેખથી ચલાવવામાં આવે છે. બંગાળામાં ખાનગી સાહસથી ચાલતી કોલેજોના અધ્યાપકોનો સરાસરી પગાર માસિક રૂ. ૧૪૦) નો હોય છે. પગારો ઘણા ઓછા હોય છે, અને કમિશનનો રિપોર્ટ વાંચતાં જણાય છે કે રૂ. ૫૦, ૬૦ અને ૭૫ ના માસિક પગારથી કેટલીક કોલેજોમાં અધ્યાપકો કામ કરે છે. આ પગાર ઘણો ઓછો છે અને નિયમિત કે પુરેપુરો ન મળવાથી બંગાળાની કોલેજોમાં વિદ્યાર્થીઓને સંગીન જ્ઞાન ન મળે એ સ્વાભાવિક છે.

બંગાળા ઇલાકામાં ૮૫૪ હાઈસ્કૂલો છે, જેનું પ્રમાણ બ્રિટિશ હિંદુસ્તાનની હાઈસ્કૂલોની સંખ્યાના અડધા ભાગ જેટલું છે. ટ્રેન્ડ શિક્ષકોની સંખ્યા પ્રમાણમાં ઘણી ઓછી છે, અને સરકારની દેખરેખ નીચેની ઉત્તમ હાઈસ્કૂલોમાં પગારનું પ્રમાણ રૂ. ૨૫ થી ૨૦૦ સુધીનું માલમ પડે છે. ખાનગી શાળાઓમાં તે પ્રમાણ રૂ. ૫ થી ૭૮ સુધીનું છે. છોકરા દીઠ વાર્ષિક ખર્ચ રૂ. ૧૮ પડે છે, જ્યારે મુંબાઈ ઇલાકામાં રૂ. ૩૮ છે. કમિશન સમક્ષ એક સાક્ષીએ કહ્યું હતું કે, "બંગાળાની શાળાઓમાં અપાતી કેળવણી સોંઘી છે કેમકે તે ખરાબ છે, અને ખરાબ છે કેમકે તે સોંઘી છે." એ વાસ્તવિક છે. બંગાળીઓનો મોટો ભાગ વેપારી વૃત્તિવાળો ન હોવાથી નોકરી તરફ લક્ષ રાખે છે, અને તેથીજ ત્યાં કેળવણી લેનારની સંખ્યા ઘણી છે. સર ચીમનલાલે આગળ બોલતાં દર્શાવ્યું હતું કે આપણી કેળવણીની ખામીનું મૂળ કારણ સેડલર રિપોર્ટમાં દર્શાવ્યું છે તેજ છે. કમિશન સૂચવે છે કે કેળવણી વિશાળ અને નિશ્ચિત સ્વરૂપની જોઈએ. વ્યક્તિ પરત્વેની શક્તિઓને અનુકૂળ, તેમજ વધતી જતી રાષ્ટ્રીય માગણીઓને પણ અનુકૂળ હોવી જોઈએ. કેળવણીનો એવો અભ્યાસક્રમ નક્કી કરવો કે જેથી પ્રત્યેક માનસિક શક્તિનો વિકાસ થાય. ટુંકામાં તે બાળસ્વભાવની બાબત સાથે સબંધ ધરાવતી જોઈએ; તેના દરેક અનુભવને ઉત્તેજે, અને જીવનનો હેતુ ઉચ્ચ સ્વરૂપનો બને તે માર્ગે દોરનારી જોઈએ. ઉપરાંત ચારિત્ર સુધારનાર પણ હોવી જોઈએ. કમિશન માને છે કે હાલની

કેળવણીથી વિદ્યાર્થી ઉત્પન્ન થાય છે માણસ નહિ. માત્ર પરીક્ષા પસાર કરાવવી એજ ઘણી શાળાઓનો હેતુ છે; હાલના જીવનની જરૂરિઆતો કે ઉદ્યોગ માટે લાયક બનાવવા તરફ લક્ષ અપાતું નથી. હાઈસ્કૂલોની કેળવણી આવી હોવાથી કોલેજોને પણ નુકસાન પહોંચે છે. પરિણામે કોલેજ-માંથી મનુષ્યત્વ જતું રહ્યું છે અને માત્ર ભાષણો કરવાનાં સ્થળ તે બન્યાં છે. આથી કમિશન સૂચવે છે કે કોલેજોની સ્થિતિ સુધારવા હાઈસ્કૂલો સુધારવી જોઈએ. તેને વાસ્તે કમિશન કેટલીક વ્યવહારૂ યોજનાઓ રજુ કરે છે, અને એક અગત્યની બાબત એ સૂચવે છે કે શિક્ષકો ટ્રેન્ડ-કેળવાએલા જોઈએ.

શિક્ષકો પોતાનો ધંધો ઉત્સાહથી કરે, તેને વળગી રહે, અને પોતાના કાર્ય માટે પુરતું જ્ઞાન અને લાયકાત મેળવે તેને માટે પણ સૂચનાઓ કરી છે. આમ શિક્ષકો, પરીક્ષાઓ અને શાળાઓ વિષે વિચારો દર્શાવી નવા ગ્રેજ્યુએટોને છેવટના ઉપદેશનો બોધ કરી ભાષણ સમાપ્ત કર્યું હતું. આ ભાષણ કેળવણીના વિષય પરત્વે બહુજ ઉપયોગી હતું. આધુનિક કેળવણી કેવી છે, કયા દોષો છે, તે કેવી જોઈએ અને શારદાપીઠની તેને અંગે શી ફરજો છે એ બધી વીગતોથી ભાષણ પરિપૂર્ણ હતું. કેળવણી લેનારની સંખ્યા ઘણી વધે તેના કરતાં કેળવણી યોગ્ય સ્વરૂપની અને યોગ્ય હેતુવાળી અપાય તો તે વિશેષ ફળદાયક નીવડશે એમ અમે માનીએ છીએ.

## મહિલા પાઠશાળાની સ્થાપના.

અમદાવાદમાં એક મહિલા પાઠશાળા સ્થાપવાની યોજનાનું સૂચન ગયા અંકમાં અમે કર્યું છે. સર વિઠ્ઠલદાસ ઠાકરશી તરફથી મળેલી પંદર લાખ રૂપીઆની ભેટનો અમુક ભાગ પુનાની ભારતવર્ષીય શારદાપીઠના સંચાલક પ્રો. કર્વે પાસેથી મેળવવા અહીંની ગુજરાત કેળવણીમંડળ નામની સંસ્થા ભાગ્યશાળી નીવડી છે. આ મંડળ કેળવણીના પ્રશ્નોજ વિચારે છે, ઉકેલે છે અને વ્યવહારૂ રૂપમાં મૂકી પ્રયોગો પણ કરે છે; તેની શાખારૂપે એક સ્ત્રીકેળવણી મંડળ પણ છે, જે સ્ત્રીઓની કેળવણીના પ્રશ્નો સરળ કરવા પ્રયાસ કરે છે. એ મંડળ તરફથી એક "મહિલા પાઠશાળા" ખોલવાનો સમારંભ ગયા માસની આખરે આ શહેરમાં વડોદરાના દિવાન સાહેબ રા. મનુભાઈ નન્દશંકર મહે-તાના પ્રમુખપણા હેઠળ થયો હતો. શહેરના સુપ્રતિષ્ઠિત સદ્ગૃહસ્થોએ તેમાં હાજરી

હિંદુસ્તાનના પ્રાચીન આર્ય સમયથી શરૂ કરી અત્યાર સુધીની સ્ત્રી કેળવણીનો ઇતિહાસ આપ્યો હતો. શારીરિક નિર્બળતા શોચની છે એમ દર્શાવી સ્ત્રી કેળવણીની આ બાબત તરફ પણ લક્ષ આપશે એમ સૂચવી ભાષણ પુરૂં કર્યું હતું. છેવટમાં એટલુંજ કહીએ છીએ કે આવી પાઠશાળાની સ્થાપના અમદાવાદમાં થાય છે એ આનન્દની વાત છે. અમદાવાદનો ધનાઢ્ય તથા શિક્ષિત વર્ગ આ સંસ્થાને આશ્રય આપશે તોજ તે કાળક્રમે વૃદ્ધિ પામશે.

## વિવિધ સમાચાર.

( ૧ ) પ્રાચીન યાહુદીઓમાં કેળવણી બહુ ઉત્તમ સ્વરૂપની અપાતી. શાળાનાં મકાનો ઉંચાઇવાળાં અને હવા ઉજાસની છૂટવાળાં રાખવામાં આવતાં. વર્ગમાં ભણતા શિષ્યોની સંખ્યા વધારેમાં વધારે ૨૫ રાખવામાં આવતી. રમત માટે વિશાળ ખુલ્લી જગા માટે તેમજ નહાવા અને તરવાની મઝા માટે જળાશયો બંધાવવાની ફરજ સરકારની મનાતી. છોકરાં રોજ નહાય અને શરીર સ્વચ્છ રાખે એ ફરજ માતાને શિર હતી. પોતાનાં બાળકો ઘેર અધ્યયન કરે અને નિશાળમાં નિયમિત હાજરી આપે તે તરફ પિતાને લક્ષ દેવું પડતું. આવી રીતે પ્રાચીન સમયમાં યાહુદી બાળકોને કેળવણી અપાતી.

## અબરખ.

આ પદાર્થનો ઉપયોગ ઘણી બાબતોમાં થાય છે. તેનો ભૂકો કલિકો (એક જાતનું કાપડ) બનાવવામાં વપરાય છે. ઘાંચીઓ તે ભૂકો કપડાંને ચળકાટ આપવાના કામમાં લે છે. ફાનસના કાચને બદલે અથવા કેટલીક વસ્તુઓમાં જાળી ગરજ સારવા માટે તેનો ઉપયોગ પણ થાય છે. બારીઓના કાચ કેટલીક વખતે અતિશય ગરમી અથવા સામસામી અથડાવાથી ફુટી જાય છે, તે નુકશાન દૂર કરવા તેને બદલે અબરખ વપરાય છે. ચિત્રકામ, માટીકામ અને આરસીના કાચ પાછળ ચોઢવામાં પણ તે કામમાં લેવાય છે. હિંદમાં વૈદો તેને દવાના ઉપયોગમાં લે છે. તે કિંમતી છે, પૌષ્ટિક છે.

## કથિતપાઠ આપતી વખતે લક્ષમાં રાખવા યોગ્ય બાબતો.

લેખક:—બેન મુક્તાગૌરી મગનજી સિનિઅર સ્કૉલર ટ્રેનિંગ કૉલેજ રાજકોટ.

૧ તૈયારી. ક્લાસમાં પાઠ આપતા પહેલાં પાઠની તયારી કરવાની ખરેખરી જરૂર છે. તે વિના કદી પણ સારો પાઠ આપી શકાતો નથી. ખાસ શિક્ષક પણ જો તૈયારી કરે તો તેમનો પાઠ ઉમદા થાય છે. શિખાઉ શિક્ષક તો તૈયારી કર્યા વિના કદી પણ રહેવું ન જોઈએ. તૈયારી વિના તેનો પાઠ તદ્દન નકામો ને નીરસ નીવડશે. છોકરાંઓને જે જ્ઞાન આપવું હોય તે કરતાં પણ વધારે જ્ઞાન પાઠ આપનાર શિક્ષકમાં હોય, તોજ તે પોતાના પાઠમાં અજવાળું પાડી શકે છે, અને છોકરાઓનાં ચિત્તમાં વિષયને બરાબર ઉતારી શકે છે તૈયારી કરવાથી નબળાં શિક્ષકોમાં પણ પાઠ આપવાની શક્તિ આવે છે. તેમનામાં પાઠ આપવાની હિંમત વધે છે, અને તેમના પાઠનો દેખાવ પણ ઠીક થાય છે. જેમ જેમ તે વધારે તયારી કરતા જાય છે, તેમ તેમ તેઓનામાં પાઠ આપવાની શક્તિ વૃદ્ધિ પામે છે

૨ સાધનો પાઠમાં જોઈતાં સાધનો એકઠાં કરવાં તે પણ એક તૈયારીનો પેટા ભાગ છે. સાધનો વગર કોઈ પણ પાઠ સફળ થતો નથી. વસ્તુ સાથે જ્ઞાન આપવાથી બાળકોના અંતઃકરણમાં જે અસર થાય છે તે [illegible] વખત ટકી રહે છે. વસ્તુઓ, નમુના, ચિત્રો વગેરે સાહિત્યો પાઠ આપવામાં બહુજ લાભકારક થાય છે. છોકરાઓને તે જોવાં અને તપાસવાં ગમે છે. પાઠની સાથે તેઓનું મન એકાકાર કરવાને એ સાધનો ઘણાં કિંમતી થઈ પડે છે.

૩ પાઠ આપનારે શિક્ષકનો પોશાક. પોશાક સ્વચ્છ અને મોભાદાર હોવો જોઈએ, એટલે કે શિક્ષકને છાજે તેવો હોવો જોઈએ. શિક્ષકના પોશાક પરથીજ શિષ્યોમાં પણ સ્વચ્છ અને જેવો જોઈએ તેવો પોશાક પહેરવાની ટેવ પડે છે.

૪. શિક્ષકનો દેખાવ બાળકો તરફના પ્રેમભાવથી અને આનંદની સાથે ક્લાસમાં પાઠ આપવાને ઉભા રહેવું જોઈએ. બાળકો શિક્ષકને ચાહે તેવો તેનો દેખાવ હોવો જોઈએ. શિક્ષક તેનું ભલું કરનાર છે એવો ભાસ તેઓના મનમાં થવો જોઈએ. તેનો ચહેરો હસતો ને સ્વભાવ આનંદી જોઈએ.

૫. પાઠની શરૂઆત. પાઠનો પ્રારંભજ પ્રફુલિત ચિત્તેથી થવો જોઈએ. જો સ્વભાવ ધીમેથી અથવા તો ઉદાસ ચહેરાથી શરૂઆત કરી હશે તો શિષ્યો પણ સાવ તેવા ઉદાસ દેખાશે. શિક્ષક તેવા શિષ્યો—જેવા શિક્ષક તેવા પોતાના શિષ્યો દેખાય છે. જો શિક્ષક આનંદી હશે તો શિષ્યો પણ તેવા દેખાશે. વળી બહુ ભારે કાઢીને બોલવું નહિ, કારણ કે શિક્ષક પોતાના વર્ગને સંભળાવવાની જરૂર છે, માટે તેવી બાદી હમેશાં રાખવી. ઉત્સાહથી શરૂ કરેલો પાઠ ઉત્સાહથી પૂર્ણ કરવો જોઈએ. પાઠનું ફળ વખાણવા લાયક આવે તે વાત નિઃસંશય છે.

૬. શિક્ષકની દૃષ્ટિ શિક્ષકની નજર તમામ શિષ્યો પર પડે એવી હોવી જોઈએ. દરેક શિષ્ય એમ જાણે કે મારા પર શિક્ષકની નજર છે. આપણામાં કાકદૃષ્ટિની સ્તુતિ કરેલી છે. શિક્ષકની દૃષ્ટિ પણ તેવી હોવી જોઈએ. પાટીઆનો ઉપયોગ કરતી વખતે દરેક શિષ્યપર ધ્યાન આપવું જોઈએ. એક શિષ્ય સાથે વાત કરતા હોઈએ ત્યારે તેના પર ધ્યાન હોય અને બીજા શિષ્યો ગમે તેમ કરે તોપણ તે તરફ ધ્યાન ન હોય એમ ન જોઈએ. શિક્ષકમાં દૃષ્ટિની ચંચળાઈ અવશ્ય હોવી જોઈએ.

૭. પ્રશ્ન પૂછવાની ચતુરાઈ. શિષ્યોને પ્રશ્ન પૂછતી વખતે પ્રશ્નો સાવ ચોકખા અને સ્પષ્ટ બોલવા. વળી દ્વિઅર્થી પ્રશ્નો પૂછવા ન જોઈએ. શિક્ષકમાં સચક રીતે પ્રશ્ન પૂછવાની શક્તિ હોવી જોઈએ. વળી પ્રશ્નો પૂછતી વખતે વાક્યો શિષ્યોની ઉમર અને જ્ઞાન પ્રમાણે વાપરવાં. બાળવર્ગના શિષ્યો હોય તો મોટાં મોટાં વાક્યો વાપરી પ્રશ્ન પૂછવાથી કંઈ લાભ થવાનો નથી. વળી પ્રશ્નો એકદમ ઉતાવળથી ન બોલી જવા જોઈએ. આમ કરવાથી શિષ્યો કંઈ સમજ્યા નહિ હોય તેથી તેનો જવાબ શિક્ષકને મળી શકવાનો નથી. પ્રશ્નો નબરવાર નહિ પણ ગમે તે નમરોને પૂછવા. એટલુંજ નહિ પણ નબળા શિષ્યોને વધારે પૂછવા. આથી બાળકોનું ધ્યાન ખેંચી શકાય છે, અને પાઠમાં કાયમ રખાવી શકાય છે.

૮ પાટિઆનો ઉપયોગ; સારા શિક્ષકો હંમેશાં પાટિઆનો ઉપયોગ કરે છે. મુદ્દાની વાતો પાટિઆમાં લખવીજ જોઈએ. ગણિતના દાખલા પાટિઆમાં ગણાવ્યા વગર કોઈ દિવસ શિષ્યોને આવડતા નથી. દરેક દરેક વિષયમાં પાટીઆનો ઓછોવત્તો ઉપયોગ કરી શકાય છેજ. પાટિઆના ઉપયોગથી

શિષ્યોને શીખવાના વિષયો આંખ આગળ તરી રહે છે, અને તેમનાથી તે ભુલાતા નથી. પાટિઆમાં જે લખાણ લખવું તે સ્પષ્ટ અને ચોખ્ખા મોટા અક્ષરથી લખેલું હોવું જોઈએ.

૯ રસ. મોટાં માણસો પણ જે બાબતમાં પોતાને રસ પડે છે, તેમાં ધ્યાન આપે છે, તો પછી નાના બાળકોને પાઠમાં રસ ન પડે તો કદી તેમનું ધ્યાન પાઠમાં રહેતું નથી અને ધ્યાન પાઠમાં ન રહે તો તે પાઠ નિષ્ફળ જાય છે. પાઠમાં ખાસ રસ લાવવાની શિક્ષકને અગત્ય છે. રસિક શિક્ષક હમેશાં પોતાના પાઠને રસમય બનાવે છે રસ ઉત્પન્ન થવાથી શિક્ષકનું કામ ઘણે અંશે સફળ થએલું સમજવું.

---

## ગુણાકારની એક નવાઈ જેવી રીત.

લેખક—રા બી. કે. પટવા બી. એ. અમદાવાદ

બે રકમનો ગુણાકાર કરવો હોય તો તે બેમાંની એકને બે એ ભાગો, અને જે જવાબ આવે તે નીચે મૂકો જો શેષ એક વધે તો શેષ હિસાબમાં નહિ ગણતાં ફક્ત ભાગાકારજ લખવો. એજ મુજબ આવેલા જવાબને પાછા બે વડે ભાગી નીચે મૂકતા જાઓ આ પ્રમાણે છેવટે ૧ આવે ત્યાં સુધી કરો પછી બીજી રકમ હોય તેને બેએ ગુણો, અને પહેલી રકમના જવાબની સામે લખતા જાઓ. એ પ્રમાણે દરેક પહેલી રકમના જવાબ સામે બીજી રકમના જવાબ લખતા જાઓ. પછી પહેલી રકમમાં બેકી રકમો હોય તેની સામેની બીજી રકમના જવાબો છેકી નાખો અને બાકી રહેલી રકમોનો સરવાળો કરો એટલે જવાબ આવશે.

આ રીતમાં ફક્ત બેએ ગુણતાં અને ભાગતાં આવડવું જોઈએ. ઘણુ. આંક કે આવડતની જરૂર નથી.

## રીતનો ખુલાસો

(૧) ૪૬ × ૬૪

૬૪ × ૨=૧૨૮
૬૪ × ૪=૨૫૬
૬૪ × ૮=૫૧૨
૬૪ × ૩૨=૨૦૪૮

---

૬૪ × ૪૬=૨૯૪૪

(૨) ૨૭×૩૫

| | |
|---|---|
| ૩૫ | = ૩૫ × ૧ |
| ૭૦ | = ૩૫ × ૨ |
| ૨૮૦ | = ૩૫ × ૮ |
| ૫૬૦ | = ૩૫ ×૧૬ |
| ૯૪૫ | = ૩૫ ×૨૭ |

---

### શાળાપત્રના જૂન જુલાઈના અંકમાં સુધારો.

પાનું ૧૪૮ ૧

બીજો દાખલો.

ચોથી લીટી ૨: ૩,૧૦
પાંચમી લીટી ૬×૩×૩×૧૦=૫૪૦ } જવાબ જોઈએ

---

વાચનમાળામાં આવતા વિજ્ઞાના પાઠોના પ્રયોગના સાધનોની યાદી નં. ૪.

| વાચનમાળા પુસ્તકોનો નંબર તથા પાઠ: પુસ્તકનો નં | પાઠનો નંબર | શી હકીકત સાબીત કરે છે | પ્રયોગનો ક્રમ | અંગ્રેજી દુકાનો અથવા નડિયાદ શિક્ષણ સાહિત્યકાર્યાલય મારફત મળતાં સાહિત્યો, તેમજ જાતે બનાવી શકાય તેવાં, અગર સ્થળ પરત્વે તૈયાર કરેલાં | અંગ્રેજી દુકાનોએથી અગર નડિયાદથી ખરીદ કરવાની વસ્તુઓની કીમત. | જાતે બનાવી શકાય તેવાં અગર સ્થાનિક સાધનોથી બનાવી શકાય તેવાંની કિંમત | સૂચના. |
|---|---|---|---|---|---|---|---|
| | | | | | રૂ. આ. પા. | રૂ. આ. પા. | |
| | | | | રસાયન. | | | |
| ૫ | ૭૮ | કોલ ગેસ તૈયાર કરવાની રીત. | ૧ | નં ૪ તથા ૪ અ વાળા પ્રયોગમાં દર્શાવેલું કોઈ પણ સાહિત્ય વાપરવું. | | | |
| ૬ | ૫૪ | કાર્બોનિક ઍસિડ ગૅસની બનાવટ. | ૨ | ફ્લાસ્ક–બુચવાળી, નાળચાવાળી કાચની નળી. | | | |
| ૭ | ૫૩ | ” ” ” | ૨ અ | ફ્લાસ્કને બદલે બુચવાળી કાચની શીશી ચાલશે. | | | |
| | | | ૨. બ. | એક માટીની ઝારીમાં ચાક નાખી નાળચા સાથે હુકાની ગુંચળાવાળી નળી અથવા રબરની નળી જોડી દઈ મોં બંધ કરી દેવતામાં તપાવવી. | | | |
| ૬ | ૭૭ | મીણબત્તી બળે છે ત્યારે મીણનો નાશ થતો નથી, પણ સીસોર તથા ભેજ બને છે. | ૩ | મોળા કાચની શીશી, મીણબત્તી, અને તેની પકડ, પ્યાલો, ચુનાજળ. | | | |

| | | | | |
|---|---|---|---|---|
| | ૬ | લીટમસ કાગળ, મરોબાર, કળીચુનો, લિકર એમોનિઆ, ત્રણુ કાચના પ્યાલા.<br>વાદળી લીટમસ રગ ધોળો સાહીચૂસ કાગળ, (ધોળા માહીચૂસ કાગળની કાપલીઓ કરી તેને વાદળી લીટમસ રગનું પાણી કરી તેમાં બોળવી અને સુકવવી. આ વાદળી લીટમસ કાગળ તરીકે ચાલશે ) આ વાદળી કાપલીઓને કોઈ પણુ એસિડની વરાળમાં ધરવાથી અથવા તેના પાણી ભેળવી નમળા બનાવેલા મિશ્રણુમાં બોળવાથી લાલ રંગની બનશે. લીંબુ, આંબલી (કોકમ), ટાટમનો રસ, તથા દહીં, છાશ, સોડા કાર્બોનેટ, કાચાં ખાટાં ફળ અને કળીચૂના, આ બધાં એસિડ ને એલ્કલીનાં ઉદાહરણુ તરીકે વાપરી શકાશે.<br>મોગરીની કચૂમબ ઉપર લીંબુના રસની અસર પણુ બતાવાશે. | ૧-૮-૦ | |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| | | | | ફુકવાનું ખાનું ફેરવવું. આ પ્રયોગમાં જોઈતી પાકાઈવાળા રંગના કાચ મળી શકતા નથી તેથી આ પ્રયોગમાં નિષ્ફળ થવાય છે. | | |
| | | | | હાઈડ્રોસ્ટેટિક્સ (જળચલન) | | |
| ૫ | ૭૯ | પાણી જેટલી ઉંચાઈથી આવે છે તેટલીજ ઉંચાઈએ ચઢે છે, | ૧ | પિત્તળની કિનારીવાળો કાચનો ફુવારો. | ૨–૦–૦ | |
| | | ” ” | ૧ અ. | બાજુમાં ભુંગળીવાળો પતરાનો ડબ્બો રબરની નળી, અણીવાળી કાચની સળી. | / | ૦–૮–૦ |
| | | ” ” | ૧ બ. | માટીની પુતળી. પાટણમાં વેચાય છે તે એક બીને માથે બેડાં મૂકેલાં હોય છે તે આકારની. | | ૦–૬–૦ |
| | | ” ” | ૧ ક. | ફુવારો ન ૧ નો (નાદિલ) | ૧–૪–૦ | |
| ૫ | ૭૯ | હવાના દબાણથી ઉડતો ફુવારો. | ૨ | ફુવારો ન ૨ (નાદિલ) | ૨–૦–૦ | |
| ” | ” | હવાનું દબાણ બતાવનાર ચંબુ. | ૨ અ. | હવાના દબાણનો ચબુ (નાદિલ) | ૦–૮–૦ | |
| ” | ” | ” ” | ૨ બ. | પાટણમાં વેચાય છે તે માટીનો ચંબુ. | | ૦–૨–૦ |
| ” | ” | જળ ચક્રી | ૩ | જળચક્રી. (નાદિલ.) | ૧–૪–૦ | |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૩ | ૭૨ | ઉચ્ચાલનનો નિયમ સાબીત કરે છે | ૧ | ફિલિપ્સની ગેનીકન નામની ચોપડી આડું અને ઉભું કાપેલું મગજ. | ૫–૦–૦<br>૧૮– –૦ | | કિંમત બારે. |
| | | | | **યંત્રશાસ્ત્ર.** | | | |
| ૫<br>૬ | ૬૭<br>૯૮<br>૭૯<br>૮૦ | જુદી જુદી યાંત્રિક શક્તિઓ કામ કરે છે. | ૧ અ | ગાજરું (દાડી, નાના હુક, ચલાના ડબ્બાના ઢાંકણાનાં બનાવેલાં પટ્ટી.) | | ૧–૪–૦ | |
| ,, | ,, | ,, ,, | ૧ બ. | વજન યાંત્રિકશક્તિઓનો એક જથો. જેમાં બધી જાતનાં સાધનો હોય છે. ( નાદિલ. ) | ૧૨–૬–૦ | | કિંમત બારે. |
| | | | | છુટી છુટી યાંત્રિક શક્તિઓ. | | ૧–૮–૦ | |
| ૬ | ૮૩ | | | **લોહચુંબકાકર્ષણ.** | | | |
| | | | | લોહચુંબકના ગુણવાળો પથરો. | ૩–૮–૦ | | |
| | | | | લોહચુંબકનો સળીઓ. | ૨–૪–૦ | | |
| | | | | લોહચુંબકની સોય. | ૧–૮–૦ | | |
| | | | | હોકાયંત્ર. | ૧–૮–૦ | | |
| | | | | ઉપલા બધાની ગરજ એક વધારે શક્તિવાળા મોટા લોહચુંબકથી સરશે. | ૨–૧–૦ | | |

| | | | |
|---|---|---|---|
| | | | લેપ બન ઇ ત વડ બાડી લો એક કલાક તેને સુકાવા દઈ વાસણને દેવતામાં મૂકો ન્યુમેટિક દ્રફને બદલે આ યાદીમાં બતાવેલી ગીડી ( કુંડી કે તપેલું ) ચાલશે. |
| ૫ મી ૭૮. | કોલ ગેસ તૈયાર કરવા માટે. | ૧ | ઓક્સિજન માટે ઉપર બતાવેલી રીતે આને તૈયાર કરો. વાસણમાં કોલસાનો ભુકો નાખો. જેમાં તેલી ભાગ વધારે હોય તેવા ગાડીના કોલસામાંથી કોલ ગેસ વધારે નીકળે છે. |
| ૬ ઠ્ઠી. ૫૪ ૭ મી ૬૩ | કાર્બોનિક એસિડ ગેસ બનાવવાની રીત. | ૨ થ. | એક માટીની ઝારીમાં ૦ા શેર ચાકનો ભુકો નાખવો. મોં ઉપર એક ડોડીઉં દાટો, અને નાળચામાં પાણી સંકાય તેવી લોકાની નળી, અથવા રબરની નળી ખોસો. ઝારીનું મોં અને નાળચું બન્ને જગાએ હવાને રોકવા નં. ૧ નો લેપ લગાડી દો, અને નળીનો બીજો છેડો થોડું'ક ચૂર્ણજળ નાખેલી કાચની પ્યાલી શીશીમાં પાણીમાં બુડે તેમ મૂકો. |
| ૬ ઠ્ઠી. ૬૭મો | ચૂર્ણજળની બનાવટ. | | કળીચુનાનો ગાંગડો પાણી ભરેલા વાસણમાં નાખી ૦ા કલાક સુધી રહેવા દો. પછી એક વખત બધું પાણી ડોળી નાખી ચાર પાંચ કલાક સુધી વાસણને ઢાંકી રાખો. ત્યાર બાદ નીતર્યું પાણી કાંઈ કાગળની ગરણીએ ગળીને બુચવાળા શીશામાં ભરી રાખવું. |

| ઉમો ૮૫. | વીજળી ઉત્પન્ન કરવા માટે. | ૨ અ. | તડકે તપાવી સફેદ ગજીઆણીના સુકા કડકા ઉપર અથવા કો પણ સુકા રેશમી કડકા ઉપર ઘસવાથી કાચ ઉપર 'પોઝીટીવ વીજળી ઉત્પન્ન થએલી દેખાશે. તેજ પ્રમાણે લાખના સળીઆને સુકા ઊનના કકડા ઉપર ઘસવાથી લાખ ઉપર નેગેટીવ વિદ્યુત ઉત્પન્ન થએલી માલમ પડશે. બાજરી અથવા અનાજના જાડા સુકા સાંઠાના ગલના કડકાને ગોળ ઘસીને "પીથબોલ્સ" તરીકે વાપરવા. |
|---|---|---|---|

મોરથુથાની બેટરી નીચેની રીતે હાથે બનાવી શકાય. તેને માટે બહારનું વાસણ ચીનાઈ માટીનું, જસત અને તાંબાના ગોળ કકડા, લાકડાનો વ્હેર, તાંબાનો જાડો સળીઓ અને વાળા, આટલાં સાધનો જોઇશે ચીનાઈ વાસણને તળીએ તાંબાનો ગોળ કડકો મૂકો. તેના ઉપર મોરથુથાનો ભુકો પાથરો તેના ઉપર ગોળ શાહીચૂસ કાગળ મૂકો, પછી તે વાસણને કાનાથી ત્રણ ઈંચ નીચેના ભાગ સુધી લાકડાના વ્હેરથી ભરો. તેના ઉપર જસતનો ગોળ કડકો મૂકો. છેક નીચેના ત્રાંબાના કડકાની સાથે પ્રથમથી તાંબાનો સળીઓ એક બાજુએ જડી લો. તે સળીઆનો બીજો છેડો વાસણના કાના સુધી બહાર રહે એટલો લાંબો રાખો. પછી તે આખા વાસણને પાણીથી ભરી કાઢો. ૧૪ દિવસ કેડે તેમાં વીજળી ઉત્પન્ન થતી માલમ પડશે. પણ જો જલદી ઉત્પન્ન કરવી હોય તો ગંધકનો થોડો તેજાબ પાણીમાં ઉમેરવો.

| | | | |
|---|---|---|---|
| ૪થી ૭૫મો. | ઘન પદાર્થો ગરમીથી ફુલે છે. | ૧ લ | **ઉષ્ણતા.**<br>લોટાના કે ત્રાંબાના બે ફુટ લાંબા, ½ ઇંચ જાડા સળીઆને દેવતામાં લાલચોળ તપાવવાથી તરતજ તપાસતાં લંબાઇમાં ½ ઇંચ વધેલો જણાશે. |
| " | પ્રવાહી પદાર્થો ગરમીથી ફુલે છે. | ૨. | પાણીથી અર્ધાં ભરેલી કસોટીની નળીને મદ્યાર્કના દીવા ઉપર તપાવવાથી બે મિનિટ જેટલા વખતમાં પાણીનું કદ વધેલું જણાશે. |
| " | " | ૨ આ. | કોઇ પણ ઉષ્ણતામાપક યંત્રને તડકામાં મુકવાથી પારો ચડતો માલમ પડશે. |
| ૪થી ૭૫મો ૭ મી. ૮૧ | ગરમીથી વાયુરૂપ પદાર્થો ફુલે છે. | ૩ અ | કોઇ પણ પ્રાણીની જિહ્વીની એક કોથળી બનાવવી. આનો ¾ ભાગ જેટલો ભાગ હવાથી ભરો, અને પછી તેનું મો દોરીવતી સખત બાંધી દેવું. |
| " | " | ૩ બ. | મેળામાં છોકરાઓને માટે વેચાય છે તેવા રબરના ફુગ્ગાને ઉપરની માફક ભરીને તૈયાર કરવાથી એજ પ્રયોગ કરી બતાવાશે. |
| ૬ઠી ૬૭મો. | પ્રકાશ સીધી લીટીમાં જાય છે. | ૧ લ. | **પ્રકાશ.**<br>નવ ઇંચ લાંબી, એક ઇંચ પહોળી અને એક ઇંચ જાડી લાકડાની એક પટી લો. તેની મધ્યમાં એક સીધી લીટી પેન્સીલ |

| | | | |
|---|---|---|---|
| | | | વતી દોરો. લાકડાની પહોળાઈમાં ત્રણ ત્રણ ઈંચને છેટે અર્ધો ઈંચ ઉંડી ચાર ખાંભણો પાડો ચાર સરખા કદના કાગળનાં પત્તાં લઈ તેમાંના ત્રણમાં મધ્ય ભાગે ટાંકણીવતી ઝીણા સ્હાર પાડો. બધા પત્તાને ખાંભણમાં ગોઠવો. વગર સ્હારેલાને છેલ્લી ખાંભણમાં મૂકો. પહેલા સ્હારમાંથી વચલા બેની આરપાર છેલ્લા પત્તાનો રંગ જુઓ. ત્રણના રંગ કરતાં ચોથું પત્તું જુદા રંગનું રાખવું. તે જુદો રંગ પહેલા સ્હારમાંથી આરપાર દેખાશે. |
| ફાઠી ૮૮મો. | પરાવર્તન પતન અને પરાવર્તન ખુણા સમાન થાય છે તે બતાવવાને માટે. | ૨ જ. | અર્ધવર્તુલ આકારની કાર્ડબોર્ડની પેટી બનાવો વ્યાસની બાજુના મધ્યમાં આરસીના કાચનો એક નાનો કકડો ગોઠવો. અર્ધ વર્તુલ બાજુના મધ્યબિન્દુથી સરખે અન્તરે બન્ને બાજુએ કાણાં સ્હારો મધ્યમાંથી શરૂ કરી બન્ને બાજુએ જુદા જુદા રંગની શાહીથી કાણાંની અંદરની અને બહારની બન્ને બાજુએ નંબર લખો એક નબરના કાળા કાણામાંથી આરસામાં જોતાં તેની અંદર રાતા રંગનો એક નંબર વંચાશે. આથી સાબીત થાય છે કે બન્ને ખુણા સમાન છે. |
| ૨૭. ૫૯મો. | મિશ્ર રંગોની બનાવટ. | ૧, ૨, ૩. | પ્રકાશ અને રંગ<br>મધ્યમ કદની ત્રણ લાકડાની ભમરડીઓ લો. તેમાંની દરેક ઉપર બે જુદા જુદા રંગના કાગળો ચોડી ફેરવતાં (૧) રાતો અને પીળો રંગ નારંગી દેખાશે (૨) રાતો અને વાદળી જાંબુડીઓ દેખાશે અને (૩) પીળો અને વાદળી લીલો દેખાશે. |

| | | | |
|---|---|---|---|
| ૬ઠી ૮૪મો. | બધા મૂળ રંગના મિશ્રણથી બનતો રંગ | ૫. | (૮) લાલ, પીળો, અને વાદળી ગતિમાં હોય ત્યારે શોળોડી ધોળો રંગ દેખાડે છે. |
| ” | ” | ૬ અ. | ઉપલા એક, બે, ત્રણ પ્રયોગમાં વપરાએલા મૂળ રંગોના કાચ લાવો. એક બીજાને સાથે જોડી અંદરથી જોતાં ઉપરની માફક ( ૧,૨,૩ માં લખ્યા મુજબ ) દેખાશે. પણ ત્રણે જુદા જુદા કાચને ભેગા કરી આરપાર જોવાથી કાળો રંગ દેખાશે. કારણકે નં. ૪ ની વીગત પ્રમાણે તે ગતિમાં નથી. |
| ૭ મી ૮૪. | પૂરવણી રંગ. | ૭ | એક સાધારણ ફાનસ બનાવો તેની ત્રણ બાજુએ ટીનનું પતરૂ જડી લો. ચોથી બાજુમાં એકી વખતે બે કાચ દાખલ કરી શકાય એવી બે ખોભણો કરાવો. મધ્યમાં મીણબત્તી મૂકવાનું ખાનું જડાવો. અંધારામાં એનો પ્રયોગ કરી જુઓ. |
| | | ૮ | ટીપ.—આ પ્રયોગોમાં કાચના રંગોનું ઓછું વત્તું ઘેરાપણું હોય ત્યારેજ પ્રયોગ થઈ શકે, પણ તેવા કાચ મેળવવાની મુશ્કેલી હોવાથી પ્રયોગ થઈ શકતો નથી. |
| | | | **હાઈડ્રાસ્ટેટિક્સ—જળસ્થિતિ વિદ્યા.** |
| ૫મી ૭૯ | ફૂવારો. | ૧ અ. | બાજુમાં ભુંગળીવાળો એક નાનો પતરાનો ડબ્બો બનાવી તેમાં પાણી ભરો. તેમાં બાજુની ભુંગળીમાં રબરની નળી ખોસો. રબરની નળીને બીજે છેડે અણીવાળો કાચનો નળીઓ અથવા |

| | | | ભૂંગળી પોગો ઢાંકણાં આર પાસ ધુદ ઊંચે મૂકો. |
|---|---|---|---|
| " | " | ૨ થ. | બાટલીમાં પૂતળીના આકારનું માટીનું એક રમકડું વેચાય છે. પૂતળીને માથે જે પોલાં વાસણ હોય છે, અને તેના પગ આગળ ઝીણા વેહ વાળી નળી હોય છે. એકાએક એકદમ રેડેલું પાણી નીચેની નળીમાથી ઉંચું ઉડેછે. |
| પની ૭૯ | જાદુઈ કારક. (ચંબુ) કાનું ઢળાય | ૩ થ. | બાટલીમાં એક માટીનો ચંબુ વેચાય છે તેને એક કાણું હોય છે, તે બંધ કરી ઉંધો વાળવા છતાં પાણી ઢોળાતું નથી. |
| પની ૮૧ | જળબંબો—મોટરપંપ | ૪ થ. | ઘાસતેલના ડબ્બાઓથી કેરાસીન તેલ કાઢવાના પંપનો નમુનો |
| છની ૭૮ | પાણી સપાટીના પ્રમાણમાં દબાણ કરેછે. | ૭. | રબરની બે કોથળી લઈ એકમાં એક કાણું અને બીજીમાં જુદા જુદા કદના ઘણાં કાણાં પાડો. રબરના કોથળાને પાણીની અંદર લઈ જઈ દાબીને મુકી દેવાથી તેમાં પાણી ભરાશે. પછી તેને બહાર કાઢી દાબવાથી જુદા જુદા કદની સપાટીના પ્રમાણમાં પાણીની ધારા બહાર આવે છે. |
| " | સાયફન, (બક નળી) | ૮ સ. | આશરે વીસ ઈંચ લાંબી કાચની નળીને એક છેડેથી ૭ ઈંચને છેટે મશાલના દીવા ઉપર ધરો. કાચ ગળે ત્યારે કંઈક એપને નાળચા આકૃતિ જેમ વાળો. આ બક નળીનું કામ કરશે. |

| | | | |
|---|---|---|---|
| | | | રબરની નળી અથવા હિવેલી કે પપૈયાના પાંદડાના ડીંટાથી પણ (ગીપુ હોય ત્યારે) સાઈફનનો પ્રયોગ કરી બતાવશે. |
| ,, | ,, | ૮ ग. | પાટણમાં વેચાય છે તે માટીનો હાથી. |
| ,, | વાસુદેવ પ્યાલો બકનળીનાં મૂળ તત્વો બતાવવા માટે. | ૮ क. | બકનળીનાં મૂળતત્વો બતાવનાર પ્યાલો, પાટણમાં વેચાતો માટીનો પ્યાલો. (વાસુદેવ પ્યાલો.) |
| ૭મી ૭૯મો | આર્કિમિડિઝના નિયમો | ૯ क | આર્કિમિડિઝના નિયમોનાં મૂળતત્ત્વો સાબીત કરવામાં વિલાયતી ત્રાજવાં અને કાટલા કિંમતમાં ભારે હોય છે, માટે સોની અને ચોકસીઓ વાપરે છે તેવા સાધારણ કાંટા અને કાટલાથી પણ પ્રયોગ થઈ શકશે. |
| ૮મી ૮૦મો | | ૨. | અવાજ—(બોલેલું દૂર સંભળાય તેવું યંત્ર.)<br>ટેલિફોનનાં મૂળતત્ત્વ બતાવવા માટે કાર્ડબોર્ડની બે ભુંગળીઓ બનાવો. તેના એક એક મોંને કાગળ વડે બંધ કરી લો. એક લાંબી દોરીનો એક છેડો બે ભુંગળીઓના કાગળમાં આરપાર પરોવી બાંધી લ્યો. ભુંગળીઓનો વ્યાસ આશરે ત્રણ ઇંચ અને ઉંચાઈ છ ઇંચ [illegible] રાખવી. |

| | | | |
|---|---|---|---|
| પમી ૮૧મો | સ્વાનું ઉપલી તરફનું દબાણ બતાવવા માટે | ૧. | ન્યુમેટિક્સ અને વાયુ<br>મ૯ સે.ડના એક કાચના પ્યાલાને છલાછલ પાણીથી ભરો. એક કાગળના કડકાને પ્યાલાના મોં ઉપર મુકી તેના ઉપર હથેળી દાબી રાખીને પ્યાલાને ઉંધો વાળો. પછી ધીમેથી હથેળી ખસેડી લો. કાગળ પડી ન જતા પાણીનું વજન ઝમે છે કારણ કે કાગળ ઉપર નીચેની હવા દબાણ કરે છે |
| ,, | ,, | ૧ અ. | હાંલ્ડી ઉંધી પાડવાનો પ્રયોગ લુગડાના કકડામાં થોડી રેત કે ધુળ નાખી તેની પોટલી બાંધો. ગાંઠના છેડાઓને તેનમાં બોળી સળગાવો. અને પેટ ઉપર મૂકો કાચના મોટા પ્યાલાને દીવા ઉપર ઉંધો થોડીવાર ધરો. તેની અંદરની હવા તપીને પાતળી થશે. ત્યાર પછી તેને પેટ ઉપર મુકી દો. પેટ ઉપર તે ચોટી જશે<br>ટીપ —ગ્લાસનો પ્યાલો દીવા ઉપર તપી ન જાય તેની ખાસ મઝાળ લેવી. તેમજ કાનાની કોર ધારવાળી ન હોવી જોઈએ |
| પમી ૮૨મો | નળીમાંથી હવા ચૂસી લઈએ તો બહારની હવા પ્રવાહીને ઉપર ધકેલે છે. | ૨. | એક કાચની નળીને છેડે સ્ટોપકાક બેસાડો. આ કામ પ્લાસ્ટર ઓફ પારિસ અથવા ફટકડીના રસથી કરવું. તે નળીનો એક છેડો પારાની અંદર મૂકો. સ્ટોપકાકને ઉઘાડો અને મોં વડે તેમાંની હવા ચુસી લો. પારો ઉંચો ચઢે છે, પણ મોં કાઢી લેતાં પાછો પડી જાય છે. ફરીથી હવા ચોથી લો, અને પારો ઉંચો |

| | | | |
|---|---|---|---|
| | | | ચડ એટલે રેશપટાક બંધ કરી દો, તો પારો નળીમાંથી નળીને બહાર કાઢી લેતા છતાં નીકળી પડશે નહિ. |
| ઉષ્ણતા | ગરમ થએલી હવા હલકી ચડે છે. | ૮. | સ્થાનિક બનાવટના કાગળનું બલુન અંદરની હવા ગરમ કરવાથી ઉચું ચડે છે. તેની કિંમત ચારથી છ આના સુધી પડે છે. |
| ,, | ,, | ૮. અ. | બળતી ચીમની ઉપર કાગળની ઝીણી કરચો ઉપેથી નાખો, તો તે કરચો અંદર પડવાને બદલે બહાર ઉડી જશે. |
| | | | **ઋતુજ્ઞાન યંત્રો.** |
| | વરસાદ માપવાના યંત્રની બનાવટ. | ૨. અ. | એક સાધારણ શીસો લો જસત કે ટીનના પતરાનું એક નાળચું પ્રમાણભૂત મળેલા વરસાદ માપવાના યંત્રના નાળચાના વ્યાસ જેવડુંજ બનાવરાવો. ( અંદરનો વ્યાસ પાંચ ઇંચ. ) અને શીસાની ઉપર મૂકો જો પ્રમાણભૂત પ્યાલો મળી શકે તેમ ન હોય તો ½ ઇંચ વ્યાસની એક સરખી પહોળાઇની કસોટીની નળી કે શીશીમાં જોખીને ૨૭૦ તોલા પાણી એક શીશીમાં રેડો અને તેની ઉંચાઇના ઉપર પ્રમાણે સરખા સો ભાગ પાડો. |
| | | | વરસાદ માપવાના પ્યાલાને માટે બધેથી સરખી પહોળાઇની પહોળા મોની કસોટીની નળી અથવા સાંકડી શીશી લો. તેમાં પ્રમાણભૂત માપના પ્યાલામાં માપીને એક ઇંચ પાણી તેમાં રેડો, |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| | એમ. મેહદી, દિલ્હી. | | | | | |
| ૫ | તેહરીરૂલ-અસવાત | ઉર્દુ | ઉર્દુ નિશાળોમાં ઇનામ તથા લાયબ્રેરિ માટે | ૦ | ૧૫ | ૦ |
| ૬ | ક્વાઇદે-તેહરીરૂલ-અસવાત<br>મુનશી ગુલામ હૈદર સાહેબ<br>હેડમાસ્તર, ઉર્દુ મ્યુનિસિપલ સ્કૂલ, કરાંચી. | " | " | ૦ | ૭ | ૦ |
| ૭ | તનારીખે ઇન્કલાબાતે સિંધ, ૧૯૧૫<br>સુરજમાલી લાલ વર્મા પરગણે કત્રા,<br>અલ્લાહાબાદ. | ઉર્દુ | " | ૦ | ૧૦ | ૦ |
| ૮ | જોહરે-એ-જુમારીઆ | ઉર્દુ | ઉર્દુ નિશાળોમાં લાયબ્રેરિ માટે. | ૦ | ૮ | ૦ |

ડિરેક્ટર ઓફ પબ્લિક ઇન્સ્ટ્રક્શનની ઓફિસ
પૂના ૧૩-૫-૨૦

Sd/ B. N. Desai.
ડિરેક્ટર ઓવ પબ્લિક ઇન્સ્ટ્રક્શનની વતી.

(મે. ઉ. આ. એ. ઈ. સાહેબના તા. ૧૭-૭-૨૦ ના
હુકમ નં. ૪૬૧૭ ઉપરથી.)

## મુંબાઈ સરકાર.

મહેસુલ ખાતું હુકમ નં. ૧૨૦૬

જજિરે મુંબાઈ તા. ૧૫-૪-૨૦

સીન. એ. ઈ. ગેઇલે મેક્સિકામાં પ્રસિદ્ધ કરેલું માસિક "Galo's Journal of Revolutionary Communism" ની કોઈ પણ નકલ દરિયા માર્ગે કે સ્થળ માર્ગે બ્રિટિશ હિંદુસ્તાનમાં લાવવાની દરીઆઈ જકાતના ૧૮૭૮ ના કાયદા જેમાં ૧૯૧૪ ના કાયદા પ્રમાણે સુધારો કરવામાં આવ્યો છે તેની રૂએ હિંદુસ્તાનની સરકારે મનાઈ કરી છે.

(સહી) એચ. એફ. નાઈટ.

## મુંબાઇ સરકાર.

ન્યાય ખાતું હુકમ નં ૪૫૨૭

જજિરે મુંબાઇ તા. ૧૮-૫-૨૦

મેયુક્ત પ્રાન્તોના તા ૨૬-૪-૨૦ના હુકમ ન. ૬૮૫-૮-૧૩૮ મુજબ તા. ૧૯ મી માર્ચ ૧૯૨૦ને રોજ લખનૌની મસિદમાં ખિલાફત માટે કરવામાં આવેલી પ્રાર્થનાની બધી નકલો, ઉર્દુમાં છાપેલી અગર તેના તરજુમા જ્યાં મળી આવે ત્યાં જપ્ત કરવાનું જાહેર કરવામાં આવે છે.

( સહી ) એ. એફ. કિંકરલી.
એ. ડે. સે. ટુ ગવર્નમેન્ટ.

## મુંબાઈ સરકાર.

ન્યાયખાતું હુકમ નં. ૪૭૨૭

જજિરે મુંબાઇ તા ૨૨-૫-૨૦

કોઈ સુલેમાન તહીર નામના પુરુષના તંત્રીપણા નીચે ઉર્દુમાં છપાતું "નીદાએ ધરેમ" નામના છાપાની બધી નકલો કે તેમાંની થોડી કે બધી હકીકતવાળાં બીજાં લખાણો ઇન્ડીઅન પ્રેસ એક્ટની રૂએ દિલ્હીના ચિફ કમિશ્નર સાહેબ પોતાના તા ૧૧-૫-૨૦ ના હુકમ નં. ૨૯૭૮ થી જપ્ત જાહેર કરે છે.

( સહી ) W. Wilberforce Bell
સે. નિસબત સરકાર

## મુંબાઇ સરકાર.

ન્યાયખાતું હુકમ નં. ૪૯૩૭.

જંજિરે મુંબાઇ તા. ૨૯-૫-૨૦

સંયુક્ત પ્રાંતોની સરકારે તા. ૧૯-૫-૨૦ના જાહેરનામા નં. ૫૧૯-૮-૧૮૨ પ્રમાણે મુનશી એહસાનઉલ હકે પ્રસિદ્ધ કરેલી, જૈનીલાલ છાપખાનામાં ઉર્દુમાં છાપેલા "ઓરંગી ખલીફાત" ની બધી નકલો પ્રેસ એક્ટની રૂએ જપ્ત કરી છે.

(સહી) એ. ડબલ્યુ. વીલપ્રોર્મ-બેલ

## મુંબાઈ સરકાર.

ન્યાયખાતું હુકમ નં. ૫૨૭૦

જંજિરે મુંબાઈ તા. ૯-૬-૨૦

૧ લી મે. ૧૯૨૦ ને રોજ ફૈઝાબાદમાં મળેલી ખિલાફત પરિષદમાં શેખ મુશીર હુસેન કીડવાઇ, ગડીઆના તાલુકદારે ઉર્દુમાં કરેલા ભાષણની બધી નકલો કે ભાગો અને તરજુમા જ્યાં મળી આવે ત્યાં પ્રેસ એક્ટની રૂએ સંયુક્ત પ્રાંતોની સરકાર તા. ૨૦-૫-૨૦ ના હુકમ નં. ૯૨૮-૮-૧૯૧થી જપ્ત જાહેર કરે છે.

(સહી) એચ. વીનસન્ટ્રાર્મ.

## મુંબાઇ સરકાર.

ન્યાયખાતું.

હુકમ. નં. ૧૯૩૦ તા. ૨૬-૨-૧૯૨૦.

હિંદુસ્તાનની સરકારના વેપાર અને ઉદ્યોગ ખાતાના તા. ૨૧-૧-૨૦ હુકમ નં. ૪૦૬ ઢ ઉપરથી હિંદુસ્તાનમાં પરદેશથી આવતા વીંધા સરેલા સાહિત્ય ઉપર જાપ્તો રાખવાનો આ ખાતાનો તા. ૧૬-૧૧-૧૪ નો ઠરાવ નં. ૮૫૬-૮૬૧-૧૪ પાછો રદ કરવામાં આવે છે.

(સહી) એ. મોન્તગોમરી

## મુંબાઇ સરકાર.

ન્યાય ખાતુ

હુકમ ન ૨૯૮૨.

મિલ્લે મુબાઈ. તા. ૨૪-૬-૨૦.

બગાળાની સરકાર તા. ૧૩-૩-૨૦ ના જાહેરનામા નં. ૩૨૦૭ "ઘ ઉપરથી બગાળીમાં લખાએલુ અને જેનુ મથાળું અરબી અને બંગાળીમાં નીચે પ્રમાણે કરવામા આવ્યુ છે, "બીસમીલ્લા હીર રહેમાન નીર રહીમ," (અરબી) અથી જનાબ (બગાળી) અસ્સલામો અલઈકુમ (અરબી)" નામનું ચોપાનીયુ પ્રેસ એકટની રૂહએ જપ્ત કરવામાં આવે છે.

(સહી) એ. મોન્તગોમરી.

(ઉ ભા. ના મે. એ. ઇ. સાહેબના તા. ૧૩-૭-૨૦ ના હુકમ નં. ૪૫૯૫ ઉપરથી.)

## વર્નાક્યૂલર ફાઇનલ પરીક્ષા.

### ઉત્તર વિભાગ.

ન ૭૮૮૯.

તા ૨૪ મી જૂન ૧૯૧૫ ના મુબાઇ ગવર્નમેન્ટ ગેઝેટ ભાગ પહેલાના ૧૬૨૧-૧૬૨૪ મે પૃષ્ઠે તા. ૧૪ મી જૂન ૧૯૧૫ ની કેળવણી ખાતાની જાહેરખબર નં. ૧૭૩૮ જી, જેમાં તા. ૨૬ મી ડિસેમ્બર ૧૯૧૮ ના ગવર્નમેન્ટ ગેઝેટના ભાગ પહેલાના ૨૪૧૪ મે પૃષ્ઠે તા ૨૧ મી ડિસેમ્બર ૧૯૧૮ ની કેળવણી ખાતાની જાહેરખબર નં. ૭૪૩૮ પ્રમાણે સુધારો કરવામાં આવ્યો છે તે પ્રમાણે સને ૧૯૨૧ ના એપ્રિલ મહિનામાં લેવાની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા માટે નીચે જણાવેલી ચોપડીઓ મુકરર કરવામાં આવી છે.

### ૧. ભૂમિતિ.

ગુજરાતી શાળાઓ માટેની ખાતાની નવી ભૂમિતિઃ—પ્રાયોગિક ભૂમિતિનો ખડ પૂરો. સિદ્ધાંત ભાગ—ખડ ૨ અને ૩ પૂરા. પ્રયોગો અને કૃત્યોને લગતા સહેલા પ્રશ્નો સાથે.

## ૨. ગુજરાતી.

अ. ખાતાની સાતમી ચોપડી (છેલ્લી આવૃત્તિ ).

ब. ખાતાની સાતમી ચોપડીમાંના ૭, ૧૧, ૧૯, ૩૦, ૩૬, ૪૪, ૪૮, ૫૧, અને ૫૫ મા પાઠોમા આવેલી કવિતાઓની ૨૦૦ લીટીઓ (છેલ્લી આવૃત્તિ)

## ૩. ઉર્દુ.

अ. ઉર્દુ મિડલ કોર્સ ભાગ ૨. પંજાબ સિરિઝ—પૃષ્ઠ ૮૫ થી ૧૮૭

ब " મુસદ્દસહાલી " ૫૦ ફકરા ( બંધ ) અથવા ૩૦૦ મીસરા ૧ લી ફકડીથી શરૂ કરીને.

( સહી ) J S. Kadri
એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર ઉત્તર ભાગ.

---

## જાહેરખબર

નીચે લખેલી છોકરીઓને તા ૧–૮–૨૦ ને રોજ લેવાએલી નવરોજજી પેરતનજી વકીલ સ્કોલરશીપ પરીક્ષામાં પસાર થવાથી સ્કોલરશિપ આપવામાં આવે છે.

| નં. | નામ | ઉમર | નિશાળનું નામ | રકમ |
|---|---|---|---|---|
| | વર્ગ अ. | | | રૂ. |
| ૧ | ઇન્દુમતી ચીમનલાલ | ૧૩ | છોકરીઓની હાઇસ્કૂલ અમદાવાદ | ૪ |
| | વર્ગ ब | | | |
| ૨ | પેરીના એર્સીસ | ૧૪ | ,, | ૫ |
| | વર્ગ क. | | | |
| ૩ | સરલા સુમન્તભાઈ | ૧૫ | ,, | ૬ |
| | વર્ગ ड. | | | |
| ૪ | સુમન હર્ષદરાય | ૧૬ | ,, | ૭ |

અમદાવાદ. } (સહી ) જે. એસ. કાદરી
૩૦–૮–૨૦ } એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર. ઉત્તર ભાગ.

( મ. એ. ઇ. સાહેબના હુકમ નં. ૫૫૬૭ તા. ૩–૮–૨૦ ઉપરથી )

" મે. ડિરેક્ટર ઑવ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શન સાહેબે પોતાના લાયબ્રેરિ નં. ૬૫૪૧ તા ૨૯–૭–૨૦ ઉપરથી રા બ. રણછોડભાઈ ઉદયરામ નીલકંઠને " રાજાનો પર્વત " નામની ચોપડીની કિંમત રૂ ૧–૦–૦થી વધારી રૂ. ૧–૮–૦ કરવાની રજા આપી છે. કિંમતમાં વધારો ફક્ત નવી આવૃત્તિ માટેજ છે.

( મ. એ. ઇ સાહેબના હુકમ નં. ૫૬૫૩ તા. ૪–૮–૨૦ ઉપરથી. )

| ઠરાવ નંબર. | શાળાપત્રનું પાનું | ટીકા. |
|---|---|---|
| ૧૫૩૯૮ તા. ૧૭-૨-૨ | ૧૧૯ મે ૧૯૨૦ નું | "શામાટે પુસ્તક મંજુર કરવામાં આવ્યું છે" એ ખાનામાં નીચેની ચોપડીઓ — (૧) "હમને માશાલ્લ" અને (૨) "ઇખ્વાન દુલહાન" માટે "ઉર્દૂ શાળાઓના તથા ઇનામ અને" છાપવામાં આવ્યું છે તે સુધારી લઈ "ઉર્દૂ શાળાઓના ઉપયોગ તથા ઇનામ અને લાયબ્રેરી માટે" વાંચવું. |

## મુંબાઇ સરકાર.

ન્યાયખાતું હુકમ નં ૧૯૭૭.

મુંબઈ તા. ૨–૨–૧૯૨૦

બંગાળાની સરકાર છાપખાનાના કાયદાની રૂહએ પોતાના હુકમ નં. ૧૭૪૭ પી તા. ૯–૨–૧૯૨૦ તથા હુકમ નં. ૨૦૦૫ પી. તા ૧૦–૨ ૧૯૨૦ ઉપરથી અરબી ભાષાના મથાળાવાળા 'યાદે માનાલી જુમ્મુ કલાક અલ્લા" અને "એક ગુનેહગાર" એવી સહીવાળા તથા બંગાળીમાં છપાએલા અને " જહદ જહદ " શબ્દોથી શરૂ થતા–એમ અનુક્રમે એ નાનાં પાનાંઆ બ્રિટિશ સરકાર સામે તિરસ્કાર ઉત્પન્ન કરે એવાં હોવાથી જપ્ત થએલાં જાહેર કરે છે.

સહી. એ. મોન્ટગોમરી.

## જાહેરખબર.

તા. ૫-૮-૨૦ નો હુકમ નં. ૫૬૮૭.

મેસર્સ મેકમિલન એન્ડ કંપનિ તરફથી પ્રસિદ્ધ થએલી સરકારી ગુજરાતી વાચનમાળાની ચોપડીઓ થોડી સંખ્યામાં પુરી પાડવામાં આવે છે એને લગતી ફરિઆદો થોડા સમય ઉપર વર્તમાનપત્રોમાં છપાઈ છે. વળી એમ કહેવામાં આવે છે કે ચોપડીઓ વેચનારા સરકારે મંજુર કરેલી કિંમત કરતા પુષ્કળ વધારે કિંમત ચડાવે છે; આટલી ભારે કિંમત આપતે પણ બાળકોને તે પુસ્તકો પુરતી સંખ્યામાં મળતાં નથી. જે અગવડની ફરિઆદો થાય છે તેની તપાસ માટે યોગ્ય અને વેળાસર પગલાં ભરવામાં આવે તથા તે દૂર થાય એ હેતુથી લોકની જાણ માટે જાહેર કરવામાં આવે છે કે આને અંગે કોઈને ખરેખરી ( પાયાદાર ) ફરિઆદ કરવાની હોય તો તેણે નીચે સહી કરનારને મોકલી આપવી તેની સાથે પુસ્તકો પુરતી સંખ્યામાં મળતાં ન હો અથવા અનીતિથી વર્તનાર પુસ્તક વેચનારા મંજુર કરેલી છુટક નકલની કિંમત કરતાં વધારે કિંમત માગે છે તે વિષે સંગીન પુરાવા રજુ કરવા.

વળી સૂચના કરવાની કે બની શકે ત્યાં સુધી ચોપડીઓ મંગાવવાના હુકમો પરભાર્યા મેકમિલન કંપનિને મોકલવા તે કંપનિ પ્રસિદ્ધ કરેલી કિંમતે નિયમિત રીતે ચોપડીઓ પુરી પાડશે, અને રિવાજ મુજબ ડિસ્કાઉન્ટ કાપી આપશે જો તે કંપનિને કરેલી માગણી ન સ્વીકારાય તો તે બાબત નીચે સહી કરનારની જાણમાં લાવવી.

(સહી) જે એસ. કાદરી

એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર.

ઉત્તર વિભાગ.

## ઇનામપત્રક.

**અમદાવાદ—**

પસાઈ તા. દક્ષિણદસ્ક્રોઈ—ગામ લોક રૂ. ૨૫॥) સ્કૂલ જમાડી વાગડ તા. ધંધુકા—સ્કૂલ કમિટિના મેમ્બરો, બીજા ગામ લોકો, શાહ નારણદાસ મથુરદાસ. રૂ. ૧૪) મગજના લાડુ. દાલોદ—ગોવનજી જેરામ રૂ. ૧૨) મિઠાઈ. સુળધરાઈ—સ્કૂલ કમિટિના મેમ્બરો. રૂ ૬) મિઠાઈ. આંકે—ગાયકવાડ સ્ટેટ તરફથી રૂ ૨૦) ઇનામ તથા મિઠાઇ, સોલાસણ—ગામ-લોક રૂ. ૫૦) સ્કૂલ જમાડી. કુઠથલ—ગામલોક રૂ. ૬૭) સ્કૂલ જમાડી. ક્રેન્ટ—ગામ લોક રૂ. ૫૫) સ્કૂલ જમાડી.સાળંગપુર—ગામ લોક રૂ ૨૪) સ્કૂલ જમાડી પોલારપુર—પોપટલાલ છગનલાલ રૂ ૧૧ ઇનામ કોચરબ—ચિકુંલભાઈ મથુરભાઇ રૂ. ૨૦) સ્કૂલ જમાડી. ચ ઠરવા—ગામ લોક રૂ ૨૭) સ્કૂલ જમાડી વાગડ—સ્કૂલકમિટિના મેમ્બરો રૂ ૧૩) ઇનામ વહેંચ્યું પાસણા—ગામલોક રૂ. ૮૫) સ્કૂલ જમાડી. ગોરૈયા—ગામલોક રૂ. ૧૫) ઇનામ ગોરૈયા—દરબાર દોલતસિંહજી રૂ. ૩૫) સ્કૂલ જમાડી કુંડાલ—ગામલોક રૂ. ૩) ઇનામ. ધુમા—ગામલોક રૂ. ૪૮) ઇનામ. વલાદ—ગામ-લોક. રૂ. ૧૬) ઇનામ. રીબડી—સ્કૂલકમિટિના મેમ્બરો રૂ. ૨૫) સ્કૂલ જમાડી. રીબડી—મુખી રૂ. ૨૦) ઇનામ. કુંડાલ—ગોતી આશા; શીવા આશા રૂ. ૬૦) સ્કૂલ જમાડી. ખસ—ગામ લોક સ્કૂલ જમાડી. બદરખા, સદ્ગૃહસ્થો. રૂ ૧૫ ઇનામ. જેતલપુર—આગેવાન લોક રૂ. ૭૮) જમણ આપ્યું. જેતલપુર—આગેવાન લોક રૂ. ૩૫) સ્કૂલ જમાડી (કન્યાશાળા) ગાંગડ—ઠાકોર સાહેબ રૂ. ૭૮) સ્કૂલ જમાડી. ઉખલોડ—સદ્ગૃહસ્થો ૫) ઇનામ.

**ખેડા—**

આંબલીઆરા-તા. કપડવંજ. સુથાર શિવાભાઇ કાનદાસ રૂ ૧૫) સ્કૂલ જમાડી કંજોડા—તા નડિઆદ પા. દુગનભાઇ રણછોડભાઈ રૂ. ૭) મિઠાઇ, ધનાભાઇ જમનાભાઈ રૂ. ૬) ખડિઆણ. શા મનસુખ દાગીદાસ વગેરે (વંઠોલ—તા ઠાસરા, પા. સોમાભાઇ કાળજીભાઈ રૂ. ૧૫) સ્કૂલ જમાડી. વરતાલ—તા નડિઆદ ધર્મધુરંધર આચાર્ય શ્રીપતપ્રસાદજી રૂ. ૫૧) વકીલ શેઠ ગોમાભાઇ ઇ કેશાભાઈ રૂ ૫૧), મોહનલાલ છગનલાલ ૧૫) વહોરા રહીમભાઈ સુભાઇ રૂ. ૫) શા ડાયાભાઇ દોલતચંદ રૂ ૨)

સંપૂર્ણ.

## શુદ્ધિપત્ર.

| પુસ્તક | પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૫૯ | ૮૬ | ૨૯ | મુલમ | મુલ્લા |
| | ૧૫૪ | ૬ | અ૦ | (ફા) મુસલ્માન |
| | | ૭ | મુસ્લિકેરમાન | મુસ્તિમન્માન |
| | | ૧૦,૧૧,૧૨,૧૩ | મુસલમાન | મુસલ્માન |
| | | ૧૫ | મુશાફર | મુસાફિર |
| | | ૧૬ | શહ | શાહે |
| | | ૧૯ | મુમીકીમ | મુસ્તકીમ |
| | ૧૫૫ | ૪ | ફેમલાનો | ફૈસલાને |
| | | ૧૩ | અતિવિ | અતિથિ |
| | | ૨૩ | મેહબુમ | મહબૂમ |
| | | ૧૪ | મહેમીન | મિહમીજ |

અમીરમિયાં હમ્દુમિયાં.

## વિનંતી.

૧ એક સૂચના એ કરવાની કે ગ્રાહકોને પત્રવ્યવહારનો પ્રસંગ કંઈ મજોગોથી ઉપસ્થિત થાય તો દરેક પત્રમાં પોતાનો લેમન, નંબર લખવાનુ લક્ષમાં રાખશે કેટલીક વખતે તે શોધી કાઢવામાં અમારે ઘણો સમય નકામો ગાળવો પડે છે.

૨ ચાલુ વર્ષથી આ માસિકનું લવાજમ ૧-૩-૦ કર્યું છે. જે ગ્રાહકોએ ૩ ૧) મોકલ્યો હોય તે સવડે ૦-૩-૦ મોકલી આપશે એવી આશા છે. પોસ્ટેજ સ્ટેમ્પ્સ મોકલશે તો ચાલશે

## ગ્રાહકોને વિનંતી.

ચાલુ સાલની શરૂઆતથી અમારૂ માસિક કેટલાંક અનિવાર્ય કારણોને લીધે વખતસર પ્રસિદ્ધ થઈ શકતુ નથી આ ખાતે અમે લાચાર છીએ. વર્ષની શરૂઆતમાં છાપખાનું બદલવુ પડયુ હતુ, અને અમે આશા રાખતા હતા કે અંકો વખતસર બહાર પાડી શકીશુ. આ ધારણા નિષ્ફળ જવાથી ફરી છાપખાનુ બદલ્યુ છે. આ સમયમાં છાપખાનાની મુશીબતો તેના સચાવટોજ જાણે છે કામ કરનારાની તાણને લીધે પોતે નિયમિતપણાની પ્રતિષ્ઠા જાળવી શકતા નથી આથી ગ્રાહકોને વિનંતી કરવાની કે અંકો મોડા મળે તો દર ગુજર કરશે બનતા પ્રયાસે અંકો ત્વરાથી નિયમિત કરવા ધારીએ છીએ

શિક્ષકો તેમજ શિષ્યવર્ગમાં પ્રિય થઈ પડેલ

# સૃષ્ટિજ્ઞાન. (ત્રીજી આવૃત્તિ)

ધોરણ ૧-૨-૩-૪-૫-૬ ની વાચનમાળાના ત્રીજા ભાગના વિદ્યાના પાઠોનું પ્રશ્નોત્તર રૂપે સંપૂર્ણ વિવેચન, પ્રે. રા. ટ્રે. કૉ. ના શિક્ષણનો મેડલ મેળવેલા બે સિનિઅર માસ્તરો પાસે તૈયાર કરાવેલા ઘણા ઉપયોગી અને પ્રશંસાપાત્ર થયા છે. જેની ખાતરી ટુંક સમયમાં ત્રીજી આવૃત્તિ બહાર પડી તે છે, તેમજ વ. ફા. અને પ્રાવેશિક પરીક્ષાના ઉમેદવારની ઉપરાઉપરી માગણી થવાથી અમોએ

# સૃષ્ટિજ્ઞાન યા વિદ્યાના પાઠો.

ઉપરનાજ શિક્ષકો પાસે સરળ ભાષામાં પ્રશ્નોત્તર રૂપે તૈયાર કરાવી બહાર પડયા છે. જેમાં સાતમી ચોપડીના વિદ્યાના પાઠોનું સંપૂર્ણ વિવેચન કરવામાં આવ્યું છે તથા પરીક્ષામાં પુછાતા સવાલોનો પણ સંગ્રહ કરવામાં આવ્યો છે, જેથી એના અભ્યાસ પછી ઉપર જણાવેલી પરીક્ષાઓમાં આ વિષયમાં નાપાસ થવાનો બીલકુલ સંભવ રહેજ નહિ. વધારે પ્રશંસાની જરૂર નથી. બુક મંગાવી જોવાથી ખાતરી થશે. કિંમત રૂ. ૪-૬ જથ્થાબંધ લેનારને સારૂં કમિશન. ધોરણવાર કિંમત નીચે મુજબ—

બાળોપયોગી પ્રશ્નોત્તર રૂપે સરળ સૃષ્ટિજ્ઞાન ધો. ૧ લું. (આ. ૧) કિંમત રૂ. ૦-૧-૬

" ધોરણ ૨ જું (આ. ૩) રૂ. ૦-૧-૦

" ધોરણ ૩ જું (આ. ૩) રૂ. ૦-૨-૦

" ધોરણ ૪ થું (આ ૩) રૂ. ૦-૨-૦

" ધોરણ ૫ મું. (આ. ૨) રૂ. ૦-૨-૬

" ધોરણ ૬ ઠ્ઠું. (આ. ૨) રૂ. ૦-૨-૬

" ધોરણ ૭ મું. (આ. ૧) રૂ. ૦-૪-૬

પ્રશ્નોત્તરરૂપ ભરતખંડનો સરળ ઇતિહાસ (ધો. ૫) રૂ. ૦-૨-૦

" " (ધો. ૬) રૂ. ૦-૩-૦

કમિશન ટકા ૨૫ આપવામાં આવશે.

પત્રવ્યવહાર નીચેને સરનામે કરોઃ-મણિલાલ મુગટલાલ ઉપાધ્યાય.

બુકસેલર એન્ડ પબ્લીશર, મુ. પેટલાદ (વાયા આણંદ)

તા. ક.—આ ઉપરાંત ધોરણવાર નોટો પણ પ્રેસમાં પ્રગટ થઈ છે.

## સૂચના.

૧. પત્ર સબંધી લખાણ—એડિટર તરફ મોકલવુ. છાપવા મોકલવાનું લખાણ કાગળની એક બાજુએ ચોકખે અક્ષરે લખવુ. છાપવા યોગ્ય લાગશે તો છપાશે, નહિ પસંદ કરેલો લેખ ટિકિટ મોકલી હશે તો પાછો મોકલવામાં આવશે.

૨. લેખકને ઉત્તેજન—વિષયો લખી મોકલનારની પૈસા લેવાની ખુશી હશે તો પ્રથમથીજ ખબર આપેથી દર છાપેલે પાને યોગ્યતા પ્રમાણે રૂા. ૧) સુધી આપવામાં આવશે. ચર્ચાપત્ર માટે કંઈ આપવામાં નહિ આવે.

૩. લવાજમ—વરસ એકનો રૂ. ૧-૩-૦ ટપાલ ખર્ચ સાથે અગાઉથી. વિદ્યાર્થીઓ માટે ૦-૧૦-૦. છુટક અંકના રૂા. ૦-૨-૦; પોસ્ટેજ રૂા. ૦-૦-૬ જુદુ.

૪. મનિઓર્ડર—કૂપન પર ગામ કે શહેરનું ઠેકાણું સ્પષ્ટ લખવું. તેમજ ત્યાં એકથી વધારે નિશાળો હોય તો નિશાળનો નબર તથા શાળાપત્ર ઓફિસ તરફથી અપાએલા સરનામાના લેબલ ઉપરનો નંબર લખવો.

### જાહેરખબરના ભાવ.

| મુદત. | પેજ. | | |
|---|---|---|---|
| | આખુ. | અર્ધું | પા. |
| આખું વષ. | રૂ ૬૫ | રૂ. ૩૪ | રૂ. ૨૦ |
| ૭ માસ. | રૂ. ૨૫ | રૂ. ૧૮ | રૂ. ૧૨ |
| ત્રણ માસ. | રૂ ૨૦ | રૂ. ૧૦ | રૂ. ૭ |

છુટક છપાવવાનો દર.

દર ત્રણ લીટીએ રૂ. ૧-૨-૦ રાખ્યા છે

આ પત્ર સાથે કોઈ પણ હેંડબીલ વહેંચવામાં આવશે નહિ.

૫. શાળાપત્રમાં આપેલી ખાનગી જાહેરખબરોમાં જણાવેલી ચોપડીઓ ખાતાએ મંજુર કરેલીજ હોય એમ હમેશ હોતુ નથી. માટે દરેકને મંજુર કરેલી તરીકે ગણવી નહિ.

૬. શાળાપત્રનું વરસ જાન્યુઆરિથી ડિસેમ્બર સુધી ગણવામાં આવે છે; માટે વરસની વચમાં જે ગ્રાહક બંધ થવા માગતા હશે તે પાસેથી જેટલા અંક તેમને મળ્યા હશે તેટલાની છુટક અંક લેખે [illegible] લેવામાં આવશે.

જોઈએ છે—ઉર્દુ તેમજ ગુજરાતી ટ્રેન્ડ અને અનુભવી શિક્ષકો. પગાર અનુભવ અને લાયકાત મુજબ. કિન્ડરગાર્ટનના અનુભવીઓને સારો ચાન્સ આપવામાં આવશે. પ્રમોશન સારાં આપવામાં આવે છે. પ્રોવિડન્ટ ફંડ પણ ખોલવામાં આવ્યું છે. શિક્ષકો માટે મકાન તૈયાર થાય છે. બે ચાર મહિનામાં તૈયાર થયેથી તે પણ ફ્રી મળશે જેઓની ઇચ્છા હોય તેમણે પોતાની લાયકાતના સર્ટીફીકેટ સાથે તથા પોતાના અનુભવની હકીકત સહિત નીચેના સરનામે અરજી કરવી. હેડ માસ્તર.

મદ્રેસએ શૌકતે ઇસ્લામ
વથલી ( સોરઠ. ) ( કાઠીઆવાડ. )

---

જોઇએ છે—સિનિઅર રૂ. ૪૫ દરવરસે બબ્બે વધારી રૂ ૬૫ રહેવાનું મફત. ફર્સ્ટઈયર રૂ ૩૦, દરવરસે એકેક વધારી રૂ. ૪૦ રહેવાનું મફત નીચેના સરનામે અરજી કરવી.

શેઠ રામજી આસર વિદ્યાલય સેક્રેટરી.
ઘાટકોપર—( મુંબઈ )—જીલ્લે થાણા

---

## " બ્હેરા મુંગાની શાળા, અમદાવાદ."

ભાષા અને ઉપયોગી હુન્નર મફત શિખવાય છે. બ્હાર ગામના બ્હેરા મુગાને શાળામાં રહેવાની અને જમવાની ગોઠવણ છે. ખોરાકીના માસિક રૂ ૯) લેવાય છે. ગરીબ બ્હેરા મુગા છોકરાને, કપડાં અને ખોરાક મફત અપાય છે પૂછો.

પ્રાણશંકર લલુભાઈ દેસાઇ.
હેડમાસ્તર અને મંત્રી.

---

## સહેલાઈથી અંગ્રેજી શીખવું છે ?

જો થોડા ખર્ચે અને પદ્ધતિસર અંગ્રેજી શીખવા માગતા હો તો જરૂર 'અંગ્રેજી શિક્ષક' ખરીદો કિંમત પોસ્ટેજ સાથે ફક્ત દસ આના છે.

લખો—દયાશંકર ભાઈશંકર શુકલ.
ઠે સોનાફળીઆ—સુરત.

---

# ગુજરાત શાળાપત્ર.

પુસ્તક ૫૯ મું નવેમ્બર-ડિસેમ્બર સને ૧૯૨૦ અંક ૧૧-૧૨ મો.


## સને ૧૯૨૦ના માર્ચ મહીનાની ૪ થી તારીખના કેળવણીખાતાને લગતા મુંબઈ સરકારના હુકમ નં. ૧૦૮૩થી મંજુર થયેલાં ગુજરાતી કન્યાશાળાઓ માટેનાં ધોરણો.

ટીપ ૧. નીચેના ધોરણોમાં નીમેલા વિષયો પૈકી દેશી ભાષા, અંકગણિત, ભૂગોળ, આરોગ્યશાસ્ત્ર, અને સોયકામ બધી નિશાળોમાં ફરજિઆત થશે અને તે ઓછામાં ઓછો અભ્યાસક્રમ ગણાશે.

ટીપ ૨. જે વિષય કે બાબતો પર * આવી નિશાની કરેલી છે તે ઐચ્છિક છે.

ટીપ ૩. આ ધોરણો માટે પ્રાથમિક કન્યાશાળાઓના નીચે પ્રમાણે વર્ગ પાડવામાં આવશે —

( अ ) આખો અભ્યાસક્રમ પુરો કરવાનું માથે લઈ શકે એવી નિશાળો દાખલા તરીકે પ્રાથમિક ટ્રેનિંગ સંસ્થાઓ સાથે જોડેલી નિશાળો, જેમના મુખ્ય શિક્ષકો અથવા શિક્ષકો યુરોપીઅન હોય એવી મિશનોના તાબામાંની નિશાળો, અને બીજી રીતે ચલાવાતી પણ પુરતા શિક્ષકો તથા સાધનોવાળી નિશાળો;

( ब ) અભ્યાસક્રમનો ઘણોખરો ભાગ પુરો કરવાનો પ્રયત્ન કરવા માટેની યોજના ધરાવનારા જેના શિક્ષકો, જગા, અને સાધનો જેમની પાસે હોય એવી નિશાળો, દાખલા તરીકે મોટી અને સારા પાયા પર હોય એવી મ્યુનિસિપાલિટિની અને લોકલબોર્ડની નિશાળો;

( क ) ઉપર ટીપ ૧ માં દર્શાવેલા ઓછામાં ઓછા અભ્યાસક્રમ કરતાં વધારે માટે પ્રયત્ન ન કરી શકે એવી નિશાળો.

**ટીપ ૪ (૧)** હાથના કામની પરીક્ષા બધાં ધોરણોમાં ભેગી લેવામાં આવશે અને દરેક બાળકને જુદા દોકડા આપવામાં આવશે નહિ.

( ૨ ) અહીંઆ દર્શાવેલા હાથના કામના નમુના સિવાયના બીજા નમુના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરે પસંદ કરેલા હોય તો તે અહીં દર્શાવેલા નમુના ઉપરાંત કે તેમને બદલે લઈ શકાશે.

## બાળ વર્ગ.

( આ વર્ગમાં પરીક્ષા એકઠી થશે અને જુદાં જુદાં બાળકોને દોકડા આપવામાં આવશે નહિ )

### ૧. દેશી ભાષા.

મૂળાક્ષર તથા બારાખડી લખવાં અને વાંચવાં.

નાના જાણીતા શબ્દો બનાવવા.

બાળપોથી અથવા કાળા પાટીઆ પર લટકાવેલા તેના જેવાજ છાપેલા સચિત્ર પટ વાંચવા.

સાદી કવિતાઓ અને ગીતો ગાવાં.

છોકરાંઓને ગમતાં રમકડાં, રમતો, પ્રાણીઓ, અને છબીઓ જેવી સ્હુજી બાબતો પર સામાન્ય વાતચીત

શિક્ષકે ઘણી સાદી વાર્તાઓ, દંતકથાઓ અથવા પરીઓ કે વનદેવતાઓની વાતો કહેવી.

**ટીપ**—બાળકોને તેમનાં સૃષ્ટિજ્ઞાન,* ચિત્રકામ,* વાર્તાઓ, છબીઓ, પાઠો, ઉદ્યોગો, ગીતો, વગેરેના સબંધના પોતાના વિચારો છૂટથી જણાવવાને ઉત્તેજન આપવું જોઈએ કેટલીક વાતચીત તથા વાર્તાઓમાં થોડીક નમુનારૂપ પરદેશી જાતો તથા પ્રદેશો વિષેની ( સાદામાં સાદી ) હકીકતનો સમાવેશ કરી શકાય.

### ૨. અંકગણિત

૯૯ સુધીની સંખ્યા ગણવી, વાંચવી, તથા લખવી.

મોઢાનું કામ પદાર્થોની મદદથી થવું જોઈએ, અને તેમાં ૧૦ સુધીની સંખ્યાઓના સરવાળા, બાદબાકી, ગુણાકાર* તથા ભાગાકાર* નો સમાવેશ થવો જોઈએ.

### *૩. સૃષ્ટિજ્ઞાન અને નિશાળનું બાગકામ.

( અ ) સામાન્ય છોડવા તથા પ્રાણીઓ વિષે ખેતરમાં કે બાગમાં વાર્તારૂપ પાઠ.

(બ) બાળકોએ ઘેરથી કોડીઆં, અથવા નાળિએરની કાચલીઓ લાવવી, તેમને માટીથી ભરવી, તેમાં બી વાવવાં, અને તેમની સંભાળ લેવી નિશાળનો સામાન્ય બગીચો અથવા વર્ગોના ક્યારા નીંદવાનું, અને તેમાંથી પથરા, સુકાં પાંદડાં, વગેરે ભેગાં કરવાનું કામ શિક્ષક સાથે સૌએ મળીને કરવું.

ટીપ—એજ્યુકેશનલ ઇન્સ્પેકટરે મંજુર કરેલા નિશાળના બાગ કામના કોઈ જુદા અભ્યાસક્રમ પ્રમાણે પ્રથમથીજ કામ કરતી નિશાળોને તેમની મરજી હોય તો તે અભ્યાસક્રમને વળગી રહેવાની છૂટ છે.

### *૪. ચિત્રકામ.

(૧) છોકરાઓની પ્રાથમિક શાળાઓ માટેનાં ધોરણોમાં જણાવેલી વસ્તુઓનાં ચિત્રો.

(૨) બાળકોની શક્તિને તદ્દન અનુકૂળ કલ્પનાશક્તિનાં ચિત્રો.

(૩) ઉપર (૧) માં જણાવેલી વસ્તુઓ તથા બીજી વસ્તુઓની યાદદાસ્ત પરથી ઉપજાવેલાં ચિત્રો

### *૫ હાથનું કામ.

માટીના ઘાટ બનાવવા, કાગળ વાળવા, કાગળ કાપવા, અને સળીઓ ગોઠવવી.

### *૬. અંગકસરત અને રમતો,

## ધોરણ ૧લું.

### ૧ દેશી ભાષા.

વાચનઃ—સરકારી વાચનમાળાની પહેલી ચોપડી વાંચવી

કવિતાઃ—સરકારી વાચનમાળાની પહેલી ચોપડીમાંની કવિતા તથા સાદાં ગીતો મોઢે કરવાં તથા ગાવાં.

સાથમાં ગાવું.

**નિબંધ**—વાંચેલા પાઠ અને કવિતાઓ તથા શિક્ષકે કહેલી વાર્તાઓનો સાર મોઢેથી બોલી જવો, દેખાડેલાં ચિત્રોનું વર્ણન; બાળકોને રૂચિકર દંતકથાઓ, તથા પરીઓ કે વનદેવતાઓની વાતો. કેટલીક વાતચીત અને વાર્તાઓમાં થોડીક નમુનારૂપ પરદેશી જાતો તથા પ્રદેશોની (સાદામાં સાદી) હકીકતનો સમાવેશ કરી શકાય.

**લેખન**—વાંચેલી ચોપડીમાંથી શિક્ષકની દેખરેખ નીચે ઉતારો કરવો.

૧૦૦ દોકડા.

## ૨ અંકગણિત

બાળવર્ગના કામનું પુનરાવર્તન ૧૦×૧૦ સુધીના ઘડીઆ આંકડાએ જણાવવા તથા મોઢે બોલવા ૨૦ સુધીનાં અર્ધો, ત્રીજીઓ, આકૃતિઓ, વગેરેના વિભાગ પ્રત્યક્ષ પાડી બતાવીને તથા કાગળ વાળીને શીખવવાં.

રૂપીઓ, અર્ધો રૂપીઓ, પાવલી, બે આની, આની, દુઅન્નુ, પૈસો, અને પાઈ, એ નાણાં ઓળખવાં તથા તેમનાં નામ કહેવાં.

મોઢાનું કામ પદાર્થોની મદદથી કરવું જોઈએ, અને તેમાં ૯૯ સુધીની સંખ્યાઓના સરવાળા, બાદબાકી ગુણાકાર, તથા ભાગાકારનો સમાવેશ થવો જોઈએ

* લેખી કામ—૯૯ સુધીની સંખ્યાના સરવાળા તથા બાદબાકીના સાદા દાખલા.

૧૦૦ દોકડા

* * આવી બે નિશાનીઓવાળી બાબતો, પાસેના ઉપલા ધોરણ માટે રાખી મૂકવી

## ૩ બોધકામ

કોર વાળીને ઓટણ, કાગળ કે કપડાના સાંધા મેળવવા, અને ગ્રોષ-ડ્રિલ.

૧૦૦ દોકડા.

## *૪. સૃષ્ટિજ્ઞાન અને શાળાનું બાગકામ.

(અ) ૧ નિશાળના બગીચામાંના કે પાસે આવેલા ઝાડ સજીવ છે અને વૃદ્ધિ પામે છે એ વિષેની વિદ્યાર્થીઓની ખાતરી કરવા માટે તે છોડની નિરીક્ષા. ભીની રેતીમાં બી વાવવાં, કે જેથી કરીને છોડ શી રીતે વધતા

જાય છે તે જોઈ શકાય. મળી શકે તેવા છએક છોડની, અને મૂળ, થડ, પાન, ફુલ, અને ફળ જેવા કેટલાક જુદા જુદા ભાગોની નિરીક્ષા.

૨. (૧) ભેંસ અને ગાય કે બળદ, (૨) ઘેટું અને બકરું, અને (૩) પોપટ અને કાગડો, એમની વચ્ચેનું મળતાપણું અને તફાવત બતાવવા.

૩. આકાશ અને તેમાં આપણે જે જોઈએ છીએ તે—આકાશ, વાદળાં, સૂરજ, ચંદ્ર, અને તારા.

વરસાદનું પાણી, તે ક્યાંથી આવે છે, ક્યાં જાય છે, અને શું કામ કરે છે.

(૪) ખરપડીનો ઉપયોગ, અને વર્ણના, ક્યારામાંની પોચી જમીન ખોદવાનો અભ્યાસ. છએક છોડ ઉછેરવા, અને સામાન્ય રીતે શિક્ષકની દેખરેખ નીચે કામ કરવું. સામાન્ય રીતે ૧૫થી વધારે વિદ્યાર્થીઓએ ઓથે કામ કરવું નહિ. ૧૦૦ દિવસ

*૫. ચિત્રકામ

(૧) છોકરાઓની પ્રાથમિક શાળાઓ માટેના ધોરણોમાં જણાવેલી વસ્તુઓનાં ચિત્રો

(૨) બાળકોની શક્તિને તદન યોગ્ય કલ્પનાશક્તિનાં ચિત્રો.

(૩) ઉપર (૧) મા જણાવેલા વસ્તુઓના અને બીજી વસ્તુઓનાં યાદદાસ્ત પરથી ઉપજાવેલાં ચિત્રો.

*૬ હાથનું કામ.

માટીના ઘાટ બનાવવા કાગળ વાળવા અને કાગળ કાપવા.

* અંગકસરતો તથા રમતો.

## ધોરણ બીજું.

### ૧ દેશી ભાષા

વાચન—સરકારી વાચનમાળાની બીજી ચોપડી. વિષયની સમજુતી સાથે, ભાવ જણાય એવી રીતે, માફકસર સરળતાથી વાંચવી.

કવિતા —બીજી ચોપડીમાંના કવિતાઓ સમજવી, મોઢે કરવી અને ગાવી. સાથમાં ગાવુ

નિબંધઃ—પહેલા ધોરણના જેવો, પણ જરા ઉચા પ્રકારનો. રામાયણ, મહાભારત, કે તેમના જેવા બીજા ગ્રંથોમાંની વિદ્યાર્થીને લાયક વાર્તાઓ.

લેખનઃ—બીજી ચોપડીમાંથી શિક્ષકની દેખરેખ નીચે ઉતારો તથા શ્રુતલેખન. ૧૦૦ દોકડા.

## ૨. અંકગણિત.

૧,૦૦૦ સુધીની સંખ્યા વાંચવી તથા લખવી. સરવાળા, બાદબાકી, ગુણાકાર તથા ભાગાકારના સહેલા દાખલા.

૨૦×૧૦ સુધીના ઘડીઆ વિદ્યાર્થીઓએ બનાવવા તથા બોલવા. માપ લઈને વસ્તુઓ વડે, અથવા કાગળ વાળીને, આપેલી સંખ્યા અથવા પરિમાણ (જથ્થા) ના ½ અને ¼ શોધી કાઢવા. ઓરડામાંની ચીજો ફૂટપટીથી માપવી. પ્રવાહી પદાર્થો માપવામાં સ્થાનિક માપોનો અને તોળવામાં સ્થાનિક વજનોનો ઉપયોગ કરવો.

૫૦ સુધીનાં અર્ધા, તથા ૨૦ સુધીનાં પાયા દેશી નાણાંનો ઉપયોગ.

ઉપલી સંખ્યાઓનો ઉપયોગ થાય એવું અને બાળકોની રોજની જિંદગીને લગતા પ્રશ્નોનો સમાવેશ થાય એવું મુખગણિત

૧૦૦ દોકડા.

## ૩, ભૂગોળ.

(અ) દિશાઓ, વર્ગના ઓરડાનો નકશો નિશાળના મકાનનો અને તેને ફરતી જગાનો નકશો

(બ) આસપાસનાં મકાનો તથા મોહલ્લાઓનો નકશો અથવા નમુનો.

(ક) ગામ કે શહેર—તેની મુખ્ય ભૂતળ રચના, લોકોના ધંધા, અને મુખ્ય સ્થાનિક પેદાશ (સાદામાં સાદું વર્ણન).

(ડ) માટીના નમુનાની મદદથી પર્વતો તથા નદીઓની વ્યાખ્યા શીખવવી.

(ઈ) પૃથ્વી અને તેનો આકાર, અને જમીન તથા પાણીના મુખ્ય વિભાગ (સાદામાં સાદી રીતે શીખવવા). ૧૦૦ દોકડા.

### ૪. આરોગ્યશાસ્ત્ર.

સ્વચ્છતા, શરીર, ચોક્ખી હવા, અને ચામડી, દાંત, તથા નખની સંભાળ, એ વિષે સાદી વાતચીત. ૧૦૦ દોકડા.

### ૫ સોયકામ.

સાંધા મેળવવા અને જાડા કપડાની આશરે ૧૦ " × ૭ " માપની કોથળી બનાવવી અને તેમાં દોરો ભરવાનું અને સાંધા એકઠા કરી બખીએ સીવવાનું કામ બતાવવું ( રંગીન દોરો વાપરવો ) ૧૦૦ દોકડા.

### * ૬ સૃષ્ટિજ્ઞાન અને શાળાનું બાગકામ.

( અ ) ૧. પંદર સ્થાનિક છોડ તથા તેમના મુખ્ય વિભાગોનું અવલોકન કરવું અને તેમને ઓળખવા, દાખલા તરીકે બાજરી, જુવાર, ઘઉં, ડાંગેર, શેરડી, મકાઈ, આંબો, જમરૂખી, દાડમડી, કેળ, ખજુરી, નાળિએરી, લીંબુડી, તુવેર, ચણા, વાલ, વટાણા, અગરણી; ગુલાબ, જુઈ, સુરજમુખી, ગુલમોહોર, ગલગોટા, તુલસી, કાકડી, તડબુચી, દૂધી.

૨. પાંચ સામાન્ય પ્રાણીઓના આકાર અને ખાસીઅતોનું અવલોકન, દાખલા તરીકે બતક, મરઘી, ચકલી, કબુતર, ઘોડુ ગધેડું ઉંટ, ગોકળગાય.

૩. સળીઆના પડછાયાની દિશાઓ ધ્યાનમાં લઈને સુરજની જુદી જુદી સ્થિતિઓનું અવલોકન, આકાશમાં સુરજની સ્થિતિ ધ્યાનમા લઈને વખત કહેવો.

પવનની દિશા જોવી.

( બ ) વિદ્યાર્થીઓએ નમુનાના ચોરસ કયારાઓમાં શિક્ષકને કામ કરતા જોવા, અને પછી બે વિદ્યાર્થીઓએ પોતાના કયારામાં તેજ કામ કરવું. બનતા સુધી સૃષ્ટિજ્ઞાન માટે જરૂરના તમામ છોડ ઉગાડવા ૧૦૦ દોકડા.

### * ૭ ચિત્રકામ.

(૧) છોકરાઓની પ્રાથમિક શાળાઓ માટેનાં ધોરણોમાં જણાવેલી વસ્તુઓનાં ચિત્રો.

( ૨ ) બાળકોની શક્તિને તદન યોગ્ય, કલ્પનાશક્તિનાં ચિત્રો.

( ૩ ) ઉપર (૧) માં જણાવેલી વસ્તુઓ અને બીજી વસ્તુઓનાં યાદદાસ્ત પરથી ઉપજાવેલાં ચિત્રો. ૧૦૦ દોકડા.

* ૮ હાથનું કામ.

માટીના ઘાટ બનાવવા, કાર્ડબોર્ડ કે બ્રાઉનપેપરનાં રમકડાં અથવા નમુના બનાવવા.

* ૯. અંગકસરતો અને રમતો.

## ધોરણ ત્રીજું.

### ૧. દેશી ભાષા.

વાચન.—સરકારી વાચનમાળાની ત્રીજી ચોપડી, વિષયની સમજુતી સાથે, ભાવ જણાય એવી રીતે માફકસર સરળતાથી વાંચવી.

ટીપ—આ ધોરણથી માંડીને વિદ્યાર્થીઓને ઘર આગળ તેમને લાયક પુસ્તકો વાચવાને ઉત્તેજન આપવું જોઈએ. એવાં પુસ્તકોની યાદી ખાતા તરફથી બહાર પાડવામાં આવશે.

કવિતા—ત્રીજી ચોપડીમાંની કવિતા સમજવી, મોઢે કરવી, અને ગાવી. સાથમાં ગાવું

નિબંધ—સાદી વસ્તુઓનું મોઢેથી વર્ણન કરવું, અને શિક્ષકે વાંચી બતાવેલી વાર્તા અથવા વર્ણનરૂપ કવિતાનો સાર મોઢેથી કહી જવો. રામાયણ, મહાભારત, અથવા તેમના જેવા ગ્રંથોમાથી યોગ્ય વાર્તાઓ.

લેખન—વાંચેલી ચોપડીમાંથી શિક્ષકની દેખરેખ નીચે ઉતારો અને શ્રુતલેખન.

ટીપ—જે નિશાળોમા જોઈતાં સાહિત્યો અને ટ્રેઇન્ડ શિક્ષકો હોય તેમાં આ અથવા કોઈ પણ ઉપલા ધોરણમાં કાપિ બુક લખવાનું દાખલ કરવું ૧૦૦ ટોકડા.

### ૨ અંકગણિત.

૧૦,૦૦૦ સુધીની સંખ્યા લખવી તથા વાંચવી.

પહેલી ચાર સાદી રીતો. બે આંકડા વડે ગુણાકાર તથા ભાગાકાર ( જ્યાં જ્યાં બની શકે ત્યાં ત્યાં ટુકી રીતો વાપરવી ).

દરરોજની વપરાશનાં સ્થાનિક દેશી નાણાંઓનાં કોઠા અને સાદાં દેશી વજનો તથા માપો, અને ( ફક્ત નાણાંની ) બાજણી.

પરિમાણો ( ઢગલા ) નો અડસટ્ટો કાઢવો અને માપીને તથા તોળીને અડસટ્ટો બરાબર છે કે કેમ તે જોવું. ઓરડાની લંબાઈ, બારણાની ઉંચાઈ, વગેરે માપવાનાં વ્યવહારોપયોગી અનેયત્નો.

અંગ્રેજી પદ્ધતિ પ્રમાણે બે સંયુક્ત રીતો ( સરવાળા તથા બાદબાકી ) અને દેશી પદ્ધતિ પ્રમાણે તેજ બે સંયુક્ત રીતો.

૪૦ સુધીનાં પાયા.

નાણું, વજન, તથા માપનાં કોઠાને લગતા સહેલા પ્રશ્નોનો સમાવેશ થાય એવડું મુખગણિત. ૧૦૦ દોકડા.

## ૩ ભૂગોળ.

(૧) તાલુકો, જિલ્લો, અને પ્રાંત.

(અ) સીમા; (બ) મુખ્ય ભૂતળરચના; (ક) મુખ્ય સ્થળો; (ડ) મુખ્ય પેદાશ; (ઇ) લોકો અને તેમના ધંધા, (ફ) શહેર કે ગામ અને તાલુકા, જિલ્લા, અથવા પ્રાંતના બીજા ભાગોની વચ્ચે વ્યવહાર ચલાવવાનાં સાધનો.

(૨) દુનીયાના મુખ્ય દેશો અને તેમનાં સાપેક્ષ સ્થાન ( સાદામાં સાદી રીતે શીખવવાં ) ૧૦૦ દોકડા

## ૪ આરોગ્યશાસ્ત્ર.

નીચેની બાબતો પર સાદી વાત:—

(૧) શરીર—તેના મુખ્ય ભાગ તથા તેમના ઉપયોગો.

(૨) સ્વચ્છતા—વાળ, ચામડી, દાંત, અને નખોની સંભાળ; સ્વચ્છ કપડાં તથા બિછાનું; મેલનાં માઠાં પરિણામ; ઓરડી સ્વચ્છ રાખવાની રીત.

(૩) ખોરાક—તંદુરસ્તી બગાડે એવો ખોરાક; કાચાં અથવા બગડેલાં ફળ; ઉતાવળથી ખાવાના અને જરૂર કરતાં વધારે ખાવાનાં માઠાં પરિણામ.

(૪) પીવાના પદાર્થ—ચોકખું પીવાનું પાણી; ચોકખું દૂધ: અને પીવાનાં વાસણની સંભાળ. ૧૦૦ દોકડા.

## ૫. સોયકામ.

દરેક બાળકે માપ લેવું, વેતરવું, ટેરવવું, અને પોતાને બેસતો આવે એવો ચણીઓ બનાવવો, અને તેમાં બખીઆ, ઓટણ ચીણ અને ટક દેવા, અને નેફો દેવો, એ કામ બનાવવાં. ૧૦૦ દોકડા

## *૬. સૃષ્ટિજ્ઞાન અને શાળાનું બાગ કામ.

(અ) ૧. મૂળ અને તેનો છોડને ઉપયોગ; ઝુંજમૂળ,સોટી મૂળ ઓળખવાં.

થડ, જુદી જુદી જાતો, જેમકે ઉભું, જમીનપર પથરાઈ જાય એવું, વીંટળાઇને ચઢનાર, અને જમીનની અંદર રહેનાર, અને તેમના ઉપયોગ કુંડાળાવાળાં અથવા કુંડાળાં વગરનાં થડના આડા કાપેલા ભાગોનો અભ્યાસ. પાન, બાળકોએ પોતે ભેગાં કરેલાં પાન ઓળખાવવા માટે જરુરના તફાવતો બતાવવા તેમને શીખવવું.

૨ છોકરાં જાણતાં હોય એવા પક્ષીઓની ખાસીઅતો તથા લક્ષણ રહેઠાણ, ખોરાક, ચાંચ, અને નહોર પ્રમાણે પક્ષીઓનું વર્ગીકરણ

૩. દહાડે દહાડે ચન્દ્રની સ્થિતિ તથા દેખાવમાં થતા ફેરફારોનું અવલોકન.

વાદળાં કેવી રીતે બને છે તથા કેવા પ્રકારનાં હોય છે ( ભારે અને હલકાં ) ; વાદળાં ઉપર પવનની અસર ખડકો અને માટી; વહેતા પાણીની તેમના પર અસર.

(બ) જમીન તૈયાર કરવાનું બધાને સાથે શિક્ષણ બની શકે ત્યાં ત્રણ-ત્રણ છોકરીઓની ટુકડીઓએ ૫' × ૬' જેવડા ક્યારામાં સાથે કામ કરવું, અને સૃષ્ટિજ્ઞાન માટે જરૂરના છોડ ઉગાડવા—મૂળ, જેવાં કે મુળા તથા ગાજર; અને થડ, જેવાં કે બટાટા, આદુ, હળદર, ડુંગળી અને શકરીઉં; જેનાં પાન ખવાય છે તેવી વનસ્પતિ, જેવી કે મેથી, અજાણી. સાજીખે; જેનાં ફળ ખવાય છે તેવી વનસ્પતિ, જેવી કે મરચાં, વેંગણ, ચોભડું.

૧૦૦ દોકડા.

## *૭ ચિત્રકામ.

(૧) છોકરાઓની પ્રાથમિક શાળાઓ માટેનાં ધોરણોમાં જણાવેલી વસ્તુઓનાં ચિત્રો.

(૨) બાળકોની શક્તિને તદન લાયક એવાં કલ્પના શક્તિનાં ચિત્રો.

(૩) ઉપર (૧) માં જણાવેલી વસ્તુઓ તથા બીજી વસ્તુઓનાં યાદદાસ્ત ઉપરથી ઉપજાવેલા ચિત્રો.

૧૦૦ દોકડા.

*૮ હાથનું કામ

માટીના ઘાટ બનાવવા, સરકટનું કામ, કાર્ડબોર્ડ અથવા પ્લાઇ પેપર ઈ રમકડાં અથવા નમુના.

*૯ અંગકસરતો અને રમતો.

## ધોરણ ચોથું.

### ૧ દેશી ભાષા.

**વાચન**—સરળતાથી, ભાવ સમજાય એવી રીતે, અને વિષયની સમજુતી સાથે કન્યાવાચનમાળાની ૧ લી ચોપડીના ત્રણ વિભાગોનો ઓછામાં ઓછો અર્ધો ભાગ વાંચવો.

**કવિતા**—વાંચેની ચોપડીમાંથી ૪ કવિતાઓ સમજવી, મોઢે કરવી, અને ગાવી.

સાથમાં ગાવું

**નિબંધ**:—વાંચેના પાઠો તથા શીખેલી કવિતાઓનો મોઢેથી તથા લેખી સારાંશ.

સાદી વાર્તા લખી જવી, સહેલો કાગળ લખવો.

વ્યાકરણ:—સાદા વાક્યોના ઉદ્દેશ્ય તથા વિધેય એવા ભાગ પાડવા; અને નામ, વિશેષણ, સર્વનામ, ક્રિયાપદ અને ક્રિયાવિશેષણ ઓળખવાં.

**લેખન**—વાંચેની ચોપડીમાંથી શ્રુતલેખન, કાગા પાટીઆપરના નમુના પ્રમાણે દોરી ચોપડીઓમાં લખવું

( ટીપ—બધી જાતના લેખી કામમાં સ્વચ્છ લખાણ તથા શુદ્ધ જોડણી પર ખાસ લક્ષ આપવામાં આવશે. ) ૧૦૦ દોકડા.

### ૨. અંકગણિત.

૧,૦૦,૦૦૦ સુધીની સંખ્યાઓ લખવી તથા વાંચવી આગલાં ધોરણોમાં કરેલા કામનું પુનરાવર્તન

ભાજણી અને ગણીત પદ્ધતિ પ્રમાણે બાકી રહેલી સંયુક્ત રીતો. અવયવો વડે લઘુતમ સાધારણ અવયવી તથા ગુરૂતમ સાધારણ અવયવ શીખવવા, ઘણા સાદા વ્યાવહારિક અપૂર્ણાંક; ચાર રીતો. એકમ પદ્ધતિ, અને તે પરથી ત્રિરાશિ

બાળકોને જાણીતા હોય એવા ઘરમાંના તેમજ બજારમાંના વ્યવહારને લગતા સહેલા પ્રશ્નોનો સમાવેશ થાય એવું મુખગણિત. ૧૦૦ દોકડા

## ૩ ભૂગોળ.

### (૧) ઇલાકો અને હિંદુસ્તાન.

(અ) સીમા; (બ) મુખ્ય ભૂતળરચના: (ક) મુખ્ય વિભાગો, મળીજ અગત્યનાં દેશી રાજ્યો, અને તેમાંના મુખ્ય શહેરો, (ડ) મુખ્ય પેદાશ; (ઇ) લોકો તથા તેમના ધંધા; (ફ) શહેર કે ગામ અને ઇલાકાના ચાર વિભાગોનાં મુખ્ય મથકો, મુંબઈ, કલકત્તા, મદ્રાસ, અને દિલ્હી વચ્ચેનો વ્યવહાર ચલાવવાનાં સાધનો, (ગ) રાજ્યવ્યવસ્થા (કલેકટર, કમિશ્નર, ગવર્નર, વાઈસરોય, એમને લગતું સાદામાં સાદું વર્ણન)૦

(૨) હિંદુસ્તાન અને બ્રિટિશ સામ્રાજ્યના મુખ્ય દેશો વચ્ચેના વ્યવહારનાં સાધનો ૧૦૦ દોકડા

## ૪. આરોગ્યશાસ્ત્ર

(૧) હવા—શ્વાસ લેવાની ઇંદ્રિયો અને તેમને વાપરવાની રીત; શુદ્ધ હવાની આવજા; સુવાના ઓરડામાં સ્વચ્છ હવાની આવજા. અસ્વચ્છ હવાથી આવી પડતું જોખમ, મોઢે માથે ઓઢીને સુવાનાં ખરાબ પરિણામ.

(૨) પાણી—ચોખ્ખું પીવાનું પાણી, પાણી પુરું પાડવાનાં સાધનો અને તે ચોખ્ખાં રાખવાની રીત ઘરમાંનું પાણી બગડતું અટકાવવાની રીત. અસ્વચ્છ પાણી પીવા લાયક બનાવવાની રીત સ્વચ્છતા જાળવવાના સાધન તરીકે પાણીનો ઉપયોગ

(૩) ખોરાક—ખોરાકની જાતો અને તેમના ગુણ રાંધવાનાં વાસણ ચોખ્ખાં રાખવાની રીત, ખોરાક વાપરવાની તથા રાખવાની રીત, માખીઓ તરફથી ચેપની ધાસ્તી, અને આ ધાસ્તી ઓછી કરવાના ઉપાય, પાચનક્રિયાની ઇંદ્રિયો; કેટલી વખતે અને ક્યારે ખાવું, ચાવવાની જરૂર, રાંધવા વિષે સારી સૂચનાઓ, નુકશાનકારી પીવાના પદાર્થ, અને તે ” નાવવાની રીત.

(૪) સ્વચ્છતા—ચામડીમાંનાં છિદ્રો, નાહવું; ઉષ્ણતામાનમાં એકાએક થતા ફેરફારો, અને શરદી

(૫) કપડાં—જુદી જુદી ઋતુઓ માટે લાયક કાપડ, ભીનાં કપડાં, બીજાનાં કપડાં પહેરવામાં રહેલું જોખમ

( ૬ ) ઘર ચોકખું રાખવાની રીત, તથા કચરાનો નિકાલ. ટોકા ૧૦૦.

*૫. સીવણકામ.

(અ) વેતરવું, સાંધવું, અને ઝભલું કે બીજું અનુકૂળ કપડું બનાવવું, અને તેમાં નીચેની બાબતો બતાવવી:—દોરો ભરવો, બખીઆ, ગાજપટ્ટી, આગળની પટ્ટી, બોરીઆં અને તેમનાં નાકાં. સાંધવું અને થીગડું દેવું.

(બ) કેનવાસ ઉપર સાદો દોરાદો અથવા તેના જેવું બીજું દેશી ગુંથણ અથવા ઓરીનું ગુંથણ અથવા બે સોયાનું ગુંથણ. ૧૦૦ ટોકા.

*૬. ઇતિહાસ.

પ્રાંતનો ઇતિહાસ સાદી અને રમુજી વાતોઓ મારફતે શીખવવો.

૧૦૦ ટોકા.

* ૭ સૃષ્ટિજ્ઞાન તથા શાળાનું બાગકામ

(અ) પ્રકાશ તથા પાણી સાથે પાનનો સંબંધ. ફૂલના ભાગ અને તેમના ઉપયોગ.

ફળો—રસદાર તથા સુકાં, ફળના ભાગ. બીજોત્પત્તિક્રિયા કેવા સંજોગોમાં થાય છે તેના દાખલા આપવા માટે સાદા પ્રયોગો.

( બ ) નિરીક્ષણ માટે મળેલા કોઈ પણ જંતુ (દાખલા તરીકે પતંગીઆ કે રેશમના કીડાનું તથા દેડકાનું જીવન વૃત્તાંત. માછલી ( મળી શકે ત્યારે) પાણીમાં રહેવા માટે કેવી રીતે લાયક છે તે. તેનું વજન, આકાર, હલણ, ઉષ્ણતામાન તથા હીલચાલ

( ક ) સૌથી વધારે ઝળકતા તારાના ઝુમખાં, અથવા મરજી હોય તો ચાંદ્ર નક્ષત્રો, ઓળખવા.

પાણી, ગરમી, ઠંડી, તથા પવનની ખડકો અને જમીન પર થતી અસર.

ટીપ—આ તથા પછીના ધોરણ માટે નક્કી કરેલી જુદી જુદી બાબતોના વિભાગ પાડી નિશાળોને ઠીક લાગે તેમ તે ૪ થા, ૫મા તથા ૬ઠ્ઠા ધોરણમાં વહેંચી શકાને.

(ડ) ; બગીચાના બી વાવવા માટે ક્યારી પેટીઓ કે કુંડાં બનાવવા વિષે એકડું શિક્ષણ. ખાતરનો તથા ખાતર પૂરવા વિશેનો અભ્યાસ

નિશાળને લગતા બગીચાની શોભા માટે રાખેના ભાગ(દાખલા તરીકે ક્યારા અને વાડો ) ની સભાળ. કલમ કરીને, ગાંઠાના કકડા રોપીને, બચ્ચાઓ બીજે ઠેકાણે રોપીને, તથા છોડને બીજાં કુંડામાં રોપીને છોડવાઓનો ઉછેર ૧૦૦ દોકડા.

*૮. ચિત્રકામ

(૧) છોકરાની પ્રાથમિક શાળાઓ માટેના ધોરણોમાં જણાવેની વસ્તુઓનાં [illegible] ત્રો.

( ૨ ) બાળકોની શક્તિને નદન બાધક એવાં કલ્પનાશક્તિના ચિત્રો

( ૩ ) ઉપર (૧)મા જણાવેની તથા બીજી વસ્તુઓના યાદદાસ્ત પરથી ઉપજાવેલા ચિત્રો ૧૦૦ દોકડા

*૯. અંગકસરતો તથા રમતો.

## ધોરણ પાંચમું.

### ૧ દેશી ભાષા.

વાચન —કન્યાવાચનમાળાની બીજી ચોપડીના ત્રણ વિભાગોનો ઓછામાં ઓછો અર્ધો ભાગ સરળતાથી, ભાવ સમજાય એવી રીતે, અને વિષયની સમજુતી સાથે વાચવો.

કવિતા —વાચેલી ચોપડીમાંથી ચાર કવિતાઓ સમજવી, મોઢે કરવી, અને ગવી સાજમાં ગાવું

નિબંધ —વાચેલા પાઠો અને શીખેલી કવિતાનો મોઢેથી અને લેખી સાર

ગામ લખવો

વ્યાકરણ —સાદાં વાક્યોના ઉદ્દેશ્ય અને વિધેય, તથા ઉદ્દેશ્યવર્ધક અને વિધેયવર્ધક, એવા ભાગ પાડવા, અને બાકી રહેલા શબ્દપ્રકાર તથા જાતિ અને વચન ઓળખવાં.

લેખન —વાચેલી ચોપડીમાંથી શ્રુતલેખન

કાગળ પાટીઆ પરના નમુના પ્રમાણે કોરી ચોપડીઓમાં નકલ

૧૦૦ દોકડા.

## ૨ અંકગણિત.

આગના કામનું પુનરાવર્તન

વ્યવહારી અપૂર્ણાંક ચાલુ. એકમ પદ્ધતિથી ૫ચરાશિના સહેલા દાખલા તથા સાદું વ્યાજ, મુખગણિતનો મહાવરો ઘરના નામની સાથે જોડવો

૧૦૦ દોકડા.

## ૩ ભૂગોળ

(૧) એશિયાની સામાન્ય ભૂગોળ

(અ) એશિયામાં હિંદુસ્તાનનું, અને દુનિયામાં એશિયાનું સ્થાન. (બ) સીમા અને કિનારો; (ક) મુખ્ય ભૂતરચના (ડ) દેશો તથા તેમની રાજધાનીઓ (ઇ) પેદાશ પ્રમાણે ખંડના વિભાગ દર્શાવનાર પ્રદેશો, પેદાશનો આધાર આબોહવા પર શી રીતે રહે છે તેની સમજુતી સાથે, (ફ) લોકો. (મ) દરેક દેશની રાજ્યવ્યવસ્થા ( દાખલા તરીકે રાજસત્તાક કે પ્રજાસત્તાક) નું સામાન્ય સાદુ વર્ણન

(૨) બ્રિટિશ સામ્રાજ્યનું સામાન્ય વર્ણન. એટલે દેશો અને રાજધાનીઓ, લોકો તથા પેદાશો, અને રાજવ્યવસ્થા. ૧૦૦ દોકડા.

## ૪. આરોગ્યશાસ્ત્ર

(૧) આગની સામે સાવચેતી.

(૨) દીવાબત્તિ અને આંખોની સંભાળ.

(૩) અચાનક બનાવો અને અણુધાર્યા પ્રસંગો

ડાક્ટર આવવા પહેલાં શું કરવું તે

(૪) ઊડતા અને સ્પર્શજન્ય રોગો, તેમનાં કારણો, તથા અટકાવ. મેલેરિયા અને તેની દવાદારૂ ૧૦૦ દોકડા

## ૫ સીવણકામ

દરેક ઓટરીંગ વેતરવું દોરાવું, અને પોતાને બેસતી આવે એવી ચોળી અથવા બીજુ અનુકૂળ કપડુ બનાવવું

બખીયુ અને ધીગડું દેવુ ચાલુ

ઓટણીનું, બે સોયાનું, અને દેરી ગુંથણ ૧૦૦ દોકડા.

### ૬ ઈતિહાસ.

પ્રાંતનો અને હિંદુસ્તાનનો ઇતિહાસ ( ઔરંગઝેબના મરણ સુધીના હિંદુ તથા મુસલમાન સમયના ઇતિહાસમાંના મુખ્ય બનાવો શીખવવા. )

### ૭ સૃષ્ટિજ્ઞાન અને શાળાનું બાગકામ

(અ) ૧. પવન, જન્તુઓ, વગેરેથી પરાગનું ઓકેસર પર પડવું. ૨. ફલીકરણ; ૩. વૃદ્ધિ, ૪. બીજના ફેલાવાની સામાન્ય રીતો; ૫ બીજ-માંથી ફણગાનું નીકળવું.

છોડવાઓનાં જુદાં જુદાં રહેઠાણ.

સપુષ્પ અને અપુષ્પ છોડવા. બીજી જાતના દાખલા માટે હંસરાજ, સેવાળ, અને બિલાડીનો ટોપ લેવાં, આંબો, પરાવલમ્બી વેલ, અને બિલાડીનો ટોપ એમની પોષણ મેળવવાની રીત.

(બ) મધમાખી અથવા કીડી, માખી અથવા મચ્છર, વંદો, અને કાળોતરો(?), એમનો સામાન્ય અભ્યાસ.

મરઘીના ઈંડાની રચનાનું ( જ્યારે કરવા દઈ શકાય ત્યારે )અવલોકન.

(ક) આ ધોરણ માટેની વાચનમાળાની ચોપડીમાં આપેલા આકાશી પદાર્થોનું અવલોકન.

ધુમસ, ઝાકળ, અને કરા કેવી રીતે બને છે તે.

વરસાદ તથા ઉષ્ણતામાનનું માપ લેવું

સ્થાનિક ખડકો તથા જમીનોનું અવલોકન.

ટીપ:—આ અને ચોથા ધોરણ માટે નક્કી કરેલી બાબતોના વિભાગ પાડીને નિશાળો ને યોગ્ય લાગે તેમ તે ૪થા, ૫મા, તથા ૬ઠ્ઠા ધોરણમાં વહેંચી શકાશે.

(ખ) હંસરાજ અને સેવાળ માટે બગીચાના છાંયડાવાળા ભાગોને તૈયાર કરવા, બે વિદ્યાર્થીઓએ ભીંડા, ટમાટા, દુધીનો વર્ગ, વેંગણ, મીઠી, કપાસ, તથા મરચાં ઉછેરવા માટે ૫' × ૬' જેવડાં ક્યારા બનાવવા. બાગરચના સામાન્ય ભાગોમાં સમજ પ્રમાણે અને સૃષ્ટિજ્ઞાન માટે જરૂરની ફળઝાડ હોવાં જોઈએ, આંખ ચઢાવીને તથા ડાળી ચઢાવીને કલમ કરવાની રીતોનું પ્રદર્શન વર્ગ ચાના રોગોનો અભ્યાસ,બગીચો બનાવવાની સામાન્ય રીત.

૧૦૦ ટોકા

*૮ ચિત્રકામ.

(૧) છોકરાઓની પ્રાથમિક શાળાઓ માટેનાં ધોરણોમાં જણાવેલી વસ્તુઓનાં ચિત્રો.

(૨) બાળકોની શક્તિને તદન લાયક એવાં કલ્પનાશક્તિનાં ચિત્રો.

(૩) ઉપર (૧) માં જણાવેલી વસ્તુઓના અને બીજી વસ્તુઓની યાદદાસ્ત પરથી ઉપજાવેલાં ચિત્રો

(૪) સાદી રચનાકૃતિ (ડીઝાઇન). ૧૦૦ દોકડા

*૯ અંગકસરતો અને રમતો.

## ધોરણ છઠ્ઠું.

### ૧ દેશી ભાષા.

વાચન —કન્યાવાચનમાળાની ત્રીજી ચોપડીના ત્રણ વિભાગોનો ઓછામાં ઓછો અર્ધો ભાગ સરળતાથી, ભાવ જણાય એવી રીતે અને વિષયની સમજુતી સાથે વાચવો.

કવિતા —ત્રીજી ચોપડીમાંથી ૬ કવિતાઓ સમજવી, મોઢે કરવી અને ગાવી

સાથમાં ગાવું.

નિબંધ —સામાન્ય રીતે ઉપયોગી વિષયો પર સાદા નિબંધો.

કથનો અને વર્ણનો.

વ્યાકરણ —પુરુષ અને વિભક્તિ ક્રિયાપદો સકર્મક અને અકર્મક; સાદા કાળો, અને વળી સાદા પ્રયોગો

આગલાં ધોરણોમાના કામનું પુનરાવર્તન.

લેખન —શ્રુતલેખન ૧૦૦ દોકડા.

### ૨ અંકગણિત.

આગલા કામનું પુનરાવર્તન.

ચક્રવૃદ્ધિ વ્યાજના સહેલા દાખલા, અને દશાંશ પદ્ધતિની સમજણ.

ઘરનું નામું.

* મેળમેળ લખવાનો સાધારણ મહાવરો, અને અતવણી કરવાની માહીતી. ૧૦૦ દોકડા.

### ૩ ભૂગોળ.

પૃથ્વીની સામાન્ય ભૂગોળ. ૧૦૦ દોકડા.

### ૪ આરોગ્યશાસ્ત્ર.

બચ્ચાં તથા છોકરાની સંભાળ, તેમનો ખોરાક કપડાં, ઊંઘ, વ્યાયામ અને શરીરની સ્વચ્છતા.

(૨) ઘર આગળની સારવાર-માંદા માણસનો ઓરડો, માંદા માણસની સંભાળ અને સારવાર. માંદા માણસનો ખોરાક અને તે બનાવવાની રીત. ૧૦૦ દોકડા.

ટીપ—(૧) ઉડતા કે સ્પર્શજન્ય રોગથી પીડાતા કોઈ પણ બાળકને નિશાળે ન આવવા દેવાની જવાબદારી મુખ્ય શિક્ષકને માથે છે.

(૨) પોતાના [ મુખ્યત્વે કરીને બાગવર્ગ અને ૧લા ધોરણના ] વિદ્યાર્થીઓ ચોકખા અને ટીકટાક રહે, તેમજ વર્ગના ઓરડા તથા નિશાળ અને તેની આસપાસની જગા સાફસુફ રહે, એ બાબતની સંભાળ લેવાની શિક્ષકોની ફરજ છે.

### ૫ સોયકામ

૧૨ છોકરીએ વેતરવું, સીવવું, અને પોતાને બેસતું અને એક બદન બનાવવું.

સાંધવું અને થીગડું દેવું ચાલુ.

ઓકાડીનું, બે સોયાનું, અને દેશી ગુંથણ ૧૦૦ દોકડા.

### ૬ ઇતિહાસ.

ઇતિહાસ પુરો પ્રાન્તનો અને હિંદુસ્તાનનો અંગ્રેજી અમલના સમયનો ખાસ જ્ઞાન સાથે અને રાજ્યપદ્ધતિ વિષે કેટલીક માહીતી. ૧૦૦ દોકડા.

### * ૭ સૃષ્ટિજ્ઞાન અને શાળાનું બાગકામ.

ટીપ—નિશાળોને યોગ્ય જણાય તેમ ૪થા અને ૫મા ધોરણ માટે નક્કી કરેલી બાબતોના વિભાગ પાડીને તે ૪થા, ૫મા, અને ૬ઠ્ઠા ધોરણમાં વહેંચી શકાશે.

*૮ ચિત્રકામ

(૧) ઉકરડાઓની પ્રાથમિક શાળાઓ માટેનાં ચોરસોમાં જણાવેલી વસ્તુઓનાં ચિત્રો.

(૨) બાળકોની શકિતને તદ્દન લાયક એવાં કલ્પનાશકિતનાં ચિત્રો.

(૩) ઉપર (૧) મા જણાવેલી વસ્તુઓનાં તથા બીજી વસ્તુઓનાં યાદદાસ્ત પરથી ઉપજાવેલાં ચિત્રો.

(૪) સાદી રચનાકૃતિ (ડીઝાઈન). ૧૦૦ દોકડા.

* ૯ અંગકસરતો અને રમતો.

---

# અગ્રલેખ.

## (૧) ગણિત શિક્ષણમાં શિક્ષકે લક્ષમાં રાખવાના કેટલાક " નકાર. "

૧ બાળક દાખલો ગણતું હોય તે વખતે તેના કામમા શિક્ષકે અંતરાય પાડવો નહિ. આથી જિજ્ઞાસા અને ખંતને હાનિ પહોંચે છે.

૨ જે વિદ્યાર્થી દાખલો ખરો ગણી શકે તેને નવરો બેસાડી મૂકવો નહિ. તેને વિશેષ ગણવા આપવા, નબળા હોય તેનેજ ગણી બતાવવો.

૩ વિદ્યાર્થી દાખલા ગણતા હોય ત્યારે શિક્ષકે વારવાર બોલી ચેતાવટ ન કરવો, ઠપકો પણ ન દેવો કે સૂચના પણ ન આપવી.

૪ વિદ્યાર્થી આળસુ કે અનિચ્છાવાળો જણાય તો તે શકિતની ખામી કે જડતા છે એમ ન માનવુ વિષયમાં રસ નહિ પડતો હોય તેથી વિદ્યાર્થી આમ વર્તતા હશે એમ સમજવું. "દાખલો નથી આવડતો" એમ વિદ્યાર્થિ કહે એટલે માની લેવુ કે તેણે તે ગણવાનો પ્રયત્ન નથી કર્યો

૫ ચાલાક વિદ્યાર્થીના કામમાં નકામી મુશ્કેલી ઉભી ન કરવી

૬ દાખલા બહુ સહેલા ન લખાવવા. શિક્ષકનું કર્તવ્ય એ છે કે બાળકો મુશ્કેલીનું કામ પાર પાડતા શીખે તેવે માર્ગે દોરવાં. એક અઘરો દાખલો કોઈ લગભગ ગણી જાય અને કદાચ ખરો ન હોય તો બાળકની તે ભૂલ ન માનવી. બીજા ખરા કે ખોટા, પણ સહેલા સ્વરૂપના દાખલા કરતાં આ પ્રયાસ વિશેષ હિતકારક નીવડે છે.

ચદે અર્થે છે એમ સ્વીકારીએ તો કેટલીક રૂઢ સંજ્ઞાઓ વાપરી હોત તેમ વિષય વિશેષ સરળ બનત દરેક બાબતમા મૂળ સંસ્કૃતનેજ અગત્ય આપીને નિર્ણય કરવાનો નિયમ કેટલીક બાબતે અનુકુળ નથી પડતો. પોતે સ્વીકારેલી શબ્દોની નવી સંજ્ઞા માટે પુષ્કળ કારણો આપી પોતાના મતનુ સમર્થન કરી બતાવ્યું છે ધાતુ પ્રકરણમાં ગુજરાતી વ્યાકરણને લગતી હકીકત સંસ્કૃત હકીકત તપાસતા ઓછી નજરે પડે છે. શબ્દોના અર્થ, તેની શક્તિ અને વ્યુત્પત્તિ વિભાગ ઘણોજ સુંદર ચર્ચાયો છે. દષ્ટાંતો આપ્યા વિના પોતે એકપણ બાબત રજુ કરી નથી એજ પુસ્તકની ખુબી છે.

કેટલાક તત્સમ શબ્દો ગુજરાતી ભાષામાં વપરાય છે. ગુજરાતી ભાષાને સંસ્કૃત ભાષા સાથે ગાઢ સબંધ છે એ દૃષ્ટિએ જોતાં સંધિનિયમો, સમાસ અને જોડણીની ચર્ચાને ગ્રન્થમાં યોગ્યજ સ્થાન આપ્યુ છે માત્ર સંસ્કૃત ભાષાનાજ શબ્દો દૃષ્ટાંતરૂપે ન આપતાં ગ્રન્થકારે ફારસી અરબી ભાષાના રૂઢ દૃષ્ટાંતો પણ આપ્યા છે. "આર્ય પ્રાકૃત ભાષાઓ, અને તેમા ગુજરાતીનું સ્થાન" તથા શબ્દસિદ્ધિનાં પ્રકરણો વ્યાકરણ કરતા સાહિત્ય સાથે વિશેષ સંબંધ ધરાવનારાં છે. મૂળ સંસ્કૃત ઉપરથી ક્યા ક્રમે ગુજરાતી શબ્દ સિદ્ધ થાય છે તેની ચર્ચાને ઉદ્દેશી કેટલીક હકીકત આપી છે. ગુજરાતી ભાષાના ઉપાસક તેમજ તેના સાહિત્યના ગ્રન્થ લખનાર સમર્થ વિદ્વાન તેમજ વિદ્યમાન સાક્ષરોમાં જોડણીનો પ્રશ્ન બહુ મતભેદ ધરાવે છે *વિદ્વાનો

*ગુજરાતી જોડણીનો મહાન પ્રશ્ન હજી સંતોષકારક રીતે ઉકેલાયો નથી. આજે જુદાં જુદાં પુસ્તકોમાં જોડણીના જુદા જુદા પ્રકાર દૃષ્ટિએ પડે છે; લખનારાઓની જોડણી ભિન્ન ભિન્ન છે એટલુજ નહિ પણ એકજ પુસ્તકમાં એકજ શબ્દની જોડણી જુદી જુદી હોય છે પરિણામ એ આવ્યું છે કે શાળાઓમાં ભણતા વિદ્યાર્થીઓ ગુંચવાય છે, અને તેમના મનથી જોડણી એક ઉખાણાનું થઈ પડયુ છે. આને માટે સરકારી કેળવણીખાતાએ ચોક્કસ નિયમો ઘડયા છે, અને તે નિયમાનુસાર શાળાઓમાં અને કોલેજોમાં ચાલતાં પાઠય પુસ્તકો લખાય છે આ નિયમોના ગુણદોષ માટે અત્રે અવકાશ નથી તેથી ગુજરાત વર્નાકયુલર સોસાયટી કે ગુ. સાહિત્ય પરિષદ જોડણીના ચોક્કસ નિયમો ઘડી કાઢે ત્યાંસુધી ખાતાએ ઘડેલા નિયમો સામાન્ય રીતે સર્વમાન્ય રાખી જાહેર લખનારાઓ અને ગ્રન્થકારો લખે તો હાલ જે અરાજકતા જોવામાં આવે છે તે દૂર થાય

ગઈ સાહિત્યપરિષદને પ્રસંગે આપેલા અમારા ભાષણમાંથી અવતરણ.

તત્સમ શબ્દોની જોડણીનું સ્વરૂપછિન્નભિન્ન નથીંજ કરતા, પરંતુ કેટલાક સામાન્ય ગ્રન્થકારો અને માસિકોના લેખકો જે જોડણી તત્સમ શબ્દોની અશુદ્ધરૂપે વાપરે છે તે અમારી દૃષ્ટિએ તો ક્ષન્તવ્ય નજ મનાય, તદ્દ્ભવ શબ્દોની જોડણીનો પ્રશ્ન વિદ્વાનો નક્કી કરશે એમ સંભવિત જણાતું નથી. પ્રસ્તુત ગ્રન્થમાં વિરામચિહ્ન અને ભાષાશુદ્ધિના પ્રશ્નો વિષે પણ ગંભીર વિવેચન કરી જોડણીના કેટલાક નિયમો આપ્યા છે, તે અમને મનન કરવા યોગ્ય લાગે છે મતભેદ તો રહેશેજ. છેવટના ભાગમાં કાવ્યવિચારનો વિષય પણ ચર્ચ્યો છે. કેટલાક વિદ્વાનો કાવ્યને કે છન્દને વ્યાકરણના અંગ તરીકે નહિ સ્વીકારે. વેદાંગની વાદી જોતાં વ્યાકરણ અને છન્દ એ જુદા વિભાગ તરીકે મનાય છે, પણ રૂઢિથી છન્દને વ્યાકરણના વિષયમાં સ્થાન અપાય છે. આ વિભાગમાં કાવ્યનાં લક્ષણ, અલંકાર, અને વૃત્તવિચારનું વર્ણન આપેલું છે. આમ ગ્રન્થ ઘણી અગત્યની બાબતોનો સંગ્રહ-ભંડાર છે. ગુજરાતી સાહિત્યના પ્રમાણભૂત ગ્રન્થ તરીકે તેને સ્થાન મળ્યું છે. પોતાના સંસ્કૃત જ્ઞાનને પરિણામે આ વ્યાકરણ ભાષાનો ઇતિહાસ, ભાષાશૈલી, અને બીજી અગત્યની હકીકત પુરી પાડનારો ગ્રન્થ છે. દરેક હકીકત પ્રમાણ તથા દૃષ્ટાંત સાથે ચર્ચી છે. કેટલીક ઝીણી અને વ્યાવહારિક બાબતો, તથા પદચ્છેદ વગેરેની ચાલી આવતી સંજ્ઞાઓ પરત્વે મતભેદ ઉપર કહી ગયા તેમ સ્વીકારવો પડે છે. આમ છતાં આવો મહાન ગ્રન્થ ગુજરાતી ભાષામાં પહેલોજ નજરે પડે છે. સંસ્કૃતમાં જેમ અમુક કાવ્યો "મહાકાવ્ય" કહેવાય છે, તેમ આ વ્યાકરણ પણ એક મહા વ્યાકરણ માનીએ તો તેમાં અત્યુક્તિ નથીજ થતી એમ અમારૂં ધારવું છે.

---

## " સ્ત્રીકેળવણી "

### સાંપ્રત સમય.

(લેખક-લક્ષ્મીબ્હેન મોહનલાલ નાયક હેડમિસ્ટ્રેસ ઉમરસાડી. કન્યા ,તા પારડી.)

પ્રિય બ્હેનો ! ગૃહસંસારની, સમાજની, રાજ્યની, અને સમગ્ર ભારતવર્ષની જો આપણે ઉન્નતિ કરવી હોય, સુખી બનવું હોય, દરિદ્રતા અને કંગાલતા દૂર કરવી હોય, તો પ્રથમ આપણે સ્ત્રીકેળવણીનો પાયો મજબુત બનાવવો જોઇએ.

જમાનો એવો આવી પહોંચ્યો છે કે પ્રત્યેક શિક્ષિત સ્ત્રી અને પુરુષ સાથે મળી, સહકારથી, એક બીજા તરફ સહાનુભૂતિ અને પૂજ્યભાવ રાખી, વિચારોની આપ લે કરી, ઉન્નત થાય એવા પ્રયાસો કરવા માટે હિમ્મતથી બહાર પડવું જોઈએ; એમ થશે તોજ ભવિષ્યમાં કેળવણીનાં મિષ્ટ ફળો ચાખવાને આપણે ભાગ્યશાળી થઈશું

હમણાં હમણાં ઉચ્ચ કેળવણી માટે કેટલાંક સ્થળોએ કાર્યો આરમ્ભાયાં છે એ બહુ આનંદની વાત છે. આપણી કેળવણી એવી જોઈએ કે જેથી આપણે ઉત્તમ ગૃહિણી, અને પ્રેમાળ માતા બની આપણાં બાળકોને સુસંસ્કારી, તેજસ્વી, અને દેશાભિમાની બનાવી શકીએ કેટલાક સ્વાર્થી અને અનઘડ માણસોએ "સ્ત્રીને ભણવાની શી જરૂર છે, એને ક્યાં નોકરી કરવા જવું છે, ભણેલી સ્ત્રીઓ બગડે છે, વિધવા થતાં નહારી નીવડે છે," એવી એવી જુઠી, અરે! શરમભરી વાતો ફેલાવાને પ્રયત્નો કર્યા છે, અને કરે છે, પણ તેમનાં હૃદયો "કુવામાંનાં દેડકાં" જેવા સંકુચિત અને હલકાં છે અજ્ઞાનતાથી આપણી આવી શોકજનક અને કરુણ દશા થઈ છે નાના ગામડામાં રહેની મારી કેટલીક વહાલી બેનોને પુરૂ સો સુધી ગણતાં પણ આવડતુ નથી; ઘરનું કામકાજ કરી પારોજણે અને સાસુ નણુંદો સાથે તકરાર કરી પુરુષને સતાપવામાંજ જીવનનો આનંદ માને છે બાળકો ઉપર પેટની બળતી દાઝ કાઢી તેમને માર મારે છે, અને એવા એવા અનેક કલહોમાં આપણી બેનો મચી રહે છે. તેમને દેશની દેવીઓ કહી શકાશે વારૂ!

પ્રાચીન કાળમા સીતા, દમયન્તી, રાણા પ્રતાપનાં પટ્ટરાણી, અહલ્યાબાઈ હોલ્કર, તારાબાઈ વગેરે સન્નારીઓએ જે વીરતા, ધીરતા બતાવી અને જે ઉજ્જવલ કર્તવ્યો કર્યા તે ઉચ્ચ શિક્ષણના પ્રતાપે નથી એમ કોણ કહી શકશે!

જેમ શરીર યોગ્ય કસરત, નિયમસર કામકાજ, તથા આહારથી શક્તિવાળું, આરોગ્યવાળું અને સુંદર થાય છે, તેજ પ્રમાણે મનને ઉન્નત, વિચારશીલ, અને સદ્ગુણી કરવાને ઉચ્ચ કેળવણીની ખાસ જરૂર છે. સંસારમાં—સારી દુનિયામાં શારીરિક જડ શક્તિ કરતાં મનોબળ-બુદ્ધિવાળાંઓ પુરુષોજ વધુ સારાં કામો કરી શકે છે. તેઓજ અજ્ઞાન વર્ગને તારી

શકે છે, અને સંસાર તથા સમાજને ઊંચે લઈ જાય છે. વળી એકલી મનની કેળવણીનો અર્થ એવો કરવામાં ન આવવો જોઈએ કે જેવો કેટલીક બેનોએ કર્યો છે અર્થાત કેળવાયાં-ભણ્યાં-એટલે ગૃહ-કાર્ય ન થાય, હમેશ શરીર સારૂં ન રહે અને શૃંગારપૂર્ણ નોવેલો વાંચવામાં વખત જાય એવી કેળવણી હાનિ કરે છે, કેળવણીથી આપણે એવાં કાર્યો કરવાં જોઈએ કે પતિને આનંદ મળે, માતા પિતાને શાન્તિ મળે, અને બાળકોને આદર્શ નરનારીઓ બનાવી ઉભયકુળની કીર્તિને ઉજ્જવળ કરીએ.

પ્રાથમિક શિક્ષણ કેટલીક જગાએ મફત અને ફરજીઆત બનાવ્યું છે, એ માટે કાઇક કાળજી લેવાય છે એ પ્રશંસા પાત્ર છે એવાં એવાં અને એને મળતાં અનેક સ્ત્રીકેળવણીનાં યોગ્ય ખાતાંઓ ઠેકઠેર નીકળવાં જોઈએ, અને તેનો દરેક બેન તરફથી પૂરતો લાભ લેવાવો જોઈએ.

આપણાં શાસ્ત્રોમાં સ્ત્રીઓને ઉત્તમમાં ઉત્તમ દેવી જેવી કહે છે મનુ ભગવાન લખે છે કે "પત્ની શોભારૂપ, પૂજ્ય, પ્રજાર્થે સરજાએલી, મહા ભાગ્યવાળી, સ્ત્રી અને લક્ષ્મીદેવતા એ બેમાં કશો ભેદ નથી." ઉત્તમ ગૃહસ્થાશ્રમનો મુખ્ય આધાર સ્ત્રી ઉપર છે, તો બાળાઓને કેળવવા માટે મર્વદા કાળજી રાખવી, કે મોટપણે તેઓ ઉત્તમમાં ઉત્તમ સન્નારી, ઉત્તમમાં ઉત્તમ ભગિની, ઉત્તમમા ઉત્તમ પત્ની, અને ઉત્તમમાં ઉત્તમ માતા થવા પામે.

દરેક માતાએ પોતાની વહાલી કન્યાને જે કર્તવ્ય બજાવવાનું છે, અને જેની સાથે આખું જીવન વ્યતીત કરવાનું છે, તેને આનંદ મળ, અને જીવન એક વેઠરૂપ નહિ પણ સ્વર્ગની ફુલવાડી જેવું લાગે, એવી તન મનની ઉચ્ચ કેળવણી આપવાની પોતાની પ્રથમ ફરજ બજાવવી જોઇએ, અને ગૃહમંસારમા નાખવાની અયોગ્ય ઉતાવળ ન કરતાં પોતાની કન્યાને યથોચિત કેળવણી સામાજિક, નૈતિક, અને ધાર્મિક મળી શકે તે માટે પૂરતી વખત અને અનુકૂળતા આપવા જોઈએ, કે જેથી બુદ્ધિ પ્રમાણે જ્ઞાન મેળવી કન્યાઓ સુશીલ ગૃહિણીઓ અને પૂજ્ય માતાઓ બને અને તેમનો સંસાર શાન્ત અને આનંદમય બની રહે. આપણા એક વખતના પ્રતાપી દેશનું પ્રાચીન ગૌરવ પાછું લાવી ઠેકઠેકાણે અનેક દેવીઓ પ્રગટાવી આ દેશને પુનઃ દિવ્ય દેવભૂમિ બનાવવાનો આ એકજ ઉત્તમમાં ઉત્તમ માર્ગ છે.

## ઇલાકાની ભૂગોળની શરૂઆત.

( લેખક-રા. રતનજી પુરુષોત્તમ અનડા. હેડમાસ્તર
જનાના મિ ટ્રે, અમદાવાદ )

શિષ્ય-ગુરુજી, આપે અમને આપણા પ્રાંતની ભુગોળ શીખવી; હવે આપણી પ્રાંતની નજીકના બીજા ભાગોની ભૂગોળ શીખવવા કૃપા કરશો ?

શિક્ષક-ઘણી ખુશીથી શીખવીશ. આજે મારો વિચાર જ હતો. દરમિયાન તમે ઉલટ બતાવો છો તેથી મને બહુ આનંદ થાય છે.

શિષ્ય-ત્યારે તો અમને બહુ ગમ્મત પડશે.

શિક્ષક-જુવો ભાઈઓ, તમે ગુજરાત પ્રાંતની ભૂગોળ શીખી ગયા છો, આ ગુજરાત પ્રાંતના નકશાની પાસે હું એક બીજો નકશો ટાંગુ છું. તેમાં આપણો ગુજરાત પ્રાંત પણ છે. તમારામાંથી કોઈ તેમાંથી ગુજરાત પ્રાંત બતાવો.

શિષ્ય-આ નકશામાં ગુજરાત પ્રાંત નાનો કાઢેલો છે તે શા માટે સાહેબ ?

શિક્ષક-આ નકશામાં ગુજરાત ઉપરાંત બીજા ભાગો પણ બતાવ્યા છે. એટલે બધાનો સમાસ કરવા પ્રમાણમાં ગુજરાતને નાનો કાઢવો પડ્યો છે.

શિષ્ય-ગુરુજી, આ નકશો શેનો છે ?

શિક્ષક-ભાઈઓ, ગુજરાતનો નકશો પ્રાંતનો નકશો કહેવાતો હતો, પરન્તુ આ ઇલાકાનો નકશો છે.

શિષ્ય-સાહેબ, ઇલાકો એટલે શું તે સમજાવશો ?

શિક્ષક-કેટલાક પ્રાંતો મળીને જે ભાગ બને, અને જેના અધિકારી ગવર્નર સાહેબ હોય તે ઇલાકો કહેવાય

શિષ્ય-આ ઇલાકો કયા કયા પ્રાંતો મળીને થયો છે ?

શિક્ષક-જુઓ, તે હું તમને બતાવું છું આ આપણો ગુજરાત, આ સિંધ, આ કચ્છ, આ મહારાષ્ટ્ર ને આ કાનડા એવા પાંચ પ્રાંતો મળીને આ ઇલાકો બનેલો છે

શિષ્ય-આ ઇલાકાનું નામ શું છે, સાહેબ ?

શિક્ષક-આ ઇલાકાનું નામ મુંબઈ ઇલાકો છે.

શિષ્ય—કૃપા કરીને ઇલાકાનો વિસ્તાર કહેશો.

શિક્ષક—હવે એ વાત કહેવી જોઈએ, પરંતુ આજે આટલું બસ છે વધારે વાતો બીજી વખતે કરીશુ.

( ટીપ—ભૂગોળના વિષયને કેવી રીતે રસિક ને કલ્પનાશક્તિની વૃદ્ધિ કરનારો કરવો તે માટે આ લેખ છે )

---

## સૃષ્ટિજ્ઞાનના પાઠ સબંધી સૂચના.

### પાઠ ૯૨ મો.

### ફોસ્ફરસ અને દીવાસળી.

લેખક—રા પુરશોત્તમ જી. પંડયા આ. માસ્તર પી. આર ટ્રેનિંગ કોલેજ.)

આ પાઠના મુદા નીચે પ્રમાણે લઈ શકાય.

૧ પીળા ફોસ્ફરસને ઓકિસજન સાથે વિશેષ રસાયન પ્રીતિ હોવાથી. પાણીમા રાખવો.

૨ રાતો ફોસ્ફરસ ઓકિસજન સાથે પીળા જેટલી રસાયન પ્રીતિવાળો નથી, તેથી હવામાં ખુલ્લો રાખી શકાય છે; અને તેની દીવાસળી ગમે ત્યાં ઘસવાથી સળગતી નથી.

આ પાઠમાં જોઈતી સઘળી હકીકત આપી છે વિશેષ જ્ઞાન સારૂ જાણવું જોઈએ કે હવા કાઢી લીધેલા વાસણમાં પીળા ફોસ્ફરસને મુકી બહારથી ૨૫૦ સેન્ટિગ્રેડ તાપ આપવાથી પીળાનું રૂપાંતર રાતામા થાય છે

સાદી દીવાસળીની બનાવટમાં પ્રથમ લાકડાં ખાસ કરીને આપણા દેશમાં અરડુસા અને સીમળાના વધારે ઉપયોગી થઈ પડે છે. આ લાકડાંનાં મધાં પાંચ સાત ફુટ લાંબાં ચકાંઓને કાપી ઉના ખળખળતા પાણીમાં બફાવા દે છે. તેથી તે લાકડાં પોચાં પડી જાય છે પછી તેને સંચાવડે વહેરી તેની સળીઓ, પેટીનાં ખોખાં તથા ઢાંકણના માપની જોઈએ તેટલી જાડાઈની તૈયાર કરે છે. સળીઓની ઝુડીઓ કરી પીગાળેલા ગંધકના રસમાં ચોક ઉંડાથી આશરે અડધા ઇચ જેટલો ભાગ બોળી કાઢે છે. પીળો ફોસ્ફરસ, પોટેશિયમ કલોરેટ અને સરેશનું મિશ્રણ અર્ધ પ્રવાહી

ત્થિતિમા તૈયાર કરેલુ હોય છે, ગધક લગાડેલી સળીઓને લાકડાના એક પાટીઆમાં આરપાર કાણાં પાડેલાં હોય છે તેમાં એવી રીતે ખોસે છે, કે પાટીઆની એક બાજુએ સળીઓના ગધકવાળા છેડા પાટીઆની સપાટીથી સહેજ બહાર રહે. હવે પેલા ફોસ્ફરસવાળા મિશ્રણમાં તે પાટીઆની ઉપલી સપાટી બોળે છે. આથી તે દરેક સળીને છેડે તે જ્વાળાગ્રાહી મિશ્રણના મોગરા ચોટે છે. પછી તે પાટીઆને બહાર કાઢી વારનિશમાં મોગરા બોળાય તેમ રાખી, તૈયાર થએલી દીવાસળીઓને સૂકવે છે.

લાકડાંની ચીપોમાંથી પેટીનું ખોખુ સચાની મદદવડે સહેજ વારમાં તૈયાર થઈ તેની એક બાજુએ કાળી કે બીજા ગની ઝીણી રેતી લગાડેલો કાગળ ચોટાડે છે. આ રીતે તૈયાર થએલાં ખોખામાં દીવાસળીઓ ભરી તેના બાર બાર પેટીઓના જથાને એક કાગળમાં પડીકાની માફક લપેટી, તેની ઉપર સંચાની છાપનો કાગળ ચોટાડી પેટીઓમાં ભરી વેપારીઓને આપે છે તે પછી બજારમા છુટક વેચે છે આ રીતે તૈયાર થએલી સાદી દીવાસળીઓ કહેવાય

અભય દીવાસળીઓ બનાવવામા પણ રીત તો ઉપર કહી તેવીજ છે, પરંતુ સળીઓને ગધક લગાડતા નથી. સળીને છેડે જે પદાર્થના મોગરા ચોટે છે, તે પોટેશિયમ ક્લોરેટ, સુરમાનો ગધીલ, સિંદુર અને સરેસના મિશ્રણનો બનેલો છે દીવાસળીના ખોખાની બે બાજુએ રાતી ફોસ્ફરસ, કાચનો લોટ અને સરેશનુ મિશ્રણ ચોપડેલા કાગળની પટીઓ ચોટેલી હોય છે.

## બન્ને દીવાસળીનો તફાવત. ૦

સાદીમા પીળા ફોસ્ફરસ સળીના મોગરામા છે, પણ તેના ઉપર વાર્નિશનુ પાતળુ પડ આવેલું હોવાથી હવામાંના ઓક્સિજનની ઝાઝી અસર થતી નથી પરંતુ ગમે તે ખરબચડી સપાટીપર તેને ઘસતા વાર્નિસનું પાતળુ પડ ઉખડી જાય છે, અને ઘર્ષણથી ઉત્પન્ન થએલી ગરમી તે મોગરાના મિશ્રણને સળગાવી દે છે. પીળી ફોસ્ફરસ મોંઘી તેમજ વધારે જ્વાળાગ્રાહી સ્વભાવની હોવાથી મોગરામાં તેનો થોડો ભાગ હોય છે, તે ઘસતાની સાથે સળગી જાય છે જો ગધક જેવો જ્વાળાગ્રાહી પદાર્થ સળીને છેડે ન લગાડેલો હોય તો મોગરો સળગીને સળીનું લાકડું સળગતાં પહેલાં ઓલવાઈ જાય; પણ તે મોગરો ઓલવાતાં પહેલાં ગધક પીગળીને

સળગે છે, અને આશરે અર્ધો ઇંચની સપાટી પરનો ગંધક બળી રહેતાં પહેલાં સળીનું લાકડું સળગે છે. ગંધકનો ઉપયોગ આથી સ્પષ્ટ સમજાશે.

અભય દીવાસળીમાં મોગરામાં ફોસ્ફરસ બીલકુલ હોજ નહિ તેથી તેને ગમે ત્યાં ઘસો પણ સળગશે નહિ પેટીની બાજુએ લગાડેલા કાગળ ઉપર ઘસીશું, ત્યારે કાગળ ઉપરનો કિંચિત લાલ ફોસ્ફરસ મોગરાને ચોંટશે, તે ફોસ્ફરસ અને મોગરાના રસાયની પદાર્થોનો સંયોગ કરવાને ઘર્ષણમાંથી ઉત્પન્ન થએલી ગરમી બસ થાય છે તેથી મોગરો સળગે છે મોગરામાં મિશ્રણનો જથ્થો વધારે હોવાથી તે પુરેપુરો બળી રહે તે પહેલાં સળીનું લાકડું સળગે છે. આ કારણથી તે સળીને ગંધક લગાડવાની જરૂર નથી.

દીવાસળી બનાવવાના કારખાનામાં સંચાવડે તૈયાર થએલી ખોખાં બનાવવાની ચીપોને જોઇતા માપની કરી સંચામાં મૂક્યા પછી એકદમ તેનું બહારનું ખોખું તથા અંદરનું ખાનું તૈયાર થઈ બાજુએ ઘસવાની બાજુનો કાગળ તૈયાર થઈ બહાર પડે છે તે એટલી તો ઝડપથી થાય છે, કે જે તે જાતે જોયું હોય તો અચંબો થયા વગર રહેતો નથી.

ઘણા સ્મશાનોમાં રાત્રે ભડકા થતા દેખાય છે, તેને લોકો ભૂત ભૂત કરી માને છે, અને બીએ છે. આ ભૂત બીજો કોઈ નહિ પણ હાડકાંનો ફોસ્ફરસ છે જમીનમાં દટાએલાં બળતાં હાડકાંના છિદ્રાળુ ભાગો ઉપર, જમીનની અંદર ઉત્પન્ન થએલાં કેટલાક એસિડોની અસર થવાથી તે ચુનાના ફોસ્ફેટમાંથી કુદરતી રીતે ફોસ્ફરસ તૈયાર થાય છે. આ રીતે તૈયાર થએલ પીળો ફોસ્ફરસ જમીનની સપાટીપર આવી જાય તો હવાના ઓક્સિજનની અસર થતા ભડકો થઈને બળી જાય છે, તેને લોકો ભૂતના ભડકા સમજે છે.

## પુસ્તકોનો સ્વીકાર

અનુવાદક અને પ્રકાશક રા કેશવલાલ હર્ષદરાય, ધ્રુવ બી એ અમદાવાદ.

### (૧) મધ્યમ નાટક.

રા. કેશવલાલનું નામ ગુજરાતના સાહિત્યપ્રેમી જનોને સુવિદિત છે. પોતે પ્રાચીન ગુજરાતી સંશોધક અને ગુજરાતી ભાષા તથા સાહિત્યના એક પ્રચૂર વિદ્વાન તરીકે સર્વને જાણીતા છે તેઓ ઉત્તમ સંસ્કૃત નાટકોના સારી અને સુશ્લિષ્ટ શૈલીમાં ભાષાન્તર કરી ગુજરાતી સાહિત્યની અમૂલ્ય

સેવા કરે છે. ભાષાન્તર કરવાનું કામ કેટલેક અંશે સહેલું નથી; હેતુ, મૂળનો અર્થ જાળવી રાખી બંધબેસતુ તેમજ રસની ક્ષતિ વિનાનું ભાષાન્તર કરવું એ કળા છે. આ ભાષાન્તર તેવુંજ છે. રા. કેશવલાલભાઈના ભાષાન્તરથી એક પરોક્ષ લાભ એ મળે છે કે પ્રાચીન સંસ્કૃત કવિઓ તથા તે સંબંધની કેટલીક ઐતિહાસિક હકીકતનો વિદ્વત્તાભર્યો ઉપોદ્ઘાત પોતે વાચકને આપે છે. આ નાટક મહા ભારતની એક ટુંકી આખ્યાયિકા છે. ભીમ હિડિંબા નામની રાક્ષસીને પરણ્યો હતો, અને તેમના પુત્ર ઘટોત્કચ સંબંધી આ નાટક રચાયું છે. પોતે સ્વીકારેલી જોડણી બાધરૂપે ન માનીએ તો બીજી બધી બાબતમાં આ પુસ્તક ગુજરાતી સાહિત્યને એક ઉપયોગી ભેટ છે.

### (૨) કેળવણીની કળા અથવા શાળાવ્યવસ્થા તથા શિક્ષણ પદ્ધતિની સામાન્ય માહીતી.

કર્તા—રા. ગાડાભાઈ આગજીભાઈ દેસાઈ. શિક્ષક, મેલ ટ્રેનિંગ કોલેજ વડોદરા.

આ પુસ્તક અભિપ્રાય અર્થે અમને મોકલવામાં આવ્યુ છે. શિક્ષણને લગતાં ગુજરાતી પુસ્તકોની સંખ્યા ઘણી થોડી છે. રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદીના શિક્ષણશાસ્ત્ર ઉપરાંત આ બીજુ પુસ્તક છે યોજના એકંદર સારી છે. પરંતુ માનસશાસ્ત્રનો સંબંધ સ્પષ્ટ રીતે જુદા જુદા વિષયોમાં દર્શાવ્યો હોત તો ઠીક થાત કેટલેક ઠેકાણે—મુખ્યત્વે કરીને—ગણિતના વિષયના પ્રકરણમાં સચિત્ર સમજુતી આવશ્યક હતી નોંધોના નમુના આપીને પુસ્તકને વિશેષ ઉપયોગી બનાવ્યું છે. કિંડરગાર્ટન અને મોન્ટેસોરીની પદ્ધતિની હકીકત થોડી આપવામાં આવી છે. પુસ્તક એકંદર સાદી સરળ અને જલ્દ સમજાય તેવી ભાષામા લખાએલું છે. આ પુસ્તકમાં ચર્ચેલી સામાન્ય બાબતો પરત્વે મતભેદ હોવા સંભવ છે, પણ તે ગૌણ બાબતોની ચર્ચા અત્રે આવશ્યક નથી. પુસ્તક વિદ્યાર્થી વર્ગને માર્ગદર્શક અને સેવા સ્વરૂપનું છે.

### (૩) "રસદાયક રત્નનિધિ."

લેખક.—રા. રમણીકલાલ ગીરધરલાલ મોદી. એમ. એ., નવસારી.

પુસ્તકનો વિષય મુખ્યત્વે કરીને ધાર્મિક માલમ પડે છે. નીતિનું શિક્ષણ ધાર્મિક બોધથી વધારે અસરકારક બને છે એ દષ્ટિબિંદુથી તપાસતાં આ

કેટલીક ધાર્મિક વાર્તાઓ ઠીક આપેલી છે, કેટલીક ઐતિહાસિક વાતો પણ છે. વાર્તા તરીકે આ પુસ્તક મદદકર્તા નીવડે તેવુ છે ભાષાની સરળતા અને વિષયનો અનુક્રમ ઠીક નથી.

## (૪) " ભારત ભાનુ. "

કર્તા—રા મોહનલાલ ગરબડભાઈ પંડ્યા. મુ વડોદરા.

આ પુસ્તક મોહનમાળા ગ્રન્થાવલિનો ત્રીજો મણકો છે. પ્રસ્તાવનામાં સૂચવ્યું છે તેમ જ્ઞાતિહિત માટે એક મડળ સ્થાપેલું છે જેનું નામ 'પતિત મિત્ર મડળ' છે તેના ઉદ્દેશોને ઉપયોગી નીવડે એ હેતુથી આ પુસ્તક પ્રસિદ્ધ કર્યું છે. પુસ્તકમાં ગદ્ય અને પદ્ય બન્નેનો સમાવેશ છે. કન્યાકેળવણી, સ્ત્રીવર્ગની ઉન્નતિ, તેમનાં કર્તવ્યો, તથા વિધવાની સ્થિતિના વિષયો નિબંધ અને કવિતાઓદ્વારા ચર્ચ્યા છે. ધાર્મિક, નૈતિક અને સામાજીક વિષયો પણ ચર્ચ્યા છે પુસ્તકને અંતે રમુજી હાસ્યરસની વાર્તાઓ છે. આમ વિધવિધ વિષયોની પ્રસાદીવાળુ આ પુસ્તક છે. તેમાંનો દરેક નિબંધ કે કાવ્ય ઉપયોગી કે સરસ છે એમ કહી શક્તાં નથી. સ્ત્રીનાં કર્તવ્યનો મોટો ભાગ જુના મતને અવલબી રહ્યો છે. કવિતા તથા છુટક લેખોની ભાષા સાદી અને સરળ છે.

(શાળાપત્ર ઓફિસ.)

## પત્રોના ઉત્તર

(૧) રા. પ્રાણશંકર મણિશંકર મહેતા,—

દેડકાને જીભ હોય કે નહિ તે બાબતના પ્રશ્નના ઉત્તરમાં જણાવવાનું કે અગાઉ એ પ્રશ્નનો નિર્ણય છપાઈ ચુક્યો છે.

(૨) રા જટાશંકર મોહનલાલ શુક્લ મુ ઉતેલીયા.

શંકા ૧ લી—બીજી ચોપડી પાઠ ૩૪ કવિતા લીટી ૫-૬, સ્પષ્ટાર્થ — પ્રભુએ મોટા પર્વત, કોતરો, સાગરો અને નદીરૂપી યોજનાવાળી સુંદરરચના નગરમાં અને વનવાટમાં કરી છે, નગર અને વનવાટ સસમીમાં લેવો. ઘાટનો અર્થ-આરો લેતાં મનુષ્યકૃતિનો ભાવ લેવો પડે છે. ઘાટ એટલે કુદરતી રીતે બનેલો કોઠો કે કિનારો અગર આકાર લેવો યુક્ત પડશે.

ગ્રંથ ત્રીજો—રસ બહુ ઉતરે છે ઇત્યાદિ.

આ લીટીનો સ્પષ્ટાર્થ અગાઉ થઈ ગયો છે. રસનો અર્થ પારો લેવો યુક્ત છે. અન્વય-રૂપાળા યંત્રમાંહે રસ બહુ ઉતરે છે.

(૩) રા. જેરાકર વજેશંકર મુ. પીપરીઆ.

તમારા ચર્ચા પત્રનો ઉત્તર આ લખત નં. ૧ ના ઉત્તરથી જાણી લેવો—

(૪) રા. છોટાલાલ નરસિંહભાઈ આ માસ્તર. મુ. ચીખલી.

તમારી ગ્રંથના ઉત્તરમાં લખવાનું કે આત્રેયી અને વનદેવતા વિષેનો પાઠ સંસ્કૃત નાટક "ઉત્તર રામ ચરિતમાં"થી અવતરણરૂપે લીધો છે. તે નાટકમાં મૂળ રામાયણની વસ્તુ લઈ કેટલીક વીગત કવિએ કલ્પનાની પણ ઉમેરી છે. ગીરધરકૃત કે તુલસીદાસના રામાયણને આની સાથે મળતાપણું નહિ રહે. આથી કૌસલ્યા માતા હાજર હતાં કે નહિ તે મતભેદ કાયમ રહેશે જ.

(૫) રા. રણછોડ મોતીરામ હાદાર, મુ. ધરી ટીંમારોડ

તમારા પત્રના ઉત્તરમાં જણાવવાનું કે શિયાળ પશુ તરીકે નાન્યતર જાતિમાં વપરાય છે. ભગવાને શિયાળના પાઠમાં બંન્નેને મંગલ કરતાં કલ્પ્યા છે. અને તેથી પુરુષવાચક માની ઉપરટે 'ભાઇ' સંબોધનવાચક શબ્દ ઉમેર્યો છે. તેથી નરજાતિમાં વાપરેલો યુક્તજ છે તમારો બીજો પ્રશ્ન સામાન્ય સ્વરૂપનો છે 'સૃષ્ટિ'માં 'ઋ' છે કે 'રૃ' તેનો ઉત્તર તમારા કોઈ શિક્ષકમંડળ આપશે.

(૬) સુપ્રિન્ટેન્ડન્ટ, સ્કુલ્સ, રાધનપુર.

રાધનપુર તાલુકા સ્ટેટની નિશાળના મહેતાજીની ચર્ચા પરત્વે જણાવવાનું કે વારેઠાઠ મામા એજ ખરો ઉચ્ચાર છે.

(૭) રા. ગુપ્તે મુ. નડિઆદ.

નરાણી શબ્દ શરા ઉપરથી નીકળ્યો છે એ વાત ત્યાંની ગુ૦ સ્કૂલના મહેતાજી આપને કહે છે તે જોડી કાઢેલી લાગે છે. એવી વ્યુત્પત્તિ કોઈ સામાન્ય બુદ્ધિનો શિક્ષક પણ નહિજ કલ્પે તો શીખવવો તો નહિજ. આપની કલ્પના "નખલાવિની" સ્વરૂપ બાબતેમની છે. પણ તે ખરું પ્રમાણ શી રીતે બનાવો રા. કેશવલાલ કે નરસિંહરાવ જેવાજ તે વિષે નિર્ણયાત્મક ખુલાસો આપવા અધિકારી છે,

(૮) મિ. અરદેશર મા. બક્ષસારા. મુંબઈ.

તમારા પત્રના ઉત્તરમાં જણાવવાનુ કે બન્ને વાત ખરી છે. જ્યાં "બાર વર્ષ વન ભોગવ્યાં નયને નિદ્રા ન આણી" એમ લખ્યું છે ત્યાં માત્ર વનવાસનીજ વાત છે. તેરમુ વર્ષ ગુપ્ત વાસ કરવાનો હતો. એકંદર તેર વર્ષ ગણવાનાં છે.

( શાળાપત્ર ઓફિસ )

## મુંબઇ ગુજરાતી ટીચર્સ ફંડનો રિપોર્ટ ૧૯૧૮-૧૯

સદહુ રિપોર્ટ અમને તે ફંડના સેક્રેટરિ તરફથી મળ્યો છે. રિપોર્ટ વાંચતાં માલમ પડે છે કે ફંડની થાપણ રૂ ૬૧૨૮ ૨-૧ રિપોર્ટના વર્ષની અગાઉના વર્ષ આખરે હતી. રિપોર્ટવાળા વર્ષ દરમિઆન લવાજમ તરીકે શિક્ષકોએ રૂ. ૩૨૧૪-૩-૦ ભર્યા છે એ ખરેખર હાલના મોંઘવારીના સમયનો વિચાર કરતાં શિક્ષકોની ઉત્સાહવૃત્તિ તેમજ ત્યાગવૃત્તિ દર્શાવે છે. બીજી એક સારી યોજના એ જણાય છે કે મેમ્બરો પૈકી જે શિક્ષકો કે શિક્ષિકાઓ ગુજરી ગયાં હોય તેના ફાળાના પ્રમાણમાં વારસોને અમુક રકમ બક્ષીસ આપવામાં આવે છે કુલ સભ્યો ૧૧૦ છે. સાત સુપ્રતિષ્ઠિત સ્ત્રીપુરુષોએ આ સંસ્થાનું મુરબ્બી પદ સ્વીકાર્યું છે. આમ બહારની મદદ ટીચર્સ ફંડને ઉપયોગી થઈ પડે છે. સંસ્થાનો હેતુ સમભાવ તથા સ્વાર્થ ત્યાગનો છે

## લીગ ઓફ પેરન્ટસ એન્ડ ટીચર્સ, તખ્તેશ્વર પ્લોટ, ભાવનગર.

( માબાપ અને શિક્ષકોનું મંડળ )

બાળકોના હિતાર્થે જોડાએલા કેટલાક પ્રશ્નો તરફ દરેક દેશના અગ્રગણ્ય શહેરીઓનું ધ્યાન દોરાએલુ છે, એવાજ એક હેતુથી આ મંડળ સ્થપાયું છે અને બાળ કેળવણીમાં રસ લેતા દરેક માણસને મનન કરવા યોગ્ય સાહિત્ય પુરુ પાડવાનું કામ તે સંસ્થાએ આદર્યું છે તેને લગતું એક ચોપાનીયું નં. ૯, અમને અવલોકનાર્થે મળ્યુ છે. તેનુ મથાળુ "બાળકોના માનસિક વિકાસને હરકત કરનારી શારીરિક ખોડો" એવું છે. આ ચોપાનીયાનો મુખ્ય ઉદ્દેશ નિશાળે જતાં બાળકોમાં શી ખોડો હોય છે તે વિચારી તેને દૂર કરવાનો રાખ્યો છે. બાળકોની શારીરિક સ્થિતિ સંપૂર્ણ હોવી

જોઈએ, અને આંખ, દાંત, મોં, નાક, કાન, વગેરે અવયવોની તેમજ સારો ખોરાક સ્વચ્છ હવાની મપૂર્ણતા અને પુરતો આરામ વગેરે વિષયો સબંધી વિવેચન આ ચોપાનીયામાં કર્યું છે. ખરેખર બાળકોના શારીરિક અવયવો ખામીવાળા હશે તો માનસિક વિકાસ થવો દુર્લભ છે.

## વનિતાવિશ્રામ મુંબાઈ.

આ સંસ્થાનો ૧૯૧૮ ના નવેમ્બરથી ૧૯૧૯ ના ઓકટોબર સુધીનો રિપોર્ટ અમને મળ્યો છે. તે સમારંભ પ્રસંગે નામદાર ગવર્નર સાહેબનાં બાનુ લેડિ લોઈડે આપેલા ભાષણનો સાર અગાઉના એક અંકમાં આપી ગયા છીએ. આ સંસ્થાનું મકાન બાઈ ઝવેરબાઈ ભગવાનદાસ નરોત્તમદાસની ઉદાર સખાવતથી મળેલું છે. તેનો પાયો ૧૬ મી ફેબ્રુઆરિ ૧૯૧૩ ના રોજ નાખવામાં આવ્યો હતો અને મકાન ૩૦ મી માર્ચ ૧૯૧૬ ના રોજ લોર્ડ વિલિંગ્ડનના મુબારક હસ્તે ખુલ્લું મુકવામાં આવ્યું હતું સંસ્થાને અંગે કેટલાક ટ્રસ્ટીઓ છે, અને એક કારોબારી મંડળી છે. તેના હેતુઓ ઘણા ઉંચાં પ્રકારના છે. વિધવાઓને સાધુ જીવન ગાળતાં ધર્મ અને નીતિનું જ્ઞાન આપી તેમનું જીવન સમાજને ઉપયોગી થાય એ મુખ્ય હેતુ છે. સધવાઓ તેમજ કન્યાઓને ધાર્મિક, નૈતિક, અને વ્યાવહારિક કેળવણી અપાય છે આમ સ્ત્રીઓને અનુકૂળ પડે એવાં બોર્ડિંગ હાઉસ પણ છે; જેમાં કુલ બોર્ડરોની કુલ સંખ્યા ૭૮ ની છે. અંગ્રેજી તથા સંસ્કૃતનું પણ શિક્ષણ અપાય છે, અંગ્રેજીમાં ૪૭ અને સંસ્કૃતમાં ૪૯ બાળાઓ અભ્યાસ કરે છે. ચિત્રશાળા અને સંગીતના શિક્ષણની પણ યોજના છે. સંસ્થાને અંગે એક પુસ્તકાલય ખોલ્યું છે અને ઉપદેશિકા મંડળ તથા કિંડરગાર્ટનની શાળા ઉઘાડવાનો વિચાર રાખે છે. સ્ત્રી શિક્ષકોની ખોટ પુરી પાડવાના હેતુથી એક ટ્રેનિંગ કૉલેજ પણ ઉઘાડી છે, આમાં ભણતી સ્ત્રીઓની સંખ્યામાં દિનપ્રતિદિન વધારો થતો જાય છે.

સંસ્થાની નાણાં સબંધીની સ્થિતિ પણ સારી છે, સંસ્થાનો વાર્ષિક ખર્ચ જોતાં કાયમ ફંડની ઘણીજ આવશ્યકતા છે, એવી વિનંતી રિપોર્ટને અંતે કરવામાં આવી છે. રિપોર્ટ વાંચતાં જણાય છે કે સંસ્થાના હેતુઓ ઘણા ઉમદા છે આ સંસ્થાની એક શાખા સુરતમાં પણ ચાલે છે.

શાળાપત્ર ઓફિસ.

## ,ચર્ચાપત્રના ખુલાસા.

### ગુજરાત શાળાપત્ર-માહે જૂન, જુલાઈ સને ૧૯૨૦માંના મિ. પોપટલાલ મોનજી યાજ્ઞિકના ન ૧ ના ચર્ચાપત્રનો ખુલાસો.

(લખનાર—રા. રાવળ ભાઈશંકર હરજીવન. પડધરી—કાઠિયાવાડ)

કાર્બાઈડ તેઓ ધારે છે તે પ્રમાણે ખનિજ પદાર્થ અગર કુદરતી દ્રવ્ય (Element) નથી, તેથી કૃત્રિમ રીતે, મુખ્યત્વે કરીને ચુનાનો કારબાઈડ (Calcium Carbide) કેવી રીતે થાય છે, તેની હકીકત જણાવવાની જરૂર છે તેઓની બીજી શંકાઓ, જેવી કે વરસાદના પાણીથી તેની ખાણો ઉપર થતી અસર, અગર તેમાંથી નીકળતી ગેસથી સળગતી હવા વગેરે,—કેલ્સિયમ કાર્બાઈડ કૃત્રિમ વસ્તુ હોવાથી અસ્થાને છે, અને તેનું બનવું અસંભવિત છે. કેવી રીતે કેલ્સિયમ કાર્બાઈડ બને છે, અને તેના ઉપર કેવા સંયોગોમાં પાણીનો ઉપયોગ થતાં-(acteylene gas, C 2 H 2) એસીટીલીન ગેસ ઉત્પન્ન થાય છે, અને તેનો પ્રકાશક વસ્તુ તરીકે કેવી રીતે ઉપયોગ થાય છે તે જાણવાથી તેઓની શંકાઓનું નિવારણ થશે

ઘણોજ તાપ આપી શકે તેવી વિજળીક ભઠ્ઠી (electric arc furnace) ની મદદથી, ચૂનો (lime) અને કોક નામનો કોલસા (coke= ઉડી જાય તેવા વાયુ (Volatil) વગરનો કોલસો તેને કોક કહે છે.) ના મિશ્રણથી ચુનાનો કાર્બાઈડ બને છે, તેનું પ્રમાણ લગભગ ૬૫ ટકા ચુનો અને ૩૫ ટકા કોકથી બને છે, અને સંયોગો અનુસાર વીજળી પ્રવાહ વાપરીને, જરૂરિયાત પ્રમાણેની જુદી જુદી જાતની વીજળીક ભઠ્ઠીઓથી બનાવાય છે, આ ચુનાના કાર્બાઈડ ઉપર પાણી નાખવાથી એસીટીલીનગેસ નીકળે છે કે જે બાળવાથી ઘણો પ્રકાશ મળે છે, અને તેથી તેનો ઉપયોગ જનસમાજમાં થાય છે રસાયણ પ્રયોગોથી આ બંને વસ્તુના પ્રમાણો નીચે પ્રમાણે છે



Cao + 3c = Cac 2 + co (૧)
Lime = ચૂનો, Coke = કોક કેલ્સિયમ કારબાઈડ કારબોન મોનોક્સાઈડ ગેસ (ઉડી જાય છે)

Cac2 + H2O = C2 H2 + Cao (૨)
કેલ્સીઅમ કારબાઈડ પાણી એસીટીલીનગેસ ચુનો

કેલ્સિયમ કારબાઈડમાંથી બળી શકે તેવો ગેસ પાણીના સંયોગોના મિશ્રણથી નીકળી શકે છે. ઘણી રીતોમાં એ બે સામાન્ય ચાલુ છે, જેવી કે કારબાઈડ ભરેલા પાત્રમાં પાણી નિયમિત પાડયા કરવાથી અગર પાણી ભરેલા પાત્રમાં કારબાઈડ નિયમિત પાડયા કરવાથી ગેસ ઉત્પન્ન થાય છે; કે જે ઉપરના પાત્રમાં એકઠી થાય છે અને તે પાત્રમાંથી એક ટાંકણી આવી શકે એવા છિદ્ર વાટે બહાર આવે છે, અને ત્યાં સળગાવવાથી ઘણો પ્રકાશ આવે છે. આ ગેસ કોલગેસથી ૧૫ ઘણો વધારે પ્રકાશ આપી શકે છે, અને તેથી તેનો ઉપયોગ સરળતાથી ઉત્પન્ન થતો હોવાથી તથા પ્રમાણમાં સોંઘો પડવાથી પ્રકાશવાળા સાધન તરીકે થાય છે. મેજીકલેન્ટર્ન, સાઈકલ અગર મોટરની બત્તીઓ, ઘરમાં અગર રસ્તામાં પ્રકાશ આપે તેવી બત્તીઓ વગેરેમાં તેનો ઉપયોગ ઘણો છે. તેના લાભ સાથે જોખમો પણ ઘણાં છે. અશુદ્ધ ચુનાના મિશ્રણથી તેની સાથે ઉત્પન્ન થતો (ફોસફાઈન) ગેસ, ખરાબ વાસ આપનારો તથા પ્રમાણમાં ઘણો ઝેરી હોવાથી વાતાવરણને બગાડે છે, તે ઉપરાંત એસીટીલીન ગેસ ઉપર વિશેષ દબાણ હોય અગર વાતાવરણ વિશેષ ગરમ હોય તો ઘણા ગંભીર અકસ્માતો થાય છે, અને જેથી કરીને ગેસ ઉત્પન્ન કરવાના પાત્રો હરવખત ઘણાં ઠંડા રાખવાં પડે છે, તથા બહુ સતત પ્રકાશ વખતે અકસ્માતનું ધ્યાન રાખવું પડે છે.

કેલ્સીયમ કારબાઈડના ઉપયોગોમાં, મુખ્ય ઉપયોગ ઉપર જણાવ્યા પ્રમાણે એસીટીલીન ગેસ ઉત્પન્ન કરવાનો છે, અને તેથી તેને 'કારબાઈડ' બત્તી અગર પ્રકાશ તરીકે કહે છે. હવા માહેની આર્દ્રતા (ભિનાશ) ની તેના ઉપર ચાલુ અસર ન રહે તે વાસ્તે તેને પતરાના ડબામા રાખવામાં આવે છે, અને તેવા ડબા ગેસ બનાવવાના કામ વાસ્તે બજારમાં વપરાય છે.

બીજો ઉપયોગ—એસીટીલીન ગેસ હવામાં બળે છે ત્યારે તે લગભગ ૩૦૦૦૦ (ડીગ્રી) સુધી ગરમી આપી શકે છે, અને તેથી તેના અગ્નિમાં (oxy—acetylene Flmes) ધાતુઓ ગાળી શકાય છે અને જુદી જુદી ધાતુઓ સાંધી શકાય છે.

કેલ્સિયમ કારબાઈડ બીજા રસાયણી પ્રયોગો સાથે Cyanides & Calcium Cyanamide, સાયનાઈડ વગેરે બનાવટમાં વપરાય છે, કે જે જમીનમાં ખાતર તરીકે વપરાય છે.

## કેળવણીખાતાની જાહેરખબરો.

મ. એ. ઈ. સાહેબના તા. ૧૧-૯-૨૦ નો હુકમ નં. ૭૩૪૫.

મેસર્સ કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ, બુકસેલર્સ એન્ડ પબ્લિશર્સ-ચાણાવટ, સુરતનાને મિ હલાભાઇ નગીનદાસની બનાવેલી અને ઇનામ માટે મંજુર કરેલી "સાવિત્રી ચરિત્ર" નામની ચોપડીની કિંમત ૦-૧-૬ ને બદલે વધારી ૦-૨-૦ કરવાની મજુરી આપવામાં આવી છે. નવી આવૃત્તિને માટેજ આ વધારો મજુર છે.

મ એ. ઈ. સાહેબનો હુકમ નં. ૮૨૧૬ તા. ૩૦ ૯ ૨૦ ઉપરથી.

મ. ડિરેકટર સાહેબે પોતાના લાયબ્રેરિ નં. ૧૦૦૭૮ તા. ૨૪-૯-૧૯૨૦ યાં મિ. નરભેશંકર ઉમિયાશંકર અમદાવાદનાને "અંકગણિતનાં મૂળતત્વો" ની કિંમત ૦-૭-૬ થી વધારી ૦-૯-૦ કરવાની મજુરી આપી છે. વધારો નવી આવૃત્તિ માટેજ મજુર છે.

મહેરબાન ઉ. ભા. ના એડ્યુકેશનલ ઇન્સ્પેકટર સાહેબનો
તા. ૧૩-૧૦-૨૦ના હુકમ નં. ૮૮૧૨ ઉપરથી.
હાઈ અને સ્પેશ્યલ સ્કૂલોમાં આપવાની સરકારી સ્કોલરશિપો
નં. ૮૮૧૪ અ.

આથી ખબર આપવામા આવે છે કે તા. ૨૬ ડિસેમ્બર ૧૯૧૮ના સરકારી ગેઝેટના ભાગ ૧ લાના ૨૪૬૮ થી ૨૪૭૦ મા પૃષ્ઠોમા પ્રસિદ્ધ થએલા નિયમો મુજબ ઉત્તર વિભાગના દરેક જિલ્લામા ૭, ૭, સ્કોલરશિપો આપવા સારૂ બુધવાર તા ૨૬ મી જાન્યુઆરિ ૧૯૨૧ તથા તે પછીના દિવસોએ નીચે લખેલા મધ્ય સ્થળોએ ૧૧વાગે હરિફાઇની પરીક્ષા લેવામાં આવશે

| | |
|---|---|
| અમદાવાદ | ભરૂચ |
| નડિઆદ (ખેડા જિલ્લો) | સુરત. |
| ગોધરા ( પચમહાલ જિલ્લો ) | |

છમાની એક સ્કોલરશિપ માટે સામાન્ય રીતે બધા ઉમેદવારો સ્પર્ધા કરી શકશે. બેની ઇઝરાયલ, કણબી. કણબી કરતાં વધારે પછાત વર્ગ જેના લોકો અગ્રેજી કેળવણીમાં પાછળ છે તેમની સ્પર્ધા માટે એક સ્કોલરશિપ રાખવામાં આવશે. ચાર સ્કોલરશિપો મુસલમાન ઉમેદવારો માટે રાખવામાં આવશે.

૩. દરેક મધ્યસ્થળે પરીક્ષા એક કમિટી મારફત લેવામાં આવશે.

પરીક્ષામાં દાખલ થવાની અરજીઓ ઠરાવેલા છાપેલા ફોર્મ ઉપર કરવી, અને ઉમેદવાર જે જિલ્લાઓનો હોય તે જિલ્લાની પરીક્ષક કમિટિના પ્રેસિડેન્ટને કરવી, તા. ૧૫ મી ડિસેમ્બર ૧૯૨૦ સુધી અરજીઓ અને દાખલ થવાની ફી કમિટિ લેશે. તે તારીખ પછી કોઈ પણ અરજી લેવામાં આવશે નહિ અરજીના ઠરાવેલા ફોર્મની નકલો પરીક્ષક કમિટિના પ્રમુખ પાસેથી મળશે.

૪. ઉમેદવારોની ઉમર, પરીક્ષાના વિષયો, સ્કોલરશિપની રકમ અને મુદત, કેટલી ફી આપવાની છે તે, વગેરે બાબતની સઘળી વિશેષ હકીકત નિયમામાંથી મળી આવશે. નિયમોની નકલો પરીક્ષક કમિટિઓના પ્રમુખોને અરજી કરવાથી મફત મળશે ઉત્તર વિભાગની તમામ સરકારી અને મદદ મેળવનારી એંગ્લોવર્નાક્યૂલર સ્કૂલોમાં જાહેરખબર ચોઢવાના પાટીઆ ઉપર એ નિયમોની નકલો પણ ચોઢવામાં આવી છે.

ઉ. ભા. એ ઇ. ની ઓફિસ—અમદાવાદ.
તા. ૧૩ મી ઓકટોબર ૧૯૨૦

(સહી) જે, એસ, કાદરી.
એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર.
ઉત્તર વિભાગ.

---

## મિડલ સ્કૂલ સ્કોલરશિપો.

નં ૮૮૧૪ બી.

આથી ખબર આપવામાં આવે છે કે તા ૨૬-૧૨-૧૮ના મુંબઇ સરકારી ગેઝેટ ભાગ ૧ લા ના ૨૪૫૬ થી ૨૪૬૭ મે પૃષ્ઠે પ્રસિદ્ધ થએલા નિયમો મુજબ ઉત્તર ભાગના દરેક જીલ્લામાં નવનવ સ્કોલરશિપો આપવા શુક્રવાર તારીખ ૨૮મી જાન્યુઆરિ ૧૯૨૧ તથા તે પછીના દિવસોએ ૧૧વાગે નીચે લખેલાં મધ્ય સ્થળોએ હરિફાઇની પરીક્ષા લેવામા આવશે

અમદાવાદ. ભરૂચ.
નડિઆદ. (ખેડા જીલ્લો)
ગોધરા. (પંચમહાલ જીલ્લો.) સુરત

૨ નવમાંની બે સ્કોલરશિપ માટે સામાન્ય રીતે બધા ઉમેદવારો સ્પર્ધા કરી શકશે. બેની ઈઝરાયલ, કણબી, કણબી કરતા પછાત વર્ગના લોકો જે અંગ્રેજી કેળવણીમાં પછાત છે તે લોકોની સ્પર્ધા માટે બે

સ્કોલરશિપ રાખવામાં આવશે. ચાર સ્કોલરશિપો મુસલમાન માટે રાખવામાં આવશે, અને તા. ૧૬ જુલાઈ ૧૯૧૨ ના કેળવણી ખાતાના સરકારી ઠરાવ ન. ૧૮૨૬ અને તા. ૮–૧૦–૧૭ ના હુકમ નંબર ૨૪૬૮ થી જારી રાખેની રૂ ૫) ની એક સ્કોલરશિપ હલકા વર્ગો માટે રાખવામાં આવશે.

૩ દરેક મધ્યસ્થળે પરીક્ષા એક કમિટિ મારફતે લેવાશે. તે કમિટિના પ્રમુખ સરકારી હાઈસ્કૂલના હેડમાસ્તર ગણાશે. પરીક્ષામાં બેસવાની અરજીઓ ઠરાવેલા છાપેલા ફોર્મ ઉપર કરવી. આ ફોર્મોની નકલો પરીક્ષક કમિટિના પ્રમુખ પાસેથી મળી શકશે. ઉમેદવાર જે જિલ્લાનો હોય તે જિલ્લાની મધ્યસ્થળની પરીક્ષક કમિટિના પ્રમુખને અરજીઓ મોકલવી. તા. ૧૫–૧૨–૨૦ સુધી અરજીઓ અને ફી કમિટિ લેશે. તે તારીખ પછી કોઈ પણ અરજી સ્વીકારવામાં આવશે નહિ.

૪ ઉમેદવારોની ઉંમર, સ્કોલરશિપની રકમ અને મુદ્દત, કેટલી ફી આપવાની છે તે, વગેરે બાબતની સઘળી વિશેષ હકીકત નિયમોમાં આપેલી છે. નિયમોની નકલો પરીક્ષક કમિટિઓના પ્રમુખને કરવાથી મફત મળશે.

ઉત્તરવિભાગની બધી સરકારી અને મદદ લેનારી મુખ્ય ગુજરાતી નિશાળોમાં જાહેરખબર ચોઢવાના પાટીઆ ઉપર પણ તેની નકલો ચોઢવામાં આવી છે.

| ઉ ભા. એ ઇ૦ ની ઑફિસ: તા. ૧૩ ઑકટોબર ૧૯૨૦ | (સહી) જે, એસ કાદરી. એ. ઈ ઉ. ભાગ. |
|---|---|

## હાઈ અને સ્પેશયલ સ્કૂલોમાં આપવાની કાઝી શહાબુદ્દીન સ્કોલરશિપ.

નં. ૮૮૧૪ ક.

૧ આથી ખબર આપવામાં આવે છે, કે કાઝી શહાબુદ્દીન એન્ડાઉમેન્ટ ફંડમાંથી અમદાવાદ અને ખેડા જિલ્લાની કોઈ પણ જાહેર સ્કૂલના મુસલમાન ઉમેદવારોને હાઈ અને સ્પેશ્યલ સ્કૂલોમાં પાંચ પાંચરૂપીઆની બે સ્કોલરશિપો આપવા સારૂ તા. ૨૬ મી જાન્યુઆરિ

૧૯૨૧ ને બુધવારને રોજ અને તે પછીના દિવસોએ ૧૧ વાગે સ્પર્ધાની પરીક્ષા અમદાવાદ અને નડિઆદ (સરકારી) હાઇસ્કૂલોના મકાનમાં લેવાશે. આ પરીક્ષા તા. ૩-૨-૧૯૧૬ના મુંબઈ સરકારી ગેઝેટના ભાગ ૧ ના પૃષ્ઠ ૧૫૮થી ૧૬૨મે પ્રસિદ્ધ થએલા નિયમો મુજબ લેવાશે.

૨ પરીક્ષામાં બેસવાની અરજીઓ અને દાખલ ફી તા ૧૫-૧૨-૨૦ સુધી તે પછીના દિવસોએ અમદાવાદ અને નડિઆદ મધ્યસ્થળના પ્રમુખ લેશે

| | |
|---|---|
| ઉ. ભા૦ એ ઇ૦<br>ઓફિસ.<br>અમદાવાદ. ૧૩ ઓગસ્ટ ૧૯૨૦ | (સહી) જે, એસ કાદરી<br>એ. ઇ. ઉ. ભાગ. |

## મિડલ તથા સ્પેશ્યલ સ્કૂલોમાં અમદાવાદ કણબી ઇન્કન્ટીસાઇડ ફંડ સ્કોલરશિપો.

નં. ૮૮૧૪ ઈ.

આથી ખબર આપવામાં આવે છે કે અમદાવાદ કણબી ઈન્કન્ટીસાઇડ ફંડમાથી રૂ. ૩ ની એક એવી ૭ સ્કોલરશિપો મિડલ તથા સ્પેશ્યલ સ્કૂલોમાં આપવાની હરિફાઈની પરીક્ષા શુક્રવાર તા. ૨૮-૧-૧૯૨૧ અને તે પછીના દિવસોએ અમદાવાદ આર સી. હાઇસ્કૂલના મકાનમાં લેવાશે તે પરીક્ષા મુબઈ સરકારી ગેઝેટના તા. ૫ મી મે ૧૯૦૪ ના ભાગ ૧ ના પૃષ્ઠ ૫૧૨-૫૧૪ મે પ્રસિદ્ધ કરેલા નિયમોની કલમ 'ઇ' માં દર્શાવેલી શરત, અને નિયમો મુજબ લેવાશે.

૨. અરજી તથા પરીક્ષામાં બેસવાની ફી તા. ૧૫ મી ડિસેમ્બર ૧૯૨૦ સુધી અમદાવાદ મધ્યસ્થળના સ્કોલરશિપ પરીક્ષાની કમિટિના પ્રમુખ લેશે.

| | |
|---|---|
| અમદાવાદ.<br>૩-૧૦-૨૦ | (સહી) જે. એસ. કાદરી.<br>એ. ઈ. ઉ. ભા. |

## શુદ્ધિ પત્ર.

પૃષ્ઠ ૧૯૨ પુસ્તક ૫૯ મુ અંક ૮ મો. ઇતિહાસ આસન ૪થામાં લખેલા ૧૦૦ ટોકડા ગણવાના નથી.

| | | | | |
|---|---|---|---|---|
| ૫ | મિ. એન. ફરામજી; સ્ટેશન રોડ, વલસાડ. "અદ્ભુત શાપ અથવા હીરાની ચોરી" | ગુજરાતી. | પ્રાથમિક નિશાળોમાં ઇનામની ચોપડી તરીકે. | ૧—૦—૦ |
| ૬ | અધિપતિ, ગુજરાતશાળા પત્ર, અમદાવાદ "શાળાપત્ર જ્યુબિલિ અંક" | " | ઇનામ તથા લાયબ્રેરિના પુસ્તક તરીકે. | ૦—૮—૦ |
| ૭ | મિ. આપમદ પુરુષદાસ શાહ હેડમાસ્તર, તાલુકા સ્કુલ, માદરા. મહીકાંઠા "રાધનપુર સંસ્થાનની સામાન્ય ભૂગોળ" | " | પ્રાથમિક નિશાળોમા શિક્ષકોના વપરાશ માટે લાયબ્રેરિના પુસ્તક તરીકે | ૦—૨—૬ |
| ૮ | મિ. હરગોવિંદ નન્દલાલ પંડિત ચમેલ તાલુકા. નડિઆદ. "નીતિવાચન પુસ્તકમાળા. પુસ્તક ૨ જુ" | " | પ્રાથમિક નિશાળોમાં ઇનામ તથા લાયબ્રેરિના પુસ્તક તરીકે | ૦—૨—૬ |
| ૯ | મિ. છગનલાલ અમરશી એ. ના મેનેજર, "માનવહિત પુસ્તકમાળા" અમદાવાદ. "સ્વર્ગની સામગ્રી અથવા વિચાર સેતુ વર્ણન." | " | પ્રાથમિક અને માધ્યમિક શાળાઓમાં ઇનામ અને લાયબ્રેરિ પુસ્તક તરીકે. | ૦—૮—૦ |

| | | | |
|---|---|---|---|
| ૧૦ | મિ. જીવણલાલ અમરશી મહેતા. "મુક્તિમાળા ભાગ ૧લો" | ગુજરાતી. | પ્રાથમિક તથા માધ્યમિક શાળાઓમાં લાયબ્રેરીના પુસ્તક તરીકે. |
| ૧૧ | મિ. જીવણલાલ અમરશી મહેતા. " તત્વ ચિંતન " | " | માધ્યમિક શાળાઓમાં ઇનામ તથા લાયબ્રેરિના પુસ્તક તરીકે |
| ૧૨ | મિ. પ્રેમચંદ કરમચંદ શાહ કપડવંજ. "સરળ ગુજરાતી બાળ વ્યાકરણ" ૨૩ મી આવૃત્તિ. | " | પ્રાથમિક શાળાઓમાં લાયબ્રેરિના પુસ્તક તરીકે. |
| ૧૩ | મિ. ડાહ્યાભાઇ ગજાનન પંડિત, નરસંડા તા. નડિઆદ, "નીતિવાચન પુસ્તક ૭ જું" | " | પ્રાથમિક શાળાઓમાં ઇનામના પુસ્તક તરીકે. |
| ૧૪ | ભિક્ષુ અખંડાનંદ, મંત્રી સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય. અમદાવાદ. " સદ્ગુણી બાળકો " આવૃત્તિ ચોથી. | " | પ્રાથમિક અને માધ્યમિક ( મિડલ) શાળાઓમાં ઇનામ તથા લાયબ્રેરિના પુસ્તક તરીકે |
| | | " | તથા ટ્રેનિંગ સંસ્થાઓમાં લાયબ્રેરિના પુસ્તક તરીકે. |
| ૧૫ | " બાળ સદ્બોધ " ૩જી આવૃત્તિ. | " | પ્રાથમિક શાળાઓમાં તથા માધ્યમિક મિડલ સ્કૂલસમાં લાયબ્રેરિ અને ઇનામ માટે. |

| | | | |
|---|---|---|---|
| " | | લાયબ્રેરિના પુસ્તક તરીકે. | |
| "ગુલામી વહેપાર બાંધ રજો" | " | " | ૧—૮—૦ |
| મેસર્સ એન. એમ. ત્રિપાઠી અને કંપનિ બુકસેલર—મુંબઈ | | | |
| " નદશંકર જીવન ચિત્ર" | " | " | ૧—૦—૦ |
| મિ જીવનલાલ અમરશી મહેતા મેનેજર, "જ્ઞાનવર્ધક ગ્રન્થમાળા. અમદાવાદ | | | |
| 'ફ્રેન્કલિનો રજપુત હેમ્લેટ." | " | " | ૧—૮—૦ |

તા. ૯ મી જૂન ૧૯૨૦
ઉ વિ મે એ ઇ. સાહેબની ઓફિસ અમદાવાદ.

(સહી) J S. Kadri.
એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર.
ઉત્તર વિભાગ

## ગ્રાહકોને વિજ્ઞપ્તિ.

ચાલુ વર્ષમાં અમારા માસિકનું વાર્ષિક લવાજમ રૂ ૧—૩—૦ કરી લીધી હતી. જણાયુ છે કે છાપવાના દર વધતા જાય છે અને કાગળોની મળવાને લીધે તેની કિંમત પણ અતિશય વધી છે, તેથી વર્ષ આખર આ માસિકને આર્થિક નુકશાન વેઠવાનો સંભવ છે. આથી લાચારીથી અમે અમારા માસિકનું વાર્ષિક લવાજમ તા ૧—૧—૨૧થી રૂ. ૧—૩—૦ને બદલે રૂ ૧—૮—૦ (દોઢ રૂપીઓ) ટપાલ ખર્ચ સાથે રાખવાનું નક્કી કર્યું છે. ઉત્તર ભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબે તા ૨૯—૭—૨૦ ના હુકમ નંબર ૮૧૫૦થી તે વધારો કરવાની મંજુરી આપી છે. અમારા ગ્રાહકો જે મદદ આપતા આવ્યા છે તે જારી રાખશે એવી આશા છે. તંત્રી.

## છોકરાઓને કાઢી મૂકવા સંબંધી જાહેરખબર.

| છોકરાનું નામ | મ. ડિરેક્ટર સાહેબનો હુકમ નંબર, અને કાઢી મૂકવાની તારીખ. | ગુનો | જે સ્કૂલમાં અભ્યાસ કરતો હોય તેનું નામ | કઈ નિશાળમાં દાખલ થવા પ્રયત્ન કર્યો | સજા | સજાનો સમય. |
| --- | --- | --- | --- | --- | --- | --- |
| બળવંતરાવ લક્ષ્મણરાવ. | ૭ ૧૧૦૨૨ તા ૧– ૦–૨૦ | લીવીંગ સર્ટિફિકેટમાં બીન સત્તાના કરેલા ફેરફાર. | નવસારી નિશાળ નં. ૪. | ન્યુ આયમરી સ્કૂલ નં ૨ સુરત. | કોઈ પણ મજુર થએલી શાળામાં દાખલ નહિ કરવો | ૧૧–૧૦–૨૦ થી એક વર્ષ સુધી. |

ટીપ —ઉપર લખેલો વિદ્યાર્થી કોઈ શાળામાં દાખલ થયો હોય તો એકદમ કાઢી મૂકવો.
એ. ઈ. સાહેબનો તા. ૧૯–૧૦–૨૦ નો હુકમ નં. ૯૧૫૧–

૨

| છોકરાઓનાં નામ. | મ ડિરેકટર સાહેબનો હુકમ નંબર અને કાઢી મૂકયાની તારીખ | ગુનો | કઈ નિશાળમાં પ્રથમ ભણતો હતો | કઈ નિશાળમાં દાખલ થવા ગયો. | સજા | સજા ભોગવવાનો સમય. |
|---|---|---|---|---|---|---|
| ૧ ઝીણાભાઈ જે. દેસાઈ | ૭ ૧૦૨૪૬ તા. ૨૭-૯-૨૦ | લીવીંગ સર્ટિફિકેટમાં બીનસત્તાના કરેલા સુધારા. | એમ. એન્ડ. આર. ટાટા હાઈસ્કૂલ, બિલીમોરા | ૨૭ મી જે. આર હાઈસ્કૂલ ગણદેવી. | કોઈ પણ મંજુર થએલી શાળામાં દાખલ કરવાની મનો. | તા. ૭-૯-૨૦ થી એક વર્ષ સુધી. |
| અહમદ મહમદ કુરેશી. | ૫ ૧૦૧૮૭ તા. ૨૯-૯-૨૦ | ઘણીજ ખરાબ વર્તણુક, નિશાળના નિયમોનો ભંગ | એન્ટરીન્સ્ટન હાઈસ્કૂલ મુંબઈ | ” | ” | ૨૦-૮-૨૦ થી એક વર્ષ સુધી. |
| મહાદેવ રઘુનાથ સત્રે | ” | ” | ” | ” | ” | ” |
| પાંડુરંગ ગોપાળ સબનીસ. | ” | ” | ” | ” | ” | ” |

ઉપર લખેલા નામના વિદ્યાર્થીઓ કોઈ નિશાળમાં દાખલ થયા હોય તો કાઢી મૂકવા.

અમદાવાદ તા ૬-૧૦-૨૦ સહી. જે. એસ. કાદરી.
હુકમ નં. ૮૫૩૫ એ ઈ. ઉત્તર ભાગ.

# લેખનકળા કોપીબુકો.

ગુજરાતી અને બાળબોધ ૭ નંબરમાં

દરેક નંબરની કિંમત અઢી આના.

કેળવણીખાતાના મે. ડિરેક્ટર સાહેબે મુંબઇ ઇલાકાની ગુજરાતી નિશાળોમાં ચલાવવાને મંજુર કરી છે.

૨૫૦ અને તે ઉપરાંત કોપી ખરીદનારને સેંકડે ૧૫ ટકા કમિશન આપવામા આવશે. પેકિંગ અને રેલ્વે ખર્ચ પણ આપવામાં આવશે, પણ પોસ્ટ મારફતનું કે સ્ટેશનથી આગળનું ખર્ચ આપવામાં આવશે નહિ.

કોપીઓ સાથે બીજા પુસ્તકો મંગાવનારને સેંકડે એક ટકો હકસાઈ ખર્ચ મોકલી આપવા ગોઠવણ રાખી છે. મળવાનું ઠેકાણું—દાદાભાઈ જગજીવનદાસ એન્ડ સન્સ. લેખનકળા કોપીબુકની ઓફિસ—જુની કાળકાદેવી પોસ્ટ ઓફિસ સામે નંબર ૨૧૭—મુંબઈ.

---

# દસ્કત શિક્ષક કોપી બૂકો.

ગુજરાતી અને બાળબોધ આઠ નંબરમાં, કેળવણી ખાતાના મે૦ ડિરેક્ટર સાહેબે મુંબઇ ઇલાકાની દરેક ગુજરાતી નિશાળોમાં ચાલવાને મંજુર કરી છે. લડાઇને લીધે કાગળના ભાવ બેહદ વધી જવાથી મે૦ ડિરેક્ટર સાહેબના, નં૦ ૧૧૨૪૫ ૧૯૧૭-૧૮ ની સાલના, હુકમથી હાલ થોડા વખત માટે અઢી આના દરેક નંબરની કિંમત રાખી છે ૨૭• અને તેથી વધુ કોપી ખરીદનારને હાલમાં સેંકડે (૧૫) ટકા કમિશન ઉપરાંત પેકિંગ અને રેલ્વે ખર્ચ આપવામાં આવશે પણ પોસ્ટ મારફતનું કે સ્ટેશનથી આગળનું ખર્ચ આપવામાં આવશે નહિ દસ્કત શિક્ષક કોપી બુકોની સ્ટીલ પેનો દરેક નંબરને બંધ બેસતી, ૧ થી ૮ નંબરની, દરેક ગ્રોસ ૧ કિંમત રૂ ૦ાા નક્કી.

મળવાનું ઠેકાણું:-

**આદરજી કાવસજી માસ્તર.**

ઠે. નં૦ ૧૦ ધોબી તલાવ—મુંબઇ

---